# મોટરમાં મારી મુસાફરી

## મુંબઈથી કાશ્મીર



# મોટરમાં મારી મુસાફરી.

## મુંબઈથી કાશમીર

અને

વળતી વખતની ખબર, પંજાબ, ખેવરા,
સીમલા, જોડયા પ્રાંત અને
રાજપુતાનામાં સફર.

લખનાર

ડૉ. મઝ઼બાન રતનજી કોઠાવાલા.



આવૃતિ પેહેલી.

કિંમત રૂ. ૫-૮-૦.

રૂસ્તમ એન. વાચ્છાગાંધીએ મુંબઇ, કોટમાં નાં૦ ૧૬, બ્રીટીશ
હોટેલ લેન, એપોલો સ્ટ્રીટ મધ્યે સાંજ વર્તમાન પ્રેસમાં છાપ્યું છે.
પ્રગટ કરનાર ડા૦ મર્ઝબાન રતનજી કોઠાવાલા,
ઠે:—ટોડી ટેરેસ, લેમીંગટન રોડ, ગ્રાન્ટરોડ, મુંબઇ.

# મોટરમાં મારી મુસાફરી

## મુંબઈથી કાશમીર

કર્તા

ડૉકટર મર્ઝબાન ર. કોકાવાલા

# અર્પણ પત્રિકા.

---

મી૦ અને મીસીસ જાહાંગીર કે૦ બી૦ મેહેતાને "મોટરમાં મારી મુસાફરી." નું આ પુસ્તક માન સહિત અર્પણ કરવાની રજા લઉં છું. મી. જાહાંગીર મેહેતા જેવા ઉમદા ખવાસના અને મુસાફરીના શોખીન, ઉમંગી, ઉલટ-મંદ, શાંત ને શુદ્ધા ગ્રહસ્થ, અને તેવણુનાં તેવાંજ ભલાં ને ખાનદાની મોહોરદાર જેઓ દુનિયાના અનેક ભાગમાં ચાલુ સફરો કરી મુસાફરીમાં અસાધારણ ઉત્તસાહભર્યો ભાગ લેનારાં મીસીસ હમાબાઇ મેહેતા જેવાં સાહસિક સ્પોર્ટીંગ સ્પીરીટના વખાણનારાં પરમાર્થી બાનુને "મોટરમાં મારી મુસાફરી મુંબઈથી કાશમીર" નું આ પુસ્તક અર્પણ કરતાં મને બહુ મોટી ખુશાલી ઉપજે છે.

મર્ઝબાન રતનજી કોઠાવાલા



મી૦ અને મીસીસ જાહાંગીર કે૦ બી૦ મેહેતા.

# પ્રસ્તાવના.

બચપણના વખતમાં કાશમીરનું નામ સાંભળી તેની બરફથી ઢંકાયલી જગ્યા, થંડી આબોહવા, દેખાવોની સુશોભિત ખુબસુરતીના ચમત્કારિક તરેહવાર ખ્યાલો આ નાહના કોમળ પણ લાલચુ મગજમાંથી પસાર થતા હતા. કુરતાં અને ઝભળાનાં બચપણમાં પણ કાશમીરની ચોપડીઓમાં મધુર રંગવાળા ચિત્રો જોઇ મ્હોડામાં પાણી છુટતાં હતાં. તે નિર્દોષ જમાનામાં આ મુલક તો જાણે પૃથવીને છેડે વાદળના આસરા હેઠળ દુનિયાથી અલગ સમાયલો દેખાતો હતો. આ ગગનને લાગી રહેલો મુલક મારા જેવા માનવીની હદ બાહેર દેખાતો હતો. તેના માર્ગની બિકટ કહાણીના સુંદર ચિત્રનો સાથ છોડયો છોડાતો હતો નહિ. બચપણના વખતમાં આ ચિત્રો જોઈ લખાણોનો સાર જાણવાને ગોતાં મારતા હતા. આ મનોરંજક હેવાલ અને અદ્દભૂત કથા એક એકને મ્હોડે દિવસભર દિવસ સાંભળતાં કોમળ મગજ ઉપર મજબુત છાપ બેઠી હતી, જે રમતયાળ દિલ પીગળાવવામાં મક્કમ ઉમેરો કરી આપતી હતી. જો કે બરફના પહાડો ઉપરની બિકટ મુશ્કેલીની વાતો અને હાથ પગ ઠરી જઇ નાક આંગળાં ખરી જવાની કહાંણી ધાસ્તી ખવડાવી દેતી હતી છતાં તેની ખુબસુરત મોહીનીનો લોભ છોડયો છોડાતો હતો નહિ.

ધીરજ અને મક્કમ નિશ્ચય તેને નજીક અને નજીક ખેંચતું ગયું, અને વખતના વેહેવા સાથે જમાનાની ગિર્દશ બદલાવવા સાથ, રસ્તાની મુશ્કેલાઇ કમતી થઇ પણ તે સાથ રૂપીઆ એકના બાર બતક, અને આઠ મરઘીની જગ્યા સવા રૂપીઆનું એક બતક અને ચઉદ આનાની મરઘીએ લીધી. આ કાંઇજ નહિ પણ કુદરતની ખુબીની સહેલનો વેરો છે.

પાછળના પ્રકરણોમાં જોવા મળશે કે ઘણી જેહેમત પછીજ આ ખુબીવંતાં ભવ્ય સ્થળનો સ્વાદ ચાખવા મળે છે. ત્યાં પુગતાં કેટલોક શ્રમ અને સહાસ ઉપાડવો પડે છે. અને વળી જેઓ મારી માફક, એકવાર ફરીને બચપણ લાવી રમતીયાળ દિલે મુંબઈથી ઠેઠ કાશમીરની મુસાફરી મોટરમાંજ ઉપાડે તેને તો વધુ જેહેમત માટે તૈયાર રહેવું જોઇએ.

મોટરમાં જવું કે એરોપ્લેનમાં જવું એ તો પ્રત્યેક પ્રીતિ અને દેહની પ્રકૃતિની ઉપર છે. પણ મારા છોકરવાદયા જમાનામાં તો મોટર હતી નહીં એટલે કેમ જવું તેનો વિચાર તે વખતમાં આગળથી કરી રાખ્યો હશે નહિ. પણ ચિત્રમાં બરફના રસ્તા ઉપર ખચ્ચર વડે માણસને સફર કરતાં જોઇ મારૂં દિલ પણ તેજ અજમાવવાને તૈયાર થયું હશે.

યાદ આવતાં આજે હું મારીજ ઠઠ્ઠા મશકરી કરી હસું છું, કે બાર વરસની ઉમ્મરે બાવીસ ઓરડાના ઘરમાં માથાં આગળ બંદુક અને પગ તરફ તલવાર, તકીયા તળે છરી, અને પલંગ નિચે ભાળો લઇ રાત્રે ચોકી કરતો એકલો સુતો હતો. જો કોઇ આવ્યો હતે તો એકજ ધકકો મારી બંદુક છીનવી લઇ ચાલતો થતે. તેજ પ્રમાણે જ્યારે દાંત વગરના ડાંચાવાળા જમાનામાં હોઠ નાકને અને નાક ગુંઠણને લાગતાં હશે ત્યારે આ મોટરવાળી કાશમીરની સફર માટે પણ કરચલીવાળો ચેહેરો બંધ મ્હોડે છાતીમાંથી આંચકા સમેત ડોકું હલાવતાં એજ પ્રમાણે હસશે.

આ પ્રવાસની શાબાસીનો ઘટતો હિસ્સો મારી ભાગીદારને પણ આપવો ઘટે છે જેણે આખા પ્રવાસ દરમીઆન ઘડીઆળના કાંટાના નિયમે અસબાબ મોટર માટે તૈયાર રાખવાનો હતો. વળી તે પણ કાંઇ કમતી હતો નહિ. અમારી સાથે સર્વે સગવડો રાખી હતી, જેમાં કોઇ ચિજની બાકાત હતીજ નહિ અને

જેનો છુટથી વપરાસ કરતા હતા અને સર્વે ઠેકાણે ઠાઠથીજ ફરતાં હતાં. ઘણા હોટેલોની ટેબલો શોભી રહેવાનું માન ખાટી ગઇ હતી અને અનેક રાજવંશી મેલાવડામા પણ એવાજ દમામથી સજ થઇ બેઠા હતા. આ સર્વે એક દિવસ માટે બહાર ખોલવું અને પાછી ઘડીવાળી જગેવગે કરવું, એ સર્વે ખરેખરી કષ્ટીનું કામ હતું.

જ્યારે હું સર્વે કપડાંલત્તાં, બેડીંગ–બીસ્તર, ટોઇલેટ સાબુ જગેવગે થતો જોતો હતો, ત્યારે મારૂં રોજનું મોટરનું કામ અને તેને આખો દિવસ હાંકવાનો શ્રમ તેની આગળ નાહનો સમજતો હતો.

વળી મોટરમાંના સર્વેએ આ સફર સફળ બનાવવામાં મોટો અને મક્કમ ફાળો આપ્યો હતો. જે વગર તે આટલા મોટા વિસ્તારમાં કરી શકાતે નહિ. માસીની ચાહ અને ભાણેજની ચતુરાઇએ મોટો ભાગ ભજવ્યો હતો. વળી મારા નાનકડા જીવડાએ તેની ચીવટ હાજરી આપી મને ધીરજ બક્ષી આટલો લાંબો વખત બહાર રહેવાને સક્ય કર્યું હતું.

**મર્ઝબાન ર. કોહાવાલા.**



# અમારો લોખંડી રથ.



લોખંડી રથ'ને પાખંડી સ્વાર,
સંભાળથી મુક તું સર્વ ચિતાર.
આનંદી આલમ કરે છે વાર,
કહાણીના કીર્તનનો કરતાં સ્વિકાર.
વાટ અને માર્ગના કહણુ વર્ણન.
આ ચિત્રનો વિપય મારી મંગળી મગન.
ચઢતી ને પડતી તે જતી અપાર.
વિજળી કે વા ન કરતી દરકાર.
દોડતી તે જાણે સોયની અણી.
પરવત પર ચઢતી વેગે વળી.
સત્યની સણુંદથી પાળ્યો ધરમ,
સ્નેહના સંયોગનો આ છે ભરમ.
માઈલ જ્યારે સાત હજાર કર્યાં ખતમ,
ઝાડ અને પહાડે કર્યાં નમન.
પાંચ માસની પરવેશમાં કીધી તમામ,
ઢંગધડ આખર આવી પોહોંચ્યા મુકામ.

# મોટરમાં મારી મુસાફરી.

## મુંબઇથી કાશમીર

અને

વળતી વખતની ખૈબર, પંજાબ, ખેવરા,
સીમલા, જોડયા પ્રાંત અને
રાજપુતાનામાં સફર.

## પ્રકરણ પહેલું.

ઘણા સાલો એક પછી એક મિથ્યા પસાર થયા, અને વીસમી સદીનું નસીબવંતું વીસ ઉપર બીજું વરસ ફળવંત નિવડયું.

બખતાવર સપ્ટેમ્બરની છઠ્ઠીનો દિવસ! તારી વાટ જોતાં આંખોના ડોળા કેમ ખેંચાયા હશે તેનો ખ્યાલ અરે વાંચક તું કેમ કરી શકશે? ઘણી જાગૃત રાતો સ્વપ્ના મિસાલ ઓરંગા મારતાં મારતાં પસાર થઇ, ત્રણ ત્રણ મહીના દિવસ શું કે રાત, સદંતર થાકેલાં કે આરામ પછી તરત, મોટરમાં કાશમીરની સેહેલઘાહ કરવા, અને તેને માટેની જોઇતી તૈયારીઓ માટે સેવક મશગુલ બન્યો હતો.

મારી ખડતલ મોટર! તારી વફાદારીની સચ્ચાઇ આપ મેળે બહાર પડશે અને તેનાં ગીત લીટીએ લીટીએ પોતાની મેળે

ગવાશે. તારી તરફ ખેંચેલી રંજનો જરાકે જરાક બદલો વ્યાજ સીકકે તેં કેમ વાળી આપ્યો તેની હકીકત સર્વેને પોતાની મેળે મળશે. જ્યારે હું તારાં હાડકાં પાંસળાંની ખબર દમ ભર દમ લેતો હતો ત્યારે મને પુર્ણ ખ્યાલ હતો કે આ કદીમ કાળા માથાના માનવીએ ધરતી માથે ઉપાડી હતી. મુસાફરીના વિસ્તારનું તોલ પણ બરાબર કર્યું હતું, અને અર્ધે રસ્તેથી નિષ્ફળ નિવડી પાછા વળવાનો પણ નતીજો સંપુર્ણ રીતે સમજતો હતો. જો એમ બન્યું તો ટાહુકા તાણુથી કેમ ઢુંપાઇ જવાશે તેનો ખોફ આગળથીજ ધ્રુજી ધપકીને મનમાજ રાખ્યો હતો અને તેજ પ્રમાણે તૈયારી કરી રહ્યો હતો.

દિલ્હી ને આગ્રા ને ગ્વાલીયર પેશતર,
લાહોર ને જીલમ ને પીંડી ઉત્તર;
પોંહોંચ્યો જો નહિ, નામ થાય બદતર,
ખંતીલા ખમીરથી માથે લીધી સફર.

ગાઇડ-બુક તેમજ નકશાઓ અને આસપાસના મુલકની હાલત મેળવતાં વિલંબ તો લાગ્યો, પણ તે સર્વે સેહેલથી મેળવી શકયા.

કાશમીરના રસીલા હેવાલો અને રળીઆમણા રંગબેરંગી ચિત્રો જોઇ મ્હોડામાં પાણી છુટતાં હતાં. દિવસ તો અનેક જાતની તૈયારી કરવામાં પળવારમાં પસાર થઇ જતો હતો, ત્યારે અર્ધી અર્ધી રાત સુધી બેસીને તે દેશના મનોરંજક હેવાલો વાંચવામાં થાક લાગતી હતી નહિ. દિવસ તો માણુસાઇ રોગ અને તેની સાથે મોટરનો પણ રોગ શોધવામાં વહી જતો હતો, અને રાત, હેવાલ વાંચવામાં અને ત્યાર પછી તેના ગુલાબી સ્વપ્ના જોવામાં એજ રીતે પળવારમાં પસાર થતી હતી.

સફર અતી લાંબી હતી. વિશાળ જંગલો, મહાન પરવતો, અને તેનાં પાણી પી તાજી બનેલી ઉછળતા મોજા સાથની મોટી બેપરવા નદીઓ ઓળંગવાની હતી. વળી એકલા જવાનું હતું નહિ, બાળ બચ્ચાં કુટુંબ પરીવાર સાથે જવાનું હતું. એટલા માટે આ તરફડતો જીવડો બીજા એક એનાજ જેવા મગજના માણુસ અને તેની જોરેમંદ મોટરની શોધમાં બહાર પડયો.

ખુદા માફ કરે! હા કહે કોણ, અને આવવાની ભિડ ધરે કોણ? જેઓના કાન ઉપર આ વાત નાંખતા, તેઓ આ સાંભળી અમારી મશ્કરી કરતાં, અને હસી કાઢતાં, ઘણા દોશ્ત આસનાઓને આ વાત તુરંગી અને અસંભવિત લાગી, અને વળી અતિશ્ય જોખમ ભરેલી અને અશકય માનતા હતા.

મોટા પહાડો વરસાદના વમળમાં તોફાની પવનમાં સપડાયલા તેઓને અશકય દેખાતા હતા. નદીઓ દરિયા સમાન એક પારથી બીજી પાર પુર જોશમાં તેની અપાર શક્તિનો વપરાશ કરતી ઝાડ, લાકડાં અને એવી અનેક એના વમળમાં સપડાતી જણુસો પુર ઝડપમાં તાણી જતી દેખાતી હતી. જંગલો અને તેનાં વિકાળ પ્રાણીઓ મુસાફરી માટે તેઓને આફતકારક નડતળ સમાન દેખાતાં હતાં; ત્યારે બીજી બાજુએ તે પહાડો મને મીટ્ટીના ઢગલા સમાન અને નદીઓ પાણીના રેલા જેવી દેખાતી હતી.

આદમ અને હવાને એક વખત આસરો આપનાર બિકટ જંગલો ફુલપાન અને મેવાના બગીચા સમાન દેખાતાં હતાં; જેનાં ઝાડો મેવાથી લચી જઇ જમીનનો આસરો લેતાં માલમ પડતાં હતાં; અને ફુલોની સોરમ અને તેઓના દેખાવ તેને ગોયા પરેસ્તાનમાં ચિતારી નાખતા હતા.

હું ઝાહેલ નથી ફરઝંદ તારૂં મોતેબર માદર,
કે પેદા ન થયો આજનો શાયર ઝફર.
જે લખું છું આખર ખતમ કરી સફર,
સમજી શકયો હું તુજની મારી ફિકર.

છુપી તૈયારી કરતો પણ હેઠી ગરદન,
નિત શાંતિથી સાંભળતો નસિહત હરદમ,
તું કેમ આવાં જોખમમાં પડયો એકદમ ?
પુખ્ત વિચાર તો કર, ભરે ભયંકર કદમ ?

દરશાવું તેનો સબબ હું મુશકેલ વગર
સમજ જરા ઓ મારી વહાલી માદર.
હતે તારૂં દિલ જો હિમત વગર,
તો મારામાં ઉતરતે તેની અસર.

ઉપાડી જેહમતથી પોતે સફર,
શા સારૂ જીવની કરૂં વહાલી કદર
પુરી નથી મળતી મને તેની ખબર
છોડી મેં કરવી હવે નાદાન ફિકરઃ

મોટો તે છુપો ને ગુપ્ત કામદાર,
નથી છોડતો તે નાના કે મોટા માલદાર,
હવે સવાલ કર મને કેમ આવી અક્કલ
ભાસે છે ખુલ્લું ખતમ થતી મંજલ.

ભારી ભરતી થઇ રહી છે ચશમો સાગર,
ડોળા તું કેમ ખાય ? શુરી કિસ્તિ, અંદર,
ફાટયો જો ખંડ નાવ જાએ ગરક,
ખતમ કરૂં ઝટ રખે ખુટે જીગર.

એસેકુ મીલા તેસા, તેસેકુ મીલા તાઇ એ તીનુને મીલકે તુતી બજાઇ. સાથે આવનાર સાથી મળ્યો અને તેની મોટર પણ નક્કી થઇ. દિવસ ઉપર દિવસ ભરાતા ગયા. સરસામાન સર્વે તૈયાર થઇ રહ્યું. આખર દિવસની રાત બેઠી પણ ઉંઘ આવે ક્યાંથી? રાત્રે બાર વાગ્યા સુધી તો મોટર ઉપર અસબાબ લાધવો કેમ તેનો ખ્યાલ હઠે નહીં. ઉપડવાની સવાર અને મારી વચમાં માત્ર ચાર કલાકનો ગાળો હતો તે પણ ચાર દિવસ જેવો લાંબો લાગતો હતો. નિંદ્રાએ તો અમારી સાથે છેડા છુટા કરી લીધા હતા. અસબાબના વિચારમાં ને વિચારમાં રાત મોડે સુધી લંબાઇ અને તેનાજ ખ્યાલની થાકમાં આંખ લાગી ગઇ. પણ સવારના ત્રણને અમલે મરઘાના વાસવા સમેત જાગૃત થઇ જવાયું. તેજ વખતે કલ્પીત પરેસ્તાનના ખુશનુમા સ્વપ્ના જોઇ રહ્યો હતો એટલે સવારની ખાત્રી કાંઇ મળી નહિ. આંખોને મસળી જાગૃત કરી અને સબકતી સવારની ખાત્રી કરી.

આ સમયે સર્વે ઘરમાં ચિકાર ઘોરતાં હતાં, તેઓને જગાડવાં કેમ તેની તજવીજમાં પડયો. સાંભળજો, જેટલા ટકા બાદ કરવા હોય તેટલા બાદ કર્યા પછીજ માનજો. મોટરમાં સાથે અડીભીડીએ વગાડવા લશકરી રણસીંગડું રાખેલું જે બિસતરાની બાજુએ લટકતું જોઇ તે લઇ ગોઠવાઇ બિસતર ઉપર બેસી બેઉ ગાલ મક્કમ ફુગાવી અને પુર જોસમાં ફુંકી માર્યું. જોઇ લેવો મજાહ! વાંચક તું તારાજ મનમાં સમજી લે કે ઘરના નોકર ચાકર તેમજ સર્વે બીજાંઓના ઉંઘમાંથી એકદમ ઉઠતાં શું હાલ થયા હશે! કેમ છે તોબી કેમ? થયું છે તોબી શું? વળી એનો જવાબ શાનો! એતો સમજી લેવાનું કે આજે કાશમીરની સફર શરૂ કરવાનો દિવસ હતો.

હાથ, મોહ, દાતણપાણી અને ચાર ગોટ ચાહના પીધા કે તે સાથે નિચે ઉતરવાની વાત. નીચે જઇ મોટરની છેલ્લી

સરવાઇ લઇ સરસામાનની વાટ જોતો બેઠો. અંતે સામાન આવી લાગ્યો, જે ગોઠવવાનો મહા મુશ્કેલી સાથે શરૂ કર્યો.

અનેક બિસતરો, પેટીઓ, પોટલાઓ સાથ
જાણે પોર્ટમેન્ટો હેન્ડ બેગોની લાગી લંગાર
અરે, ટીફીન બાસ્કેટ કેમ તુને રાખું વિલી લગાર
માથે હાથ મુકી લાગ્યો કરવા વિચાર.
મોટર પર સિચ્યો સોલે સણગાર
બોલ્યા કે, ટાયરનો કરો વિચાર.

ઘેર છોડતાં સાડા નવ થયા. તે ઉપરથી જાણી શકાશે કે આ બધો અસબાબ કેટલો હશે અને તેને લાધતાં કેટલી મુશ્કેલી નડી હશે. અસબાબમાં તપેલી ને ચુલો પણ લેવાને ચુકયા હતા નહિ. વળી ટીન પ્રોવીઝન વગર તો ચાલે કેમ? દોરી દોરડાં તો જોઇએ અને કપડાંનું તો પુછવુંજ પડે શું? આ જમાનામાં બધી ડીસપેનસરી સાથે હોય નહિ તો ચાલે કેમ? અમે અમારી જગ્યા છોડી અને બે વધુ સાથીઓ લઇ બીજી મોટરના મથકે મુંબઇ નગરીની ઉત્તરે કુચ કરી ગયાં. ત્યાં પુગતાં તેઓ પણ અમારી માફક કાંઇક મુશ્કેલી પછી અસબાબ બાંધી અમારી વાટ જોતાં થોભ્યાં હતાં. અહીં એક વેળા ફરીથી અસબાબ ઠેકાણે કર્યો અને બેઉ જણ એક એકની પાછળ લેહેકા લટકા કરતાં નિકળ્યા. આ તબકકે સફર ખરેખરી શરૂ થયલી કહેવાય.

---

# પ્રકરણ બીજું.

---

## પરસીક પોઇન્ટપર દિલગીરી અને નાળામાં અજમાવેલો અખતરો.

## સિહ્યા ઘાટની સ્વારી અને ઇગતપુરીમાં નાઝનીનોની લાચારી.

---

અમારાં આરંભેલાં કામમાં નિષ્ફળતા મળવાની આગાહી અને એવા અનેક બીજા અભીપ્રાયો ઘણી તરફથી પડવાને લીધે દરેકે દરેક કાર્ય ઘણા ઠરેલ ઠરાવ પછીજ કરતા હતા. ઉશકેરાયલાં દિલ સાથે સફર ચાલુ કરી. કામકાજની જંજાળમાં ગરૂરી કરવાનો વખત તો હજુ સુધી હાથમાં આકાત રહ્યો હતો નહિ, પણ મળેલી ફતેહ માટે ચેહરા ઉપર ખુશાલી નજર પડતી હતી. સફરની ચિંતા અમારી મજાહમાં ખલલ નાખતી હતી નહિ. કોઇકવાર હરખવા ઉભરી નિકળતો હતો, પણ તેનો હરીફ, "મુસાફરીનો વિસ્તાર" આંખો સામે ડોળા ઘુરકતો મોજુદ રહી તેને વંઠી જવા દેતો હતો નહિ. જ્યારે પણ થોડા માઇલ કાપતા ત્યારે એવા બીજા બે હજાર માઇલ કાપવાના છે એ ખ્યાલ હંમેશ મોજુદ રહેતો હતો.

ખુશનુમાં હવા, સફાઇદાર રસ્તા, અને મોટરની મનમાનતી લાયકાત સાથે જરાક ઉતાવળે રસ્તો કાપતા ચાલ્યા. ખરેખર તો સફર હવેજ કરતાં હોઇએ એ પ્રમાણે અમને લાગતું હતું. કાંઇ પણ હરકત વગર માઇલ પછી માઇલો કાપવા લાગ્યા. શરૂઆત એટલે મોટરને રખેને આંચકો લાગે, રખેને પાણી

ગરમ થાય, રખેને ટાયરને નુકસાન પોંહોંચે એવી એવી હરેક કાળજી કરતાં આગળ વધતાં ગયાં.

ચોમાસાની આખેરી એટલે સર્વે દિશાએ લીલાલહેર વ્યાપી રહી હતી. ખુબસુરત દેખાવો વચ્ચે અમારી મોટર કુરલા ઘાટ-કોપર પસાર કરી પેશવાઇ થાણા આગળ આવી લાગંતાં હમશરીકની મોટરની વાટ જોતાં થોભ્યાં. તે પણ વચન પ્રમાણે વરતી થોડા વખતમાં આવી લાગતાં બેઉ જણે એક એકની તૈયારીની ડફાંસ હાંકવામાં થોડો વખત ગાળ્યો. ત્યાંથી નીકળ્યા અને થોડા વખતમાં જાણીતું અને મારૂં માનીતું પરસીક પોઇન્ટ આવી મને સામે ભેટયું.

પરસીક પોઇન્ટની રચના બીજી કોઇપણ જગ્યાની ખુબસુરતી કરતાં ઉતરતા દરજ્જાની નથી જોકે ચઢતામાં ચઢતા પ્રકારની રચના સાથે બાથ સહેલથી ભિડી શકે.

ઉતાવળમાં મારો હંમેશનો આ જગ્યાએ થોભવાનો ધારો મેં આ ટાંકણે તોડયો અને આગળ ચાલવા માંડયું પણ રેલની ફાટક મારી સામે બંધ થઇ અને હુમેશના નિબંધને બરજોરીથી મારી પાસે માન અપાવ્યું.

અહિં ઉલ્હાસ નદી તેની દિકરી કાળીની સાથે વરસો થયાં ભુખડી બારકસ થાણાની ખાડીમાં તેનાં સખાવતી રૂપેરી પાણી કાંઇ પણ અવેજ વગર ભરી રહી છે. આ ખાડી અને નદીના સંગમના પુનમના ચાંદ જેવાં સ્થિર પણ સુર્યના તેજથી ઝળકતાં રૂપેરી પાણી, તથા તેની પછવાડેના લીલોતરીથી ભરપુર લીલાછમ ટાપુ અદભુત દેખાવ દેતા હતા, જે નિહાળવામાં વખત ઝટ નિકળી ગયો. તે અજબ મુકાબલો કરતો દેખાવ ગમે તેવાં ઉશકેરાયલાં મનને શાંતી બક્ષવાને કાબેલ હતો.

મારો હમેશનો ધારો તારા ચરણ આગળ થોભી તારી તરફની મારી ફિદાગીરી જાહેર કરવાનો આજ મેં તોડવાનો પ્રયત્ન કર્યો,

પણ તેમાં મહાન પ્રતાપીના ગેબી હાથે સાબુત હાર ખાધી. ઉલ્હાસ અને કાળીને તેનો હમેશનો દરમાયો તેના દિલાવર દિલને માટે મોટરમાંથી ઉતરી મેં ભરી આપ્યો અને દરવાજાના ખોલવા સાથે આ મારૂં લાડકવાયું સ્થળ છોડી આગળ ચાલવા માંડયું. ફાટક ઓળંગી કે તોલનો પહેલો ચાંદલો અમને અહીં થયો. ચોકીદારો આડું લાકડું નાખી અહીં ઉભા હતા. આતો મુંબઇ ઇલાકાનાજ ચરિત્રો છે, બીજા કોઇ ઇલાકામાં તે જોવામાં આવતા નથી. તોલ રૂપીયો એક ને "સમસમ ખુલ જા." એટલે દરવાજો ખુલ્યો ને મોટર ત્યાંથી ઉપડી. થોડે સુધી તો પુનાનોજ રસ્તો કાપ્યો, પછી એકાએક કલ્યાણીનો રસ્તો ધર્યો; આનો દેખાવ વળી પુનાના રસ્તા કરતાં જુદોજ હતો. ખુલ્લા ખુબસુરત ડાંગરના કયાર્ડાના ખેતર પછી ખેતર મુકતાં ઉતાવળમાં અમારી મોટર ઉડવા માંડી, દોઢ કલાકની સફર પછી કલ્યાણીની મ્યુનીસીપલ તોલની છાપરી આગળ આવી લાગ્યા.

અમારા સાથીની મોટર પાછળ આવતી હશે એવું ધારી અમે આગળ વધી આવ્યા હતા. પણ થોભ્યા પછીજ માલમ પડયું કે તેઓ અમારો સંગ રાખી શકયા હતા નહિ. પાછળનો રસ્તો કલ્યાણીના રેલવે ઉપરના પુલની પેલી તરફ બે ત્રણ માઇલ સુધી સાફ સાફ જોવામાં આવતો હતો, પણ આ ત્રણ માઇલમાં તો તેઓની મોટરની ધણનસલ દેખાતી હતી નહિ. અમારી મોટરનું સુકાન ફેરવી તે દિશામાં નજર નાખી તેની રાહ જોતાં ઘણો વખત નીકળી ગયો. ચિંતા પણ ઉત્પન્ન થવા લાગી, તેટલામાં તો ઘણે દુર સાથીની મોટર ઉપર અમારી નજર પડી, જે જોઇ અમારી નિરાશીમાં ઉમંગ આવ્યો. મોટર ઘણી કોશેશ કરી ચાલી રહી હતી, એનું એનજીન પણ ગરમ થતું હોય એમ લાગતું હતું. પુછપરછ કરતાં માલમ પડયું કે પ્લગ ઉપર તેલ આવ્યું હતું અને તેટલા કારણસર વાર લાગી હતી.

હવે કલ્યાણીથી ભીમડીનો રસ્તો ધર્યો. તે બીજા રસ્તા સરખો સફાઇવાળો હતો નહિ. વળી મેઘરાજા અમારી ઉપર પ્રસન્ન થઇ ઝરમર ઝરમર વરસવા લાગ્યા. હવામાં થંડક ફેલાઇ એટલે અમારાં પેટમાં પણ ટાઢક પડવા લાગી કે હવે એ લાડકવાઇ કમતાકાત ઔર ગુસ્સા બોત મોટર તપી જશે નહિ. વળી એની તપવાની ગરમીથી અંદરનાં પણ તપી જાય તો બેવડી મુશ્કેલી થઇ પડે. મનોરંજક દેખાવો જોતાં આ ખડબચડો રસ્તો કાપતાં ભીમડીની સીમમાં અમે દાખલ થયાં.

અત્યાર સુધી તો મારી મંગળી મોટરને કોઇ જાતની આંચકી થઇ હતી નહિં. એ સર્વે હુકમને માન આપી તરત જવાબ આપતી હતી એ રીતે તે ઘણી સંતોષકારક રીતે વરતતી હતી. તેની ઉપરનો મારો વિશ્વાસ મક્કમપણે બેઠો હતો. અમારા સાથીની હાલત એટલી સંતોષકારક હતી નહિ, વળી એથી ઉલટીજ હતી અને દરેક પળે તેઓની ચિંતા વધતી જતી હતી. ભીમડીની સરકારી કચેરી સામે મોટર અતિ ગરમ થવાથી ફરજયાત તેને ઉભી કરવી પડી. આ તકનો લાભ લઇ અમે સર્વે મોટરમાંથી ઉતરી અહીંતહીં ફરવા લાગ્યા. અમને વસવસો આવવા લાગ્યો કે જો હાલમાંજ એમ હશે તો પાછળથી થશે તો કેમ? પણ ધન છે તારી ધીરજને અને ધન છે તારા ડિલનરને કે આ ખંતીલા સુકાનીઓએ એકવાર ફરીથી બ્રિસ્ટોનું તુથ બ્રશ કાઢી પેટ્રોલ વડે સર્વે પ્લગને દાતણ કરાવી આરોગ્યતાનો પહેલો પાઠ ભણાવ્યો.

આ વખત કાંઇ ચિંતામાંજ પસાર કર્યો નહિ, પણ બેઉ મોટરના રંગીલા જીવડાઓ સર્વે રીતે ફારેગ થઇ એન્જીન ઠંડુ પડે તેટલો વખત લીમડાની ઠંડી હવા ઘોરતા બેઠા. ટીફીનનો પણ વખત થયો હતો એટલે આ તકનો લાભ લઇ બાસકેટ ખોલી સુકું પણ સ્વાદિષ્ટ ભોજન બીસમીલ્લાહ કરી શરૂ કર્યું,

મરઘી સોરતાં સોરતાં કેટલોક વખત વહી ગયો. હમશરીકે સોડાની બાટલી ખોલી સુક્કાં ગળાં ભીજવ્યાં, અને ગપોસપો મારી કેટલોક વખત વધુ ગાળ્યો; પ્રવાસ ચાલુ કરવા સૌએ પોતપોતાની જગ્યા લીધી અને ચાલુ મુકયું.

ભીમડીથી કસારા સુધી ચાલુ એક સરખી ચઢાણ હતી. રસ્તો ઘણી નાની નાની નદીઓથી ભરપુર હતો જે પથરાની બાંધેલી પાળ વડે ઓળંગી જવાનો હતો. આ નદીઓ અને તેની પાળોનો કાંઇ સુમાર હતો નહિ. વળી ચોમાસાની આખેરી એટલે આ સર્વે નદી નાળાં ભરેલાં હતાં. લીલોતરી પણ સર્વે દિશામાં એટલીજ જોવામાં આવતી હતી. ડાંગરના કયારડા એક સરખા તમામ ચોગાનમાં પંથરાઇ રહ્યા હતા. પછવાડે ત્રિંબક અને થળના પહાડો આ દેખાવોની ખુબસુરતીમાં વધારો કરતા હતા. અમે જ્યારે તેઓની ખુબસુરતી વખાણતા થોભ્યા હતા ત્યારે તેઓ અમારી લેવડી ઉરાડવાની વાર જોતા બેઠા હતા.

ભીમડી અને શાહપુરની વચમાંનો ભાગ દેખાવમાં ઘણો ખુબસુરત અને પાણીથી ભરપુર હતો. ખેતરોના નાના નાના ચોરસ ટુકડા ઉંચાણ રસ્તા ઉપરથી નાના નાના ગાલીચા પાંથર્યા હોય એ પ્રમાણે જોવામાં આવતા હતા. ચોતરફ ફરતાં મોટાં ઝાડો તેનાં લીલાછમ તાજાં પાતરાં સાથે આ જગ્યાને પરેસ્તાનના બગીચામાં ફેરવી નાખતાં હતાં.

આ સુંદર મુકામે સોબતીની મોટર આવી લાગે તેટલો વખત અમે થોભ્યા. જગ્યા કુશાદે ખુલ્લી હતી એટલે આ ચટપટયા જીવે બંદુકબાજીમાં કેટલોક વખત ગાળ્યો અને અમારી મોટરમાંના સોબતીને પણ નિશાનબાજીની તાલીમ આપી. અમારી રાહના જવાબમાં બીજી મોટર આવી લાગી, તે થોડી મીનીટનો વિસામો લઇ અમારી અગાઉ કુચ કરી ગઇ. અમો પણ આસ્તે રહીને ઉપડયા અને ઘણાં નદી નાળાં પસાર

ફરી ગયા, પણ એક મસ મોટાં જબરદસ્ત નાળાંએ મને જરા શંકામાં નાખ્યો. હું જરા અહીં અટક્યો; કારણ પાણી ઘણાં ઝડફી દેખાતાં હતાં. મેં ધાર્યું કે આસ્તેથી જો અંદરથી પસાર થતાં પાણીમાંજ મોટર અટકી તો, નહિ ઘેરના કે નહિ ઘાટના, એવો હાલ થશે; એટલા ખાતર આ ચાલાક મગજે એકદમ દોડતી મોટરે અંદર ઝોકાવ્યું. પાણી તો જેમ બંડ ફાટયો હોય તેમ ચોતરફ ઉડયું. એક વાર તો મોટર પાણીમાં આખી ગરક થાય એવો દેખાવ થઇ રહ્યો. મોટરે તો આગળ વધવાનો પ્રયત્ન કર્યો, બે મોટાં ડચકાં ખાઇ પાણીની બરાબર વચમાં તે થંભ થઇને ઉભી. પાણી મેગનેટોને પોંહોંચ્યું તો પોંહોંચ્યું પણ કારબ્યુરેટરે પણ ચુસ્યું. મારાં મ્હોડાંમાં અને આંખોમાં તે મનમાંનતું ઉડયું. મારો હાલ તો કવી દલપતરામની કવિતામાં અડપલા જીવા અને ડોસાજીની તપખીરની ડાબડી જેવો થઇ રહ્યો, અહીં તો બકરૂં કાઢતાં ઉંટ પેઠું. કિલનરે પાટલુનના પાયજા ચઢાવ્યા અને પાણીમાં ઉતર્યો, હું પણ બુટ મોજાં ઉતારી પાટલુન ચઢાવી નિચે ઉતર્યો. બૈરીનો જીવ તો ઉડી ગયો અને દમ બાંધી કલેજું મ્હોડાંમાં ધરી બેઠી.

ઝડપબંધ વહી જતાં પાણીની ગીલી, પગનાં તળીયાંથી તે માથાના બાલની ટોંચ સુધી લાગતી હતી, પણ કહીએ તો કોણને? મોટર ધકેલવા માંડી પણ બોજો માત્ર પાંત્રીસથી ચાળીસ મણનો એટલે એની જગ્યાએથી એક તલભાર પણ ચસી નહિ. હવે નવાબી ચલાવી આસેપાસેના ખેડુતને એકઠા કરી મોટરને તેઓ પાસે ધકેલાવી પાણીમાંથી બાહેર લઇ, તેઓનાજ ધક્કા સમેત ચાલુ કરી દાન વહેંચી સર્વેને ખુશી કર્યા.

અખતરો ભારી તો પડયો પણ હાલમાં તો મીયા માહિમ જતા હતા એટલે આ જખમ ભારી લાગ્યો નહિં. વળી મોટર પુર બહારમાં ચાલુ થઇ એટલે સર્વે ભુલાઇ ગયું અને વિખુટા પડી ગયલા ગોઠયાની પુઠ ઉતાવળમાં પકડી. આટલો વખત

શાહપુર તરફની ધીમી ચઢાણુ ચઢતા હતા. પણ હવે કસારાની મોટી ચઢાણુ મળી, તેની ઉપર જરા ચઢયા કે અમને મુકી આગળ નાઠેલી મોટર મળી. આ ચઢાણુ બીજી મોટરને આકરી લાગવા લાગી એટલે અમે તેને પાછળ મુકી આગળ ચાલતા થયા.

આ ઘાટનો દેખાવ ચોમાસામાં તેની લીલોતરી સાથે ઘણો રળીઆમણો દેખાતો હતો. તેનાં પહાડી ઝાડો જો કે બીજા સરખાં મોટાં અને દમામદાર હતાં નહિં પણ ખુબસુરતીમાં પુરાં હતાં. કસારાનું ચઢાણુ ચઢી ખાડીંવાળી સપાટ જમીન ઉપર આવી લાગતાં આંખ સામે એક પણ ઝાડ કે પથરા વગરનું એક સરખું સપાટ લીલી મખમલના ગલીચા સમાન મનોરંજક મેદાન આવ્યું.

વળી નમતા સૂર્યનાં કિરણ વચમાં વચમાં વાદળમાંથી તેનું તેજ નાખી તેને ચઢ ઉતરના રંગ આપી તેના દેખાવમાં વધારો કરતાં હતાં.

દોઢ કલાકના ઝાડપાનથી ગીચ પહાડી ચઢાણ પછી એકાએક આવા ખુલ્લા આલીશાન મખમલ મિસાલ મેદાનમાં આવી પડતાં દેખાવ સ્વપના સમાન લાગતો હતો. આ ખુબસુરત મોહિની જોઇ મારી લાલચ થોભાવી શકયો નહિ, મોટર એકવાર ફરીથી અટકાવી કુદરતની કરામત જોતો ઉભો કે એ મસે સાથીની મોટર પણ આવી લાગે.

બાજુની ઉંચાણુ ઉપરથી ખાડીંનો ઉમંગી ડાક બંગલો અમને ખુશાલ તીકી રહ્યા હતો પણ અમે તે તરફ પગ ચલાવી તેની કદરદાની કરી નહિ. અહીં સઘળો વખત કુદરતની ખુબી નિહાળતો, મારી માનીતી મંગળી મોટરના પરાક્રમ ઉપર વિચાર ચલાવતો, તેનાં બદલામાં તેની તરફ માયાથી જોઇ તેને તેલ પાણીની રાહત આપતો ઉભો હતો. શરીકની વાટ જોવામાં અને કુદરતની ખુબીઓ વખાણુવામાં વખતનો કાંઇ સુમાર

રહ્યો હતો નહી. આનો નતીજો શું પામ્યા તે તમો પાછળથી જાણશો. અત્યાર આગમજ સૂર્ય નિચાણમાં જણાતો હતો, જગેજગ છાંયો પડી ચુકયો હતો. સાથી આવી લાગ્યા, થોડીક આસાએશ લીધા પછી અમે એક વખત ફરીથી આગળ પડયા અને આ ગાલીચા સમાન મેદાનમાંથી માઇલ પછી માઇલ કાપતાં આગળ વધવા માંડયું. આ મેદાનમાંથી પસાર થવું ખરેજ ચકરાવી નાખનારૂં હતું. હું ખાત્રીથી કહી શકીશ કે આવો એક સરખો સફાઇવાળો ગાલીચા મિસાલ ખુલ્લા લીલા રંગવાળો વચમાં વચમાં ચઢ ઉતરના રંગ સાથનો આંખને છક કરી નાંખનારો દેખાવ. મારી જીંદગીમાં નજર સામે પહેલીજ વાર પડયો હતો. દીલની ખાહેશ છે કે આ જગ્યાની મુલાકાત એક વેળા ફરીથી લેવી અને એક વાર ફરીથી તે જોવું.

અમારી મુસાફરીનો પહેલા દિવસનો હફતો નાશીક હતો પણ ઇગતપુરી પુગ્યે તે અગાઉ થળનો મોટો ને ખુબસુરત ઘાટ ઓળંગવાનો હતો. સારા સંજોગ વચ્ચે નાશીક સહેલથી પુગી શકતે પણ ચાલુ નડતરને લીધે ઇગતપુરી પણ પોહોંચવાના વાખા હતા. આવું કેટલાક માઇલનું સુંદર મેદાન કાપ્યા પછી થળનો રાક્ષસી ઘાટ લાગુ પડયો. ઘણાક રમણીય વાંક પછી ઘાટની નિર્દય ચઢાણની સખ્તાઇ માલમ પડવા લાગી. મારી મોટર માટે તો મને જરા પણ ચિંતા હતી નહિ, પણ બીજી મોટર માટે મુશ્કેલ થઇ પડશે તેની આગાહી થઇ.

પહાડ જેટલા મોટો હતો તેટલીજ તેની ચઢાણ સખ્ત હતી. વળી વાંકની સાથે ચઢાણ, એટલે જોવામાં તો તેની ખુબસુરતીનો કાંઇ પાર હતો નહિ. જેમ ઉપર અને ઉપર ચઢતા ગયા તેમ તેની ચઢાણ અતિશય સખ્ત થતી ગઇ.

આ મોટા પહાડના ગંજાવર ખડક, ઉંચા શિખરો, તેટલીજ ઉંડી ખાહીઓ, મોટાં ઝાડો, અને ખડકો ઉપરથી વહેતાં

# કસારા ઘાટ.



કસારાના ઘાટ ઉપર ચઢતી મોટરો.

## કસારાના ઘાટમાં સુંદર તળાવ.



જતી વખતે તો આથીની મોટરને ઘરના પરોણા લાગ્યો
એટલે છેડાઇને કાંઇ જોવા દીધું નહિ.

વિશાળ ઝરાનાં પાણી જગતકર્તાની મોટાઇનો ખ્યાલ આપવાને સામર્થ્યવાન હતાં.

ઉંચા શિખરો વારંવાર વાદળમાંથી ડોકયું કાઢી અમારી તરફ નિઘાહ ચલાવી એકવાર ફરીથી છુપાઇ જઇ નાસોગોસો રમતા હતા.

આલિશાન રોનકદાર સાગનાં મસ મોટાં ઝાડો તેનાં થાળી જેવાં મોટાં પાંદડાં સાથે, તમ્મર ચઢે એવી ઉંડી ખીણોથી અમને બચાવી, ધબકતાં હૈયાંને સધ્યારો આપતાં, પહાડી રસ્તાની બેઉ બાજુએ દીલાવરીથી ઉભાં હતાં. તેનાં ભાગેલાં ડાળ પાંખડાં ઉપરના ઉંડા જખમો ભયંકર તોફાન અને કાતિલ વીજળી સામે કેવાં બળતવારીથી તેઓ મુકાબલો કરતાં હશે તેની સાબુત ગવાહી આપતાં હતા.

એક બાજુ પહાડની મહાન કરાડ અને બીજી બાજુ એટલીજ વિશાળ ખાહી તેની લંબાઇ અને પહોળાઇમાં નાનાં મોટાં ઝાડોથી સજ થઇ આડી અવળી પડેલી હતી. ઝાડો ઉપરથી ખડખડ કરી નીચે ખરી પડતાં મોટાં સુક્કાં પાતરાં પહાડી જંગલી જાનવર માફક અવાજ કરી અમારા જેવા અંજાણ્યા મુસાફરને ડરાવતાં હતાં, જેનાથી ધાસ્તી ખાઇ છુપાઇ ભરાઇ આવતાં જંગલી હેવાનને જોવા ઉતાવળમાં ડોકયું પાછળ ફેરવવું પડતું હતું.

સૂર્ય અસ્ત પામે તે પહેલાં ઘાટમાં અમે દાખલ થઇ ચુકયા હતા. મારા કહેવા પ્રમાણે ચઢાણ ઘણું સખ્ત હતું. આવી સખ્ત ચઢાણ ઉપર પણ મારી મોટરને તો ગોયા ફરજ આવી હોય તે પ્રમાણે કુદકા મારી ચઢવા માંડયું. ચોકસ દરજ્જે ઉપર ચઢયા પછી એક ઘણા રળિઆમણા સ્થળે મોકળાસવાળી જગ્યા જોઇ અમે થોભ્યા. બીજી મોટરના ખંતીલા સુકાનીઓની સર્વે કુશળતા છતાં આ ચઢાણ ઉપર કલાકનો માત્ર એકજ માઇલ કરી શકયા; તે પણ વારંવાર મોટર થોભાવી એન્જીન થંડું કરી કરીનેજ ઉપર આવી શકયા.

નિચાણમાં સુંદર મોટો ઝરો તેનાં કાચ જેવાં પાણી ઝડપમાં ચોતરફ ફિણ સાથે ઉશડી રહ્યો હતો. નમતા સૂરજનાં કિરણ ઉડતાં ફિણ ઉપર રંગબેરંગી દેખાવો કરી રહ્યાં હતાં અને તેજ કિરણો પાણીનાં ભરેલાં વાદળાં ઉપર પડી તેની વાંકી ચુકી જુદા જુદા ઘાટઘટમની કિનારીને રૂપેરી પતરામાં મઢી લેતાં હતાં.

આ ચિતારમાં ચકચુર બની બાવરા જેવા ઉતાવળમાં જેટલું જોઇ લેવાય તેટલું જોતાં ગાફેલ જેવા એમ તેમ ફરતા હતા. અહીં માસીએ ચમતકાર કરી થરમોસમાંથી ચાહ કાઢી સર્વને એક એક માપટું ભરી આપ્યું. ભીમડી છોડયા પછી કાંઇ પણ પીણું લીધું હતું નહિ તેટલા કાજે તે ઘણું આવકારદાયક થઇ પડયું. ગરમ ગરમ લેહજતદાર ચાહ અને કુર કુર કરતી બિસકીટ ઘણા સ્વાદ સાથે ઉડાવી.

આ જગ્યાના ઉમદા દેખાવ સાથેની આ નાની પીકનીક અમારે મનથી ઘણી મોટી જ્યાફત થઈ પડી. અત્યાર તલક બીજી મોટર આવી લાગી હતી નહિ. તે ધીમી ઝડપે નગારા વગાડતી તેની સર્વે શકિત વાપરી કદમભર કદમ ઉપર આવતી હતી. દુર ઉંચાણ ઉપરથી તેનો દેખાવ જાણે ત્રણ પગ છુદાયલી કસારી ઘસડાતી તણાતી દુખમાં ઉપર ચઢતી હોય એવો જોવામાં આવતો હતો.

સૂર્ય અસ્ત પામી ચુકયો હતો અને પશુ પંખેરાં જગેવગે થઇ ગયાં હતાં. તેના વધવા સાથે ઉજાસમાં દેખીતો ફરક એકાએક માલમ પડવા લાગ્યો. સવાર બ્યુગલ ફોડી ગજાવી અને સાંજ પણ એવીજ કીર્તિ સાથે ખતમ થતી જોઇ, પણ અમારાં નામ ઉપર ચોંટેલા આજનો હિસ્સો ચુકતે થયો હતો નહિ.

સાથીની મોટર ઉપર આવી પોંહોંચતાં, હરખભર ચાહ પાણીમાં ભાગ પાડી થોડી પળ એન્જીન થંડું થાય તેટલે આસાએસ લીધા પછી ચાલુ મુકયું. હવે ઉતાવળ કરવાની જરૂર

ખુલ્લી માલમ પડતી હતી, કારણ અંધારૂં દરેક પગલે ઉતાવળે વધતું જતું હતું.

અંધારૂં થતું ચાલ્યું અને ઉજાસની કોતાઈ નજરો નજર જણાવવા લાગી. આસપાસનો દેખાવ દેખાતો બંધ થયો. કિર્તારે સરજેલો આરામ કરવાનો વખત પણ આવી લાગ્યો. કરામત્યા સુકાંનીએ બનતી તજવીજે મોટરને નેવર મારી ઉતાવળે હાંકવા માંડી. તે અગ્નિવાહને પોતાના બળ કરતાં પણ વધુ બળ વાપરી આગળ વધવા માંડ્યું અને પોતાની નાદુરસ્ત તબીયત છતાં સોલા ઉઠે એટલો જીવ બાળ્યો. ટુંકમાં સફર ખતમ કરવાની ઘણી અગત હતી કારણ આ જંગલી પહાડમાં અંજાણી જગ્યાએ દરેક પળે ઘણી ઝડપે અંધારૂં વધતું જતું હતું. સફરનો આધાર પાછલી મોટર ઉપર હતો. કમભાગ્યે તે સુધારો દેખાડવાને બદલે વધુ બગડતી ચાલી.

તે દિવસે નાસીક પુગવાની તો આશા છોડી આપી હતી, પણ હવે તો ઇગતપુરી પુગવાના પણ વાખા પડે તેમ હતું. અંધકાર ઘણા સપાટામાં ફરી વળ્યો; અને અંતે તો એવું થયું કે રસ્તો દેખાવવો સદંતર બંધ થયો. બત્તીઓના તેજથી તે આસ્તે આસ્તે ખોળતા ગયા અને ધીરજવંતી સફર ચાલુ રાખી, પણ વખતના વેહેવા સાથ ચઢાણ અને અંધકાર વધતાં ગયાં. આખરે તો અંધકારે બત્તીઓને પણ તુચ્છકાર સાથે બાજુએ બેસાડી. અમારો હાલ જોવા સરખો થઇ રહ્યો હતો. જ્યારે રસ્તોજ દેખાય નહિ ત્યારે મોટર ચલાવી શકાય તો કેમ. વળી બીજી મોટર પણ વધારે ને વધારે ગરમ થતી ગઇ. પહાડની ચઢાણ પણ વધુ ને વધુ સખ્ત થતી ચાલી. મોટરને જગેજગ પાણી નાંખી થંડી કરતા હતા તે પણ ખુટયું અને રસ્તાના અંધારામાં તે મેળવવું અશકય થઇ પડયું. મોટર

તો અતિશય ગરમ થવા લાગી. અમારી ફરજ હતી કે કમર કસી દિલાવરીથી અમારા સાથીની બાજુમાં રહી તેની સાથે ચાલવું કે પડવું.

સવારના જે બ્યુગલ મારી સર્વને ચમકાવી જગાડયા હતા તેના અવેજમાં ઇશ્વરે આકાશ ઉપર ગજબનાક વાદળ મોકલ્યું. અત્યાર આગમજનો સિહા અંધકાર તો પુરતો હતો, તેમાં વળી એણે આવીને ઉમેરો કર્યો. વિજળી અને કડાકા ધડાકાએ ધરતી ધ્રૂજાવી મુકી. આ સાંજવાળો ખુબસુરત પહાડ અરે આ સાંજનું પરેસ્તાન છેડાઇને બલા સમાન ફરી બેઠું. ઝાડપાન, પહાડ પર્વત, રસ્તો, નદી નાળા, કાંઇ દેખાય નહિ. નિર્દય વાદળા અમારી આસપાસ ફરી વળ્યા મોટરની વિજળીક બતીઓથી ફરી વળેલાં વાદળાં માત્ર ઝળકી રહે પણ રસ્તો કે કાંઇ બીજી ચીજ સુઝ પડે નહિ. આસપાસ જોવામાં અને દેખાવવામાં વાદળાના કાળા ગોટે ગોટા; અને સાંભળવામાં વિજળીના કડાકા શિવાય બીજું કાંઇ હતું નહિ. મોટરો કલાકના અર્ધા માઇલ કરતાં પણ ઓછો રસ્તો કાપતી હતી. અવારનવાર નાનકડો જીવડો છુપાયલો અંદરથી સવાલ કરે કે પપા રસ્તો દેખાય છે કે ? હા ! દિકરા કરી એનો એકજ ઉત્તર હતો.

આવા કટાકટીના વખતમાં પણ ધીરજ ખુટી નહિ. બેઉ મોટરો આસ્તે આસ્તે સખત ચઢાણ ઉપર ચઢતી ગઇ. જ્યારે પણ મોટર ગરમ થતી ત્યારે ત્યાંજ થોભી તે થંડી થતાં પાછા ચાલુ મુકતા હતા. બીજી મોટરના બાકી રહેલા જીવને સવે ખમાં ખમાં માગતા હતા કે જો એટલો દમ પણ હવે છોડી દેશે તો પછી પાધરે બાંધ્યા વિના છુટકો રહેશે નહિ.

આ સિહા ચિંતારવાળા ગાજવીજ સાથના અંધારા બિકટ પહાડની વચમાં નિરાશ હાલતમાં રાતને વખતે અમારી

ટોળીની મનશક્તિ કેવી હશે તેનો ખ્યાલ અરે! વાંચક જરા વાર આંખ બંધ કરી તું બે ઘડી કર.

મક્કમતા અમારો મુદ્રાલેખ હતો. આ આફત દ્રઢતાથી ટાળી શકાય તેમ હતું. મારી મોટરમાંનો ખુદો તો કાતિલ હથિઆરના આસરા હેઠળ સખ્ત હૈયે પુરેપુરી સંતોષ આપતી કમાલ મોટરમાં આરાસ્તે બિરાજ્યો હતો. અને ઉપરથી તો નચિંત દેખાતો હતો પણ સર્વેના દિલ તેઓના સાથીઓ તરફ દિલસોજીથી દોરવાઇ જઇ દરેક પળે ડોકયું કાઢી તેઓનીજ દિશામાં જોવામાં રોકાયા હતા અને તેઓનાજ ખ્યાલમાં મશગુલ પણ હતા. આ એક રીતે ઠીક હતું કે તેઓનાં ખ્યાલમાં ને ખ્યાલમાં અમે અમને વિસરી ગયા હતા.

કુશળ મોટર, કાતિલ હથીઆર, સારી શક્તિ, અને ખડતલ જીંદગી છતાં મારી નજર સામે એકાએક અહીંતહીં કલ્પિત પ્રાણીઓ સરખાં ધાબાં દેખાતાં હતાં, ત્યારે આવી રીઆયલી મોટર સાથે ફિકરમંદ હાલતમાં બીનહથીઆર મુસાફર અને બચ્ચાંઓ સમાન અબળાઓની મનની હાલત શી હશે? તેનો ખ્યાલ ઘડીભર અમારો પિછો છોડતો હતો નહિ.

વાહરે, વાહ! કેવી મજાહ! ત્રણ ત્રણ મહીનાની ખંતીલી બિકટ તૈયારી પછી તમારો પહેલાજ દહાડાનો અનુભવ શો?

વાદળાની ગાજવીજ અને મોટરના ફટાકા આ શોકાતુર રસ્તા ઉપર ચાલુ સંભળાતા હતા. એને એકલાએજ અમારી સોબત રાખી હતી. રસ્તો કયાં જતો હતો તેતો ઇશ્વરનેજ માલમ હતું. અમે તો આંધળાની માફક આસ્તે આસ્તે ચાલ્યા જતા હતા, પણ એટલી તો ખાતરી હતી કે રસ્તો કોઇ પણ જગ્યાએ લઇ જશે અને એજ ઉમેદે મોટર ચાલુ રાખી હતી. પરમેશ્વરે ચાનક આપવા ગરજના અને અંધકાર શીવાય બીજું

કાંઇ કર્યું હતું નહિ, પણ હવે મેઘરાજાએ આસ્તે આસ્તે વરસવા માંડયું. લેતા જાઓ : બાકી હતું તે પુરૂં થયું.

રાત તો પુરેપુરી પડી ચુકી હતી. વાંચક મિત્રો તમેતો મુંબઇમાં વગર કુર્તનીએ માકડ મારતા મચ્છરના ભક્ષ થઇ પડી, સુખમાં ઘોરતા હશો. તે વખતે આ હવાઇ મુસાફર થળના ઘાટમાં ઘમઘોર અંધારામાં કાશમીર પોંહોચવાના ગોતાં ખાતો હતો.

ચઢાણ ઉપર કલાકના અર્ધા માઇલ ઉપર જવું અશકય હતું, વળી તેની સાથે દરેક ચાલીસ કે પચાસ વારને છેટે થોભી જઇ મોટર થંડી કરવી પડતી હતી. જ્યારે મોટર થોભતી ત્યારેજ અંધકારનો ખરો ખોફ ચાખવા મળતો હતો. વાદળે અમને શી રીતે ઘેરી લીધાં હતાં તે એટલા ઉપરથીજ જણાશે કે એક મોટું ગામ અમે વીસ વાર ઉપરથી પસાર કરી ગયા તે છતાં તેની અમને ખબર પડી નહિ.

ધીરજનાં ફળ મીઠાં. આ ખુબસુરત બલાનો આખર છેડો આવ્યો. રસ્તો સપાટ આવવા લાગ્યો. મોહીત પડેલા વાદળે અમારો પિછો છોડયો. સપાટ રસ્તા ઉપર મોટોર ઠીક ઠીક ચાલવા લાગી અને વધતી જતી ઝડપે આગળ વધ્યા. એકાદ વધુ માઇલની સફર પછી એક દુરની બત્તી ઉપર નજર દોડી.

જેમ ખરાબે લાધેલા વાહાણવટીને બીજું વાહાણ જોઇ જીવ આવે તે પ્રમાણે આશા સજીવન થઇ. આ બત્તી કયાંની હશે તેની અનેક અટકલ ચાલી. બત્તી ઇગતપુરીના સબકતા સ્ટેશનની હતી. જીણો જીણો વરસાદ તો ચાલુજ હતો અને થંડક તો આખે રસ્તે ઘણી દિલપઝીર હતી. આવા મુશકેલ વખતે પણ ઘાટની મોહિની અતિશય હતી.

કસારા લેક.



એજ તળાવનો બીજી બાજુથી દેખાવ.

## ઇગતપુરીથી નાસિકનો રસ્તો.



હિંદુસ્તાનમાં વરસાદના દિવસમાં મોટરમાં મુસાફરી કરવી અતી રમણીક છે. ઇગતપુરી છોડયા પછી રસ્તાની બેઉ બાજુ તળાવો સાથનો દેખાવ ખરો મનોરંજક હતો.

ઇગતપુરીના બજારમાં આવી લાગતાં આરામની જગ્યાની તલાશમાં અમને એક અસીલ અસરાફના ફરઝંદે સ્ટેશનના વેટીંગ રૂમનો રસ્તો બતાવ્યો. વળી કોઇએ ડાક બંગલાની યાદ આપી. પારસી અગિયારીમાં પણ ઉતારો મળે છે એવી યાદ અમને હતી.

સ્ટેશન માસ્તરે અમારી હકીકત સાંભળી તરતજ વેટીંગ રૂમની રજા આપી. મારો જીવ બળવા લાગ્યો કે આવા લાયકીવાળા માસ્તરને કાંઇજ ઓફર નહિ કરૂં, કરી એક પેગ વિસ્કીનો પુછયો તેને ઘણી લાયકી સાથે ના કહિ ઉમેર્યું કે રાત્રે તેને નોકરી કરવાની હતી. દિલાવર દિલે એક ચાહનું કપ પુછયું અને તેનો ઑર્ડર કર્યો. બિચારા સ્ટેશન માસ્તરનું નસીબ તો જુઓ. એક બાજુએથી વેટર ચાહનું પ્યાલું લાવી રહ્યો હતો અને બીજી બાજુ આ ધાંધલ્યા જવાનને કાંઇ કામસર ગાડયાઓએ બોલાવ્યો એટલે હું તો ઉઠી ઉતાવળમાં ચાલતો થયો.

પંચે ડાક બંગલામાં જવાનો વિચાર રાખ્યો એટલે મોટરનું હેંડલ મારી હું તો ચાલતો થયો. ખુદા માલમ ચાહના પ્યાલાની શું વ્યવસ્થા થઇ અને તેના પૈસા કોણે ચુકવ્યા.

હવે જરા દાસ્તાન આગળ સાંભળજો. ડાક બંગલો એકદમ ટોંચ ઉપર એટલે એ વળી બીજું કસારાનું શિખર. મોટરનો ભાર પાછો ભર્યો અને ચઢયા ઉપર. ખાનસામાં મોટરના અવાજથી જાગી ઉઠી એક બે ખંખાર મારી આવી ખુશી થતો ઉભો, કે કોઇ પેસેન્જર આવી લાગ્યું ખરૂં. આપણા મેમ સાહેબ ઓટલા ઉપર-થીજ ડાક બંગલો જોઇ થંડાગાર થઇ ગયાં. “સારૂં થયું કે કાંઇ લખલખુ ભરાયું નહિ.” ડાક બંગલો તો દેખુ મીયાએ બકરી અને તેનાં બચ્ચાંને વાસ્તે રાખેલો. કાથાની ખાટલી જેવો પલંગ તો હુક્કા ચીલમથી રોકાયલો. ચાલ મારા બાપ, અહીં આપણું કામ નહિ. અહીંથી સ્વારી તો પાછી ફરી. બીજી મોટર તો પુરે

પુરૂ સત્યાગ્રહ કરી ચઢાણુની અધવચમાંજ અટકી; નહિ જાય આગળ કે નહિ હઠે પાછળ. શાબાશ! તુંબી ખરી. ઠેઠ સવારના તે જગ્યા છોડી.

અગિઆરીના પાક મકાન ઉપર નિઘાહ દોડાવી, કે કોઇ નહિ તો આતશબેહેરામ પાદશાહ તો મદદ કરશે. ખુબીવંતા માસીની સરીસ તો ચાલુજ હતી. બેઉ મોટરનો ખટલો ખાલી થઇ તે પાક મકાન આગળ આવી લાગ્યો. દુખ ઉપર ડામ. દેખું દસ્તુર સાહેબ તો મહાન સાવચેત, આંગણાના દરવાજાને મારેલું તાળું રતલ બેનું, આસપાસ ફરતી ઉંચી ભીંત ને તેની ઉપર જડેલા સોડાની બાટલીના ઉંચા કાચ. હવે કરીએ તો કેમ? બાહેર તો એક ચલ્યું પણ દેખાય નહિ, આસ્તે રહી બાદશાહને હાંક મારવાનો શરૂ કર્યો. એક, બે, પાંચ, પચીસ, પીસ્તાળીસ પણ કાંઇ જવાબ મલે નહિ. જવાબની ગેરહાજરીમાં ટોળીની નિરાશી વધતી ગઇ. એક અબળા તેના નાજુક ધ્રુજતા અવાજે સાદ મારે "દસ્તુરજી દરવાજો ખોલો." બીજી તેમાં સુધારો વધારો કરીને બોલે, "જરથોસ્તિ બૈરાં છેએ." અહીંજ કાંઇ કલાપીટ અટકે નહિ. જરાક એમાં પણ જરૂરી ઉમેરો કરીને બોલે. "દસ્તુરજી બાદશાહ દરવાજા ખોલો, અમે રખડી ગયલા બૈરાંઓ છેએ." આ બૈરાંઓનું એકલપેટાપણું જોઇ તેઓના આપ મતલબીપણા ઉપર ગુસ્સો પણ આવતો હતો કે, શું અમે મરદ તો કાંઇ નાખી દેવાના હોઇશું? આ સઘળી કાકલુદીનો બાદશાહ તરફનો કાંઇજ જવાબ હતો નહિ. રાત ત્યાંજ પસાર થશે કે કેમ તેનો ભારે અંદેશો થઇ પડયો હતો. જવાન મરદનો કોરસ કાંઇ કમતી હતો નહિ. તેઓ પોતાના સાદની બુલંદાઇની હરિફાઇમાં ઉતર્યા હોય તેમ "બાદશાહ, મોબેદ બાદશાહ, મોબેદ દારૂ, દરવાજા ખોલો" નો શોરબકોર ચાલુ રાખ્યો હતો. હસવાની સાથે કેટલેક દરજ્જે ખીજવાટ પણ ઉપજતો હતો, કે બે ગોરાણીઓ કાચની બારીમાંથી પછવાડે બત્તીમાં સાફ આવજાવ કરી

ચિમાઇ ચિમાઇ બારીમાંથી જોતી દેખાતી હતી. વાંચક તને આ સઘળું વાંચી હસવાનો ધસારો થઇ આવતો હશે. પણ બાપ મારૂં હસવું તો ઉડી ગયું હતું. અહીં ટોળી તુટી પડે એવો મામલો થઈ પડયો હતો; અને જેવોને કાશમીરને બદલે મુંબઇ રૂખસત લેવી પડે તે ખ્યાલે આંખમાં બેહેરામશાહનો ધસારો કેમ થઇ આવતો હશે તેનો ખ્યાલ પણ તે પોતેજ કરી શકે.

શોરબકોર કેવો થઇ રહ્યો હશે કે કેટલેક દુર એક જરથોસ્તી ડ્રાઇવરનું મકાન હતું. આ બાદશાહ, બાદશાહની હારમાળા સાંભળી તે ખરા ખમીરી નર નિકળી પડયા અને અમારા ગરબામાં પુર ઉલટભર તેઓ પણ બાદશાહ, બાદશાહ, મોબેદદારૂ કરતા ધીરા અને ગંભીર પણ જાડા સાદ સાથે જોડાયા. તેમના જોડાવાથી અમને નવી જીંદગી મળી. જેનો લાભ લઇ એક વાર ફરીથી અમે વધુમાં વધુ શોર મચાવ્યો. આ ભલા નરે પોતાનું ઘર, અમારી મુનસફી ઉપર મુકયું. પણ તેટલામાં અંદરના દરવાજા ખડખડયા. સાંભળો! સાંભળો! કોઇ આવે છે, આવે છે, કરી સૌ ઉંચી આંખો કરી ઇંતેજારીથી જોવા લાગ્યા.

સફેદ ટોપી પેહેરેલા ઉંચા ગંભીરદારૂ અંદરથી નિકળી કંપાઉંડનું તાળું ખોલતા અમારા મ્હોડાં અંધારામાં આંખ ખેંચીને ભોપવા લાગ્યા. અમો સૌ એક પણ સ્વર બોલ્યા વગર અંદર દાખલ થયા. "ઘણું બોલી ચુકયા હતા." બાદશાહે બાજ ધરી હતી તે આખર છોડીને બોલ્યા કે "શાયેપ ઝરા શપરમાં દેહારા એટલે સવારે વહેલું ઉઠવાનું તે ઝરા આંખ લાગી ગેઇ." આરામનો વખત તે મ્હોડું તો બેહેક બેહેક મારે અને આંખ પણ લાગીને ચોંટી જાય તેમાં નવાઇ નહિ. સાવચેત ધણા એટલે ઘરના બૈરાંને એક ઓરડામાં સુવડાવી બાહેરથી તાળું મારી એવણ બિચારા પાંચમાં ઓરડામાં નિદ્રાવસ થયા હતા. ગોરાણીઓ એટલા સર બાગી આગળ આવી અવારનવાર પાછલે બારણેથી બાદશાહને

ખબર આપવા ગુમ થઇ જતાં હતાં. અંદરનો ઓરડો ઝટપટ ખોલી આપી અમને આરામ લેવાને આગ્રહ કર્યો. ડોથલાના દહાડા એટલે ઓરડામાં તો કાંદા પપેટાથી તે મરચુ મસાલો વટીક ભરી રાખેલા, વળી સપરચન અને હાપુસ કેરી આ અગમબુદ્ધી બાદશાહે ઓરડામાંજ ભરેલા.

ઇગતપુરી તારી વરસાદના દિવસમાં દશા શું? જમીન પાણીથી ચિકણી. ભીંતના પણ એજ હાલ, ગાદલાં પણ લાહી જેવા ચિકણાં અને બાજટ ખુરસી પણ એવાજ ચિકણાં. ઘરે ઘર જયારે લાકડાં સળગાવે ત્યારે તો જપાય જીવાય. એવા અવતારમાં એકાએક રાત્રે ભુખ્યા તરસ્યા એક એક બિસ્તર ઉપર ત્રણ ત્રણ આરામ કરવા પડયા; ભુખ અને તરસ તો ઉડી ગઇ હતી, એટલે એની હેરાનગતી હતી નહિ અને દરેક જણે થોડી પળમાં ઘોરવા માંડયું. પણ મને ઉંઘ આવામાં આવે નહિ. કાંદા પપેટા સપરચન અને કેરીના કોસમોપોલીટન વાસમાં માથું ફરી આવે. વળી નવરા એટલે સોવાય નહિ એટલે સોજ્જી કેરીમાં ચાંચ મારવાનું મન પણ થાય, પાક મકાન એટલે તે કામથી હાથ ખેંચવો પડયો. વળી મોટર કંપાઉન્ડના દરવાજા બાહેર મુકેલી એટલે મારો જીવ માને નહિ. અડધા કલાકની ચટપટ પછી આસ્તેથી બારણું ખોલી હું બહાર સરકી ગયો અને ઓટલા ઉપરના ચિકણા ગુંદર જેવા બાજટ ઉપર શરૂઆતમાં તો અકરૂજ બેઠો. વખતના વહેવા સાથે સુગ જતી રહી અને આખર તો બરાબર ચોંટીને જગ્યા લીધી.

વરસાદ તો જાણે અમે ઠર પડીએ તેની વાટ જોતો હોય તે પ્રમાણે અમારા અગિયારીમાં દાખલ થતાં ને વાર મારમારનો પડવો ચાલુ થયો. દાખલ થયા પછીજ પોતાનું જોર અજમાવવા માટે ખુદાના હજાર હજાર શુક્ર માન્યા, નહિ તો દસ્તુરને

જગાડવાની કોશેશ પડતી મુકવી પડતે અને અમારા હાલ કોણ જાણે શું થતે?

પેહેલાજ દિવસનો અનુભવ અને ભવિષ્યની હાડમારીના વિચારમાં રાતતો આ લાકડાના બાજટ ઉપર નિકળી ચાલી. વરસાદના સપાટામાં મોટરની પાછળ બાંધેલી ટ્રંક કોઇ છોડતું હોય એવા પડછાયા અંધારામાં થોડે થોડે વારે દેખાતા હતા એટલે વળી ભીનાતો તણાતો એડી ઉપર ચાલતો તે તપાસવા જઇ આવતો હતો. બધોજ મસાલો મોટરમાં એટલે નચિંત રહેવાઇ શકાયું નહિ. આવા કઠણ વખતમાં પણ જ્યારે બાજટ ઉપરથી પડયો પડયો મારી માનીતી મંગળીને નિહાળતો ત્યારે તેની ઉપર આફ્રીન નાખતો હતો.

હલકાં હૃદય ને જીગરથી ઉપાડયો સહાસ<br>
પણ સાથીની મોટરે બદલ્યો સ્વાસ;<br>
હતો તે નિર્બળ તૂચ્છ ગણ્યો અવાજ,<br>
સહન કરી શિક્ષા; થયો વખત બરબાદ.

સહાસિક તે ઘાટપરની સ્વારી સિહા,<br>
જ્યાં નહિ હતો પ્રકાશ કે વિજળીક દીવા.<br>
વળી ઢોળાવ પર વાંક હતા સરપ જેવા<br>
જે પર હવાઇ મુસાફરો ચઢયા શૂરા.

હવે સાંભળ કે કેવા અમે લાચાર થયા<br>
જ્યારે વાદળ ને વિજળી ત્યાં ચમકી રહ્યા;<br>
જ્યારે આભ ફોડી ગોળાએ મારી ત્યાં મેખ<br>
ને સોનેરી અક્ષરે લખ્યા ત્યાં લેખ.

રાત હતી ઘોર વળી ખોખરી મોટર;<br>
સુંદર સાંજ:ળા દેખાવ હવે લાગતા કઠોર,<br>
વળી વનપાળે સત્તાનો દેખાડયો દોર;<br>
હૈડું હિમત નહિ હારતાં બન્યું બંડખોર.

હવે કેમ કરૂં વાઘ ભક્ષ કરશે જરૂર,
જ્યારે ખરતું હતું પાતરૂ ખખડીને દુર;
તેની છલંગનો જખમી નાદ હતો ક્રુર;
મસાલ ને માનવીની જોતાં જરૂર.

સાથી તું કેમ નહિ ફેરવે તલવાર
જ્યારે દેખાતા હવામાં કલ્પિત આકાર
જ્યારે નાજુક સૌ અબળાનો કરતાં વિચાર;
અરે! હતો તે પોતાના ભ્રમમાં નાચાર.

ખુદાવંદ ઓ ખાવિંદ તુ સબસે બડા,
હાંકરે નિહાવંદસે ઝોહાક જરા;
તેના છાયાંમાં આફત ને ગજબ ઘણા,
આ જાત્રાળુ કાફલાની કરે છે ફના.

ભાગી તે મોટરનો ખખડાટ ભારી
ચઢતું જાણે જીવડું ભાગ્યા હાથ પગ તાણી
બળી અગ્નિ તે કાઢતી, જાણે થતી સતી;
તે હાલતમાં ચઢયા ચાર નર ચાર નારી.

અંધકારમાં આખર ઘડી એવી આવી
જ્યારે કાળાશે દ્રષ્ટીની લજ્જા લીધી
ગજબનાક વાદળે ગળઓ કીધો;
વળી વિજળીની બત્તીએ દગો દીધો.

હવે કેમ ચાલું ? તલભાર આગળ વધી,
નહિ થોભાય પળભાર જડ ઘાળી,
હોર્મઝદને યાદ કીધો નમન કરી
કે સહાય થાય અમને આફત ટાળી.

હિમ્મત નહિ હારતાં આગળ વધ્યા
ત્યારે ઓહાકના દોરમાંથી છૂટાં થયાં.
શું ? હોર્મઝદે આવી, કર્યો હુકમ
કે મેઘમાળા, વા વરસાદે કર્યા નમન.

ખતમ હવે થયું આ મહાન અફ્તેખાન,
સરળ રસ્તો પણ કાપ્યો થઇ ભીની ઝબાન,
વળી મોટરની ચાલમાં પણ ફરક પડયો
અને ફિરસ્તાના આસરામાં રસ્તો જડયો.

ઇગત તે પુરીના ઉદાર મુકામ
રોશનાઇ જ્યાં દેખાઇ આથમણે ઠામ
ખેંચાઇ ત્યાં પુગ્યા અરે ! જીવતર બળ્યું;
નહિ ખોરાક કે રહેવાનું રહેઠાણ જડયું.

આતશના મઠ ઉપર ફેંકી નજર,
દસ્તુર ઓ બાદશાહ કરી રડતી અરજ;
નિર્મળ તે નારીઓના ગુંજતા હતા સાદ
પણ બાદશાહએ ઠોકયું ફેરવ્યું આબાદ.

બાદશાહ ઓ દસ્તુર, દરવાજા ખોલો,
મધુર તેના કંઠમાંથી પડયા બોલો
પારસી તણા રખડી ગયલાં બૈરાં હતાં
અને કાશમીરી વમળમાં વિંટલાયાં હતાં.

સાથ સુધારા વધારા નવી ઉમરાણ
દસ્તુર, ઓ બાદશાહ, દસ્તુરે દસ્તુરાન;
દરવાજા ખોલો, અમે રખડી ગયા હતાં
ને આતશ મઠ આશ્રમના હકદાર હતાં.

ઝોહાકના વિરોધી હવે વચમાં પડયા
જે રૂસ્તમ ને સોરાબ હાજર થયા,
કે મોબેદ એકદમ ખોલો આ દ્વાર,
એવા જંગી ને જોરાવર કર્યા પોકાર.

જેમ મંગળના ગ્રહથી શોભે આકાશ,
જેમ સૂર્યના ઉદયથી પડે પ્રકાશ,
આ મૂર્તિના ઝળકાટથી દીપી ધરતી;
પડયો પડઘો; કે, “આંખ ઝરા શાહિબ લાગી હતી.”

ધન્જી ભિમાએ નિંદ્રાને કીધી હતી વશ,
સ્વાસમાંથી નિકળતો પમરાટ, રે ! બસ,
ખુશીના દિવસની કરતાં કદર
વનવાસીની રહી ગઇ લેવી ખબર.

નાસીકમાં અમારા દોસ્તો અમારી જઇ પુગવાની વાટ કેમ ડોળા તાણી જોઇ રહ્યા હશે અને કેમ ફિકરમાં પડયા હશે ? મરઘી મસાલાની શી વ્યવસ્થા થઇ હશે ? એ સર્વેનો ગંભીરાઇથી વિચાર કરવામાં વખત જેમ તેમ પસાર થયો. પરોઢિયાના ચિન્હ પૂર્વ દિશામાં દેખાવવા લાગ્યા અને તેની સાથે સફર ચાલુ થશે તેની ખુશાલીમાં મન મગન થવા લાગ્યું. દસ્તુરજી કે કોઇ જાગૃત થાય નહિ. હવે કરવું તો શું ? પાછું બ્યુગલ ફોડું કે કેમ ? જોરથી પગ ઠોકી ચાર પાંચ આંટા ઓટલા ઉપર મારી તેની સાથે ખંખારની હારમાળા ચાલુ રાખી. અખતરો ફત્તેહમંદ નિવડયો. સૌ સજીવન થયાં. વરસાદજીએ પણ મેહેર કરી એટલે સવાર તો ખુશનુમાં શરૂ થઇ, અને દિવસ પણ એટલોજ સારો જશે તેની આશા પણ આવી.

સવારના ઇગતપુરી અતિશય રળિયામણું લાગતું હતું. મહાન ત્રિંબકનો પહાડ જાણે આગલી રાતના યુદ્ધ પછી હાકેલાં

દિલ બુજાવવા શિતળ પવન ફૂંકી રહ્યો હતો. અમારા સર્વે કષ્ટ ટાળવા યત્ન કરતો હોય એમ સંપૂર્ણ તાઝગી બક્ષી આપી જેથી આખા દિવસ અને રાતની હલાકી પછી સુસ્તી કે થાક શરીરમાં રહેવા પામી નહિ.

ઇગતપુરી તારી સવારની ખુબસુરતીએ આગલી રાતની રંજનો બદલો વ્યાજ સીકકે વાળી આપ્યો. આગલી રાતના ચિંગા મિંગા થઇ પડી રહેનાર બાદશાહની મેહમાનગિરી, ભરછક પીપ જેવાં પ્યાલામાં ચાહ ગટાવી, રવાની રકાબી સાફ કરીને વાળી લીધી.

રફ્ફુ ડ્રાઇવર મીકેનીકે લુલી મોટરનાં અહીંતહીં બોલ્ટ નટ ઢીલા તંગ કરી પોતાનો સંતોષ જાહેર કરી પોંહોંચ્યું ગજવામાં સેરવી, રસ્તો કાપ્યો. બાદશાહની મેહેમાનગિરીનો બદલો વાળી રાતવાળા ફિરેસ્તાઇ મદદગારના ઘરમાં ઉડતું ઠોકયું કરી, ઉપકારની લાગણી જાહેર કરી. આતશબહેરામ પાદશાહને નમી સફર એકવાર પાછી ચાલુ કરી.

ઇગતપુરીથી નાસીકનો રસ્તો ઘણો સુતરો, સરસ અને સપાટ હતો. સફર માત્ર પચીસ માઇલની હતી; જગેજગ રસ્તાની બેઉ બાજુએ ઉંડાં પાણી ભરાઇ સુંદર સરોવરનો દેખાવ દેતાં હતાં. ચરંદા પરંદા ખુશનુમાં અહીંથી તહીં દોડધામ કરી રહ્યા હતાં. એકવાર ફરીથી આગલી રાતનો ભયંકર દેખાવ પરેસ્તાનમાં ફેરવાઇ ગયો હતો. ગોઠયા તો અમારી અગાઉ કુચ કરી ગયા હતા. નાસીક અમે આસાનીથી ટુંક વખતમાં આવી લાગ્યા અને તેઓ અને તેઓની રીસાલ મોટરની શોધમાં પડયા. તેઓ તો આગળથી આવી હોટેલમાં ગોઠવાઇ મોટરની કસોટી તેના ઉસ્તાદ પાસે અજમાવી રહ્યા હતા. અમે તો અમારા ભલા યજમાનને ત્યાંજ આગળની ગોઠવણ પ્રમાણે આસરો લીધો અને ત્યાંજ

ખુશનુમાં સારો વખત પસાર કર્યો. ડાકટર સાહેબે સાંજ સુધીમાં મોટર ઉપર વાઢકાપ કરી ગજવાં ઉપર પણ ઠીક કાપ મુકી એકવાર ફરીથી તેની સ્થિતિ સંતોષકારક જાહેર કરી તેના માલેકને સિપોર્દ કરી. નાસીકમાં મેહેમાનગિરીનો કાંઇ પાર રહ્યો નહિ. ફુશાદે બંગલામાં ખાઇ પી નિરાંતે રાત પસાર કરી. અહીં ચિકણા બાજટની જગ્યાએ નરમ બિસ્તરા આશિષ સમાન થઇ પડ્યા.



# પ્રકરણ ત્રિજું.

## ચાંદોરનું ચક્કર, ધુલ્યાની ધુળ અને ધન ધન ધોરી ધર્મશાળા.

સવારના ચાહ પાણી સાથે સારો નાસ્તો લઇ મુસાફરીનું બિડું નચિંત જીવે ઝડપ્યું. સફરનો આજે ત્રિજો દિવસ હતો. અને રસ્તો ધુલ્યા તરફનો ધરવાનો હતો, ચાંદોરના નાના ઘાટ શિવાય બીજી કાંઇ મુશકેલીનો સંભવ રસ્તામાં હતો નહિ. હમેશની સલામ આલકી પછી એઉ મોટરે નાસીક છોડી ચાલવા માંડયું. આ તરફનો દેખાવ સર્વ છોડી આવેલા દેખાવો કરતાં વળી તદન જુદોજ હતો. દુર સુધી મોટાં મોટાં મેદાનો જોવામાં આવતાં હતાં જેમાં રસ્તાઓ ઝાડની હારોથી માલમ પડી આવતા હતા. આ જગ્યા ઝાડપાન ઝાડીઓથી તદન નિરાળી હતી. થોડીજ મુસાફરી પછી ચાંદોરનો પહાડ સામે દેખાવવા લાગ્યો આ ડુંગરો ઉજ્જડ ઝાડપાન વગરના જમીનમાંથી એકદમ ઉભા નિકળી આવ્યા હોય તે પ્રમાણે ચોરસ અથવા ગોળ આકારના દેખાતા હતા. તેના ઝાડપાન વિનાના ઉજ્જડ, સપાટ, સુવાંળાં શિખર તરતનું માથું મુડાવી તેલ લગાડેલી તાલકીનો ચિતાર આપતાં હતાં. તેને તળીએ ચાંદોરનું જાણીતું જુના વખતનું ગામ અને એજ નામનું મંદિર વિશેષ ધ્યાન ખેંચી રહ્યાં હતાં.

ચાંદોરનો પહાડ સાતમાળાના પહાડની એક પાંખનો છેડો છે, તે ઉંચા પહાડ ઉપર નજર નાખતાં તેના જુદા જુદા સાત પડ મુશકેલી વગર દેખાઇ આવે છે; એટલા ઉપરથી તેનું નામ સાત માળા આપ્યું હશે. આ પહાડની એક ખુબી ઉપર ખાસ ધ્યાન

ખેંચીશ. આ પાહાડ, પહાડી ટેકરીઓથી બનેલું પોણોસો માઇલની ગોળાઇનું ગંજાવર કુંડાળું છે. આ પાહાડી કુંડાળાની વચોવચમાં એક સુંદર ટેકરી છે. મુખ્ય રસ્તો આજ ટેકરીની વચોવચમાંથી પસાર થાય છે. ઉપર પોંહોંચ્યા પછી ચોતરફ નજર નાંખતાં કુદરતની કરામતનું ફરતું ચક્કર ખુલ્લું દેખાય છે. વરસાદના દિવસમાં આ સઘળી ટેકરીઓ ઉપરના પાણી વચોવચમાં ભરાઇ મોટા સરોવરનો દેખાવ આપે છે. તે પાણી જમીનને ઘણી ફળદ્રુપ બનાવે છે જેના પ્રતાપે આ જગ્યામાં શેરડી અને બીજો પાક ઘણો સારો થાય છે.

આ પહાડના ત્રણ નાના ચઢાણ અને એટલાંજ ઉતરાણ પસાર કરી આગળ ચાલ્યાં. સવારનો થંડો વખત અને ધીમી ચઢાણને લીધે બીજી મોટરે પોતાનો ફાળો ઠીક ઠીક આપ્યો અને એ પ્રમાણે થોડા માઇલ કાપી ગયાં.

માઇલસ્ટોન માલેગામ વીસ માઇલ એમ દેખાડતો હતો. માલેગામનું નામ વાંચી આંખો ઉપર ચઢી ગઇ. માલેગામ! તારા ઘડીભરના ઝનુનમાં કરેલાં કૃત ચમકાવનારાં હતાં; જેની યાદ આવતાં મન ઉદાશ થયું. વળી અહીં વરસાદની અછત ખુલ્લે ખુલ્લી માલમ પડતી હતી. પાક કરમાઇ ગયો હતો અને છોડવાઓ પાણી વિના સુકાઇ વિલાપ કરતા જમીન તરફ જોઇ નમી પડયા હતા. દુકાળનો દેવ તેની તરફ ડોળા ઘુરકતો ભમી રહ્યો હતો. આ દયાહિણુ દેખાવ જોતાં જોતાં આસ્તે આસ્તે આગળ વધ્યા. સુંદર ગીરના આવી લાગતાં આવા શોકાતુર મામલામાં તેને પોતાના દયાળુ પાણી રેડી તાઝગી બક્ષી. નદી આસપાસની જગ્યામાં લીલોતરી પુષ્કળ હતી અને તેની વચમાં પણ એવાજ લીલોતરીવાળા સુંદર ટાપુઓ જોવામાં આવતા હતા. પૂલ ઉપરથી તેની ખુબસુરતી નિહાળતા અમે થોભ્યાં.

જ્યાં અમારી આસપાસ નદી પરનાં લોકો ફરી વળ્યાં અને બહુ બારીક નુકતેચીની ચલાવી અને સફરની જરૂર્યાત પોતપોતામાં સમજાવી. ભુખ તો સજ્જડ લાગી હતી એટલે ડાક બંગલાની સુંધ્યા ચોતરફ લઈ રહ્યા હતા.

માલેગામ એટલે કાંઈપણ ચીજ સળગી ઉઠતાં વાર લાગે નહિ એટલે પૈડાં ઉપર ઘણું સરખું તાઢું પાણી રેડી બીજી મોટરને પણ પુરતી રીતે થંડી કરી, ડાક બંગલા તરફનો રસ્તો ધર્યો.

ગામ પૂલની બીજી તરફ પુર બહારમાં દેખાતું હતું. ડાક બંગલો આવી લાગે તે પહેલાં એક અતિ રમુજી બનાવ નજરે પડયો, "કાજીની દાઢી બળે ને લોકને તાપણું થાય." એક નર અમને જોઇ પોતાની ઘોડા ઉપરની કળા દેખાડવા તેને ખુબ નચાવતો નચાવતો, કુદાવતો, થન થન કરતો આવતો હતો. ટટ્ટુ મોટરના અવાજથી ખરેખર ધાસ્તી ખાઇ ગાંડું ઘેલું થઇ ચક્કર ઉપર ચક્કર ખાવા લાગ્યું, અને એકાએક નાહાસવા ગયું. આ ગબરૂ જવાન સમતોલપણું ખોઇ જમીનદોસ્ત થયો. "નસીબવંતા થાઓ તો એવાજ થજો" સારે નસીબે તે ધુળના ઢગલામાં પડયો ત્યારેજ આ પ્રાણી જંપ્યું. આ બિચારો બાવરો પડી ગયલો આદમી મ્હોડામાં ધુળ સાથે ઉઠવા જતાં એકવાર ફરીથી તેના આંચકા સમેત ઝીકાઇ પડયો. હવે તો આ દેખાવ અમારે માટે બહુ થઇ પડયો અને તે સમેત હસવું પણ અટકી ગયું. મોટોરનો દેખાવ આ તેજ ટટ્ટુને લાલ રૂમાલ સમાન થઇ પડયો હતો કે આ પ્રાણી બસ તેને જોય, કુંફાડા મારે, ને કુદે. મોટર તો તરતજ ઉભી રાખી હતી. બે પટકી જાણે પુરતી ન હોય તેમ તે ફરીથી ધક્કા સમેત જમીનદોસ્ત થયો. આ વેળા મદદ પુગી વળતાં ખેલ ખતમ થયો. સ્વાર પગભર થયો ને પછી જોઇ લેઓ. તેણે વ્યાજ સિકકે વળતું વેર આ ભડકેલા પ્રાણી ઉપર લીધું. ડાક બંગલે પુગતાં ઉતાવળમાં

ટીફીન ઉપર ચોંટયા પણ આ દેખાવે પીછો છોડયો હતો નહિ. એની યાદ આવતાં અનેક વાર પેટ ધરી હસવું આવતું હતું.

વખતની બરબાદી વગર થોડીક વારના વિસામા પછી ધુલ્યા તરફ ચાલુ મુકયું. દરેક ઠેકાણેથી નિકળ્યા પહેલાં ચાહ પાણી કરી લેવા ચુકતા હતા નહિ. સાથીને ચાહનો અતિશય શોખ હતો એટલે આ તાઝગી બક્ષનારા પીણાનો લાભ અમને પણ ચાલુ મળતો હતો.

આસ્તે આસ્તે રસ્તો નઠારો આવતો ગયો. ધુળના ગોટેગોટા ઉડતા હતા એટલે જે મોટર પાછળ રહી તેની તો કમબખ્તી સમજવી. નાસીકથી ધુલ્યા એકસો ને દશ માઇલ હતું, એટલે આજ કાંઇ વધારે વાર લાગ્યો નહિ તોએ પ્રવાસ અતિશય આસ્તે હતો. આવતી વખતના પ્રમાણમાં જો કંટાળા ભરેલા કહીએ તો તે અતિશયોક્તિ કરેલી કહેવાય નહિ.

નાસીક છોડયા પછી રસ્તે રસ્તે રેલવે જોવાના વાખા પડે છે, જો કે શરૂઆતમાં જગેજગ તેનો મેળાપ છુટથી થાય છે. પણ નાસીક અને ધુલ્યા વચ્ચે તો તેની ગેરહાજરી જોખમ ભરેલી માલમ પડે છે. આ જાતના વાખા ગ્વાલ્યર સ્ટેટની સેનેટોરીયમ સીપ્રી અથવા તો શીવપુરી સુધી પડે છે. ત્યાર પછી તો સર્વ ઠેકાણે એક તરફ રસ્તો અને બીજી બાજુ રેલવે.

ચતુર હોય તો ચેતજો, રાખો ટ્રેનનો સંગ,<br>
ઉગાર કરશે આપણો, થઇ પડે જો ભંગ.

નાસીક છોડયા પછી તે ચકરાવો ખાઇ ધુલ્યે પાછી દેખાવ દે છે. ત્યાર પછી તાપતી વેલી રેલવે ઉપર નરડાનાના રૂના વેપારી ગામ આગળ ફરીથી તેનો મેળાપ થાય છે.

બંધ થઇ જતાં હૃદય ઉપર રાઇનું પ્લાસ્ટર જેટલું અસર કરે છે તેનાં કરતાં પણ સરસ મોટરીસ્ટોને રેલવે લાઇન સજીવન કરવા કામ લાગે છે.

રેલવેને જોઇને આવતો હરખ
હૃદય જે જોઇ ચાલતું સરસ
નહીં પ્લાસ્ટર કે બ્રૅન્ડીની પડતી જરૂર.
ધુમો પૈડાં ને પાટા જોઇ આવતુ તુ શર

નરઠાના પછી પાછી મઉ અને મકિસ ઉપર રેલવે મળે છે, પણ સીપ્રી પછી તો અમારા પ્રવાસમાં સર્વ ઠેકાણે તે સાથે સાથે લગોલગ દોડતી જણાતી હતી, એટલે જ્યાં રસ્તો ત્યાં રેલવે અને રેલવે ત્યાં રસ્તો.

ધુળ ખાતાં પણ હસ્તાં રમતાં ધુળીઆની ધર્મશાળામાં "ખાતાં ખાંડ અને ચાવતાં રેત" સાડા છ ને અમલે આવી લાગ્યાં. આગલી મુસાફરી સરખો કાંઇ કડવો અનુભવ મળ્યો હતો નહિ એટલે સર્વે મગન દેખાતાં હતાં. ઉતરતાં સાથ ચાહ પાણી કરવાની ધરપડીમાં પડયાં, જે કર્યા પછી સૌ પોતપોતાની નાની સરખી રીયાસત સાચવતાં બેઠાં.

આજ સર્વેના ચેહેરા ઉપર નચિંતાઇ દેખાતી હતી અને દિવસનું આરંભેલું કામ વગર મુશ્કેલીએ ખતમ થયું હતું તેને માટે શુક્ર માગતા હતા અને વધુમાં દુઆ ગુજારતા કે ભવિષ્યમાં પણ મોટર એજ પ્રમાણે વર્તી તેઓની મુરાદ બર લાવે.

ધર્મશાળા આ જમાનાને બંધ બેસતી હતી નહિ. લડાઇના વખતમાં બંધાયલી એટલે જરમન ડગ-આઉટના નમુના ઉપર હતી. એકજ નાને દરવાજે ઘુસવું અને પેલી પાર એટલાજ નાના દરવાજાથી નિકળવું. વળી છાપરૂં અતિશય નિચું એટલે રાતને સમયે તાપ તો કહે મારૂં કામ. મચ્છરો વાંસળી વગાડવામાં પુરા

હતા. વળી માંકડ અને ચાંચડ પોતપોતાની વસ્તીની બાબમાં તીક્ષ્ણ હરીફાઇ ચલાવી રહ્યા હતા. ઉંદરોમાં બોલશેવીઝમ પુર જોરમાં દાખલ થઇ ચુકયું હતું. તેઓનો દાવો અમારી પ્લેટમાં સાથેજ જમવાનો હતો, અને જ્યારે અમે એમ કરવા દેવા સામે વાંધો ઉઠાવતા હતા ત્યારે તેઓ સત્યાગ્રહ કરી પાઉં, કેળા, વગેરે, જમવાની ટેબલ ઉપર પ્લેટમાંથી ઉપાડી ચાલી જતા હતા.

બજાર ઠીક ધીકતી હતી અને સેંકડો લોક તેનો લાભ લેતાં જણાતાં હતાં. આ ગામમાં રૂની મોટી ઉથલપાથલ થાય છે અને તેને સબબે જીન પ્રેસ પણ ઘણા છે. આગલા વખતમાં પારસી વસ્તી સારી હતી પણ હાલમાં તો માત્ર ત્રણજ ઘર બાકી છે.

નાસીકની સરખામણીમાં રાત તો આહુરેમનની પસાર થઇ. આંખ સવાર પડતાંજ લાગી, પણ વેહેલા નીકળવાનું હતું કરી તેનો લાભ મોડે સુધી લેવાયો નહિ. નિશ્ચય વેહેલા નિકળવાનો કર્યો હતો જેનું કારણ તમે પછી જાણશો.

સૂરજના ઉગવા સાથે સફરની ધરપડી પાછી ચાલુ થઇ. ડોકું બહાર કાઢતાં ધર્મશાળાના મોબેદદારૂં માનીજરે ખેર-આફ્યત પુછતાં સવાલ કર્યો "સાહેબ ઉંઘ તો સારી આવી હશે"? પેટમાં તો આડા ને ઉભા થયા પણ સારે સપરમે દાહાડે વિઝોડું ક્યાં લેવું કરીને જવાબ વાળ્યો કે કાંઇ નહિ સાહેબ ઉજાગરો કરવાની આદત અસલથી છે એટલે કાંઇ ઘણું ભારી લાગ્યું નહિ.

પારસી આલમ મુંબઇમાં નવરોઝ અને પતેતીની ધુધુખડમાં પડી હતી, ત્યારે હું મારા જેવા સેહેલાણીઓ સાથે જંગલ કાપતાં સંતોષ પકડતો કે સવારના પોહોરમાં મારે બારણે હે! હે! બાઇ આજ પરપોટીનો દિવસ છે એવા કંગાળ અવાજ

પડવાના નથી; પણ એટલાથીજ કાંઇ સંતોષ મળે નહિ. આટલું, બાળ બચ્ચાંને સધ્યારો આપવાને પુરતું હતું નહિ. તેથી કોઇ પણ કિસમે પતેતી ગાજતી વાજતી ગુજારવાનો નિશ્ચય રાખ્યો હતો. અમે જો મઉ પોંહોંચ્યે તોજ પારસી પતેતી સગન સાહાજન સાથે થઇ શકે, નહિ તો પછી ખલઘાટના ડાક બંગલામાં પાંઉ અને સુક્કા પલાવ ઉપરજ સંતોષ પકડવો પડે.

પોંહોંચાય તો કેમ? હું એકલો હતે તો આ સવાલ રહ્યો હતો નહિ, પણ સાથીની મોટરનો વિચાર કરવાનો હતો. માઇલ જોવ તો ૧૬૮ વળી તેની સાથે ત્રણ ત્રણ પહાડો અને બે મોટી નદીઓ, વળી તે પણ પૂલ વગરની એટલે તરાપાની મદદ શિવાય તે ઓળંગી શકાય નહિ. કાંઇ ફિકર નહિ.

નિશ્ચય નક્કી રાખ્યો કે કોઇપણ તરકીબે જરૂર પડે તો જુઠું પણ બોલી મઉ સુધીની મંજલ એકજ દિવસમાં પુરી કરવી અને પનોતી પતેતી ત્યાંજ આ પારસીઓથી વસાયલા ગામમાં વાજતે ગાજતે કરવી.



# પ્રકરણ ચોથું.

## ધુલ્યાથી મઉની ઉલ્લગબડી, તાપી અને નર્બદા ઉપરનો કુદકો.

### ત્રણ ઘાટની સફર અને લાલ બત્તીનો બાઉ, પવીત્ર પગલાની પેહેલ ને વરસાદજીની રેલછેલ.

---

સવારના પોણા આઠ વાગ્યામાં ધુલ્યાની ધર્મશાળા, મોબેદ દારૂ માનીજરને આસોદાદ આપી પુર ગંભીરાઇ અને મક્કમ નિશ્ચય સાથે છોડી. આટલાજ કારણસર સવારની ઉંઘ છોડી, ધધુખડ વેહેલી કરી હતી. શરૂઆતથીજ રસ્તો ઉતાવળમાં કાપવા માંડયો, અને મઉ શિવાય બીજી કોઇ જગ્યાનો ખ્યાલ નજર સામે રાખ્યો હતો નહિ. તાપી નદીની વાટ કાગને ડોળે જોતા જતા હતા, એટલામાં અઢાર માઇલ પર નિચાણમાં એકાએક અમને તે માતા ભેટયાં, જેને જોઇ અમારી ખુશીનો પાર રહ્યો નહિ. હમેશના તાપી નદી સાથે નિસબત ધરાવતા, તાજાં મોરાં પનીર અને ખારાં બોરના ગેબી અવાજો કાન ઉપર પડયા. નદીવાળી જગ્યા આ સવારને વખતે અતિશય ખુશનુમા લાગતી હતી જ્યાં પાંચ મીનીટ પણ થોભતાં જીવ તેની તાજી હવાથી ખુશી થતો હતો. નદીમાં જોકે પૂર હતાં, તે છતાં આગળથી લખીને ખબર આપવાને લીધે તરાપા તૈયાર રાખ્યા હતા, જેની ઉપર મોટરો સંભાળથી ચઢાવી, તરાપો સામે પાર ચાલ્યો અને જુજ વારમાં નદી ઓળંગી ગયા. આ સઘળું કામ માત્ર વીસ મીનીટમાં તમામ થયું હતું. કાયદા પ્રમાણે કરાયો બક્ષવા પછી રસ્તો ઉતાવળમાં અમે કાપવો ચાલુ કર્યો. હવે બીજી નડતળ

નર્મદા નદી હતી. તેની તરફ સુકાન કરી કદમ ભર કદમ આગળ વધતાં શીરપુરનું સુંદર પણ નાનું ગામડું નાનાં નાનાં ઝાડોની ઘટા વચ્ચે પસાર કરી ગયા. હાલમાં તાપી અને નર્મદા નદી વચ્ચેનો સાતપુડા પર્વતવાળો ઉંચાણ મુલક પસાર કરતાં હતાં. પસાર કરી આવેલી દરેક જગ્યા કરતાં આ જગ્યા વળી વધુ ખુબસુરત હતી.

પાલનેર આગળથી પસાર થતાં મોટાં ઝાડોની ઘટા નિચે ત્યાંનો સુંદર ડાક બંગલો જોઈ મોટર તેની તરફ ફેરવી અને ત્યાં જઈ થોભ્યા. આ બંગલાની તારીફ ઘણી સાંભળી હતી અને ભુખ પણ મજબુત લાગી હતી. એક માણસ રસ્તા ઉપર ચોકી કરવા રાખ્યો કે અમને મુકી સાથી આગળ નિકળી જાય નહિ. જો નજર ચુકથી આગળ ચાલ્યા જાય અને અમે તેઓની વાટ જોઈ પાછા શોધમાં જઈએ તો ફેસ્તો પુરેપુરો થાય અને મઉમાં પતેતીનો વિચાર પડતો મુકવો પડે. મારી અધીરાઈનો પાર રહ્યો નહિ એટલે હું પણ જઈ રસ્તો રોકી બેઠો. સાથીના આવી લાગતા ડાક બંગલાની વાત સાંભળી ઘણા સંતોષ સાથે તેઓ પણ સુકાન ફેરવી ત્યાં આવ્યા.

આ ચઢાણવાળા મુલકમાં સાથીની મોટરે સવારના થંડકને વખતે એકંદરે ઠીક કામ આપ્યું હતું. તો પણ તેનો ગરમ મિજાસ વારંવાર સંભાળી લેવો પડતો હતો.

અહીં સર્વે ટીફીન બાસકેટની ઝડતી લેતાં, એમ તેમ ભોજન ઉછાળતાં અને જે ભાગે પડે તે ગળે ઉતારતાં ચકચુર બની પેટની પુંજા કરી રહ્યા હતા અને મ્હોડાંના રેંટયા, ડાક બંગલાની ડોશીની કાંઈપણ ચીલ ઝડપના ખ્યાલ વગર ચલાવતા હતા.

ડોશીને ચાહ માટે પાણી તૈયાર કરવા કહ્યું હતું; તે લાવી તાજું કુવાનું પાણી, તેના લાડકવાયા દિકરાએ ફૂંકયો ચુલો,

પોહોરેગીરે ચુલે ચઢાવી પાણીની તપેલી, અને બોત અચ્છાં ચાહની જોઇ લેવો ચાલી રહી તેયારી. ચાહ તો મલી પણ તે મનમાનતી નહિ થવાને લીધે જરા જુંબેસ જાગી. તેટલામાં તો ખબર ફેલાઇ કે સાબુ બાથ રૂમમાંથી ગુમ થયો હતો. આ બાબદે ઝગડામાં ઉતાવળે ઉમેરો કર્યો. દેખું ડોશી તો પીઅર્સ સોપનીજ શોખીન; સાબુ તો સાબુ પણ તેને સાચવીને રાખવા ડબ્બાને પણ પર આવતા સમેત ગુમ થઈ ગયો. વિઝોડું તો જબરૂં લાગ્યું. ગુમ થયલી જણુસ પાછી મેળવવા મક્કમ પ્રયત્ન કર્યો પણ તે ફોકટ ગયો. ગમ ભુલાવવા મોટર ઉપર સ્વાર થયાં અને સાબુ અને તેના જરમન ડબ્બાની દિલદારી દુખી દિલે છોડી ત્યાંથી ચાલતાં થયાં. ચાહ તો ગરમ પડી. ડાકટરોનું કહેવું કે ચાહ તો ગરમ છે તે અહીં બરાબર સાબેત થઇ ચુકયું. ત્યાંથી જે ઉપડયા તે ઇંદોર દરબારનું કિલ્લેબંધ ગામ સેંઢવા સુધી સિધી દોડ મારી તે ગામના એક ઇતિહાસના ખાંની રમુજી વાત વગતી સફર વેળા હું સંભળાવીસ.

પણ પાલસનેરનો ડાક બંગલો છોડયો તે અગાઉ એક વળી નવી બીના બની. બંગળામાંથી બહાર પડવાની તૈયારીઓ ચાલી રહી હતી તેટલાં એક મોટર એક જરથોસ્તિ સાથ દાખલ થઇ. અમે તો વળી જાતભાઇને જોઇ ખુશી થયાં અને કોમી લાગણી સાથે સાહેબ સલામનો હાથ લંબાવ્યો. આ જવાન શેઠયા ચાલાકી સાથ મોટરમાંથી ઉતરી અમારી તરફ કદમ લંબાવી અમારા આ તરફના આગમણનું કારણ પુછયું. પુર ઉત્સાહ સમેત અમે ઠેઠ કાશમીરનું ખુણું દેખાડી આપ્યું. આવા જગ-પ્રસિદ્ધ માણુસ જો આવે ટાંકણે મદદગાર ન થઇ પડે તો શું કામના? તેથી ધરતિને પગ નીચે ધ્રુજાવનાર અને ત્રણ ડાકુને માહાત કરનાર આ ચાલાક નરે અમને ખબર આપી કે પછવાડે એક ટાંગો આવતો હતો જે માહેલા માનવિઓએ કાંઇક તોફાની વળણુ બતાવી હતી અને વળી તક મળતાં કાંઇક લુટફાટ પણ

ચલાવે એવું દેખાતું હતું. "બેટા હુવા માગો." તો બેટા કહે. "બાપ કે ખેતમે બલા પાકે." જરથોસ્તિને જોઇ ખુશી થયાં તો જાતભાઇએ તો લાહ્ સળગાવી. આ વાત કાન ઉપર પડતાં સાથીને સંભળાવી. પણ જાણે કોઇ ગેબી લશકર અમારી પનાહમાં હોય તે પ્રમાણે અમારામાંનું કોઇ એક પણ આસામી તે ખબરથી ચમક્યું નહિ. આ કાંઇ સાધારણ બાબત હતી નહિ અને ત્યાંના સંજોગ જોતાં તો આપણી મુંબઇગરી નારીઓ ધબકી ધ્રુજીને ફેન્ટ મારી જતે. પણ આતો અજબ પ્રકારનો ચમતકાર થયો કે એક પણ જણે આ ખબરની પરવા કરી નહિ. મોટર ઉપર સ્વાર થયાં ને ચાહ, સાબુ ને સાબુના ડબ્બા ઉપર વિલાપ કરતાં મોટરો હંકારી; દરવાજો છોડયો, મુખ્ય રસ્તો હાથ ધરી આગળ ચાલ્યા, વાત ભુલાઇ ગઇ અને મોટરો ઉડવા લાગી. સામે જ્યારે ટાંગો જોયો ત્યારે તોફાન અને લુટની વાત પાછી યાદ આવી. ટાંગો આસ્તે આસ્તે નજીક ને નજીક આવતો ગયો. અંદર તોફાની ટાયફાવાળાને બદલ નરમ સભ્ય સિપાઇયો બંદુકો બાજુ મુકી ડોકાં નમાવી ઝુંકતા ઝુંકતા ડોળા ખાઇ ટાંગાના ડોળવા પ્રમાણે માથું ડોળાવતા રસ્તો કાપતા જણાયા. ભાઇ જ્યારે એમજ હતું ત્યારે આપણા જાતભાઇએ આ ધડાકો શા સારૂ કર્યો. કદાચ એમને અમારૂં ખમીર માલમ હશે નહિ, એઓ એમ ધારતા હશે કે અમે સર્વે આ વાત સાંભળી આ જોરે-મંદ મંકોડી પેહેલવાનને આ લુટારૂઓના હાથમાંથી અમને બચાવી લેવાના કાલાવાળા કરીશું અને તેમના પનાહમાં અમને રાખવાની કાકલુદી કરીશું. પણ અમારી ટોળીમાંની અબળાઓએ તો તેના માત્ર ચોત્રીસ ચોરસ તસુના નાના મ્હોડાં ઉપર છત્રીસ તસુના હાથનો તમાચો સાબુત લગાડયો.

ઇંદોરની સરહદ આવી ત્યાં સુધી જગેજગ ધોબી તોલ આપવાનું દુખ તો ચાલુજ હતું. રસ્તે રસ્તે અટકવાના દુખનો

મને પોતાને અનુભવ પુરતો હોવાને લીધે મેં અહીં લખાણમાં જગેજગ અટકી ભંગાણ પાડયું નથી.

હવે નર્બદા માતા માટે ડોકાં ખેંચવાનું ચાલુ થયું. જેમ અમે ઉતાવળ કરી તેને માટે વધુ ઇંતેજાર બન્યા તેમ તે અમારેથી રીસાઇ જઇ દુર ને દુર હઠતી ગઇ, નજર સામે તો ડુંગર ને ડુંગર શિવાય બીજું કાંઇ દેખાય નહિ. અરે ભાઇ નદી કાંઇ ખોવાઇ ગઇ કે શું? એટલામાં તો નિચાણમાં ખલઘાટના ગામની પછવાડે એક સો વાર ઉપર એકાએક વિશાળ પાણીનો પાટ હિંદના દ્વિપકલ્પને બે મોટા ટુકડામાં વેહેંચી નાખતો નજરે પડયો.

નર્બદા વારે નર્બદા! તું તો મારા માદર વતનનું ખરેજ નાક છે. મધ્ય પ્રાંતમાં ભારે વરસાદને લીધે મોટી રેલ આવી હતી. તેના વિશાળ પાણી આ મહાન મોટી નદીમાંથી ઘડીના કરોડો ગેલનને હિસાબે વગર આંકોશે દિવાના હાથીની માફક ફિણ ઉરાડતા, મોજાં નાખતાં ખળભળાટ મચાવતાં ધમધમાટ વહી જતાં હતાં. આ દેખાવ જેટલો જોવા જેવો હતો તેટલોજ તે હેબતનાક હતો. ધાસ્તી માત્ર એ લાગતી હતી કે આ તોફાન ઓળંગી જવાશે તો કેમ? આ જોતાંને વાર, તેજ દિવસે મઉ પોંહોંચવાની આશા ઉપર પાણી ફર્યું. જ્યારે તેનો દેખાવજ આવો હેબતાવનારો હતો ત્યારે તે ઓળંગવાની હિંમત કરવા કેટલાં હૈયાં એકઠાં કરવા પડશે. આ વિચાર ગમે તેટલાં ફાટેલાં મગજને ધબકાવનારો હતો. કિનારા ઉપર ખલઘાટનું આબાદ ગામ હતું, અને એક ઉંચાણ જગ્યા ઉપર તેનો મોટો ડાક બંગલો જોવામાં આવતો હતો. અમારી સામે એક સાહાસિક અને જુદા જુદા દેખાવોથી ભરપુર દેખાવ નજર પડતો હતો. સીધા હાથ ઉપર નર્બદા નદી ઉપરનો પૂલ જોઇ મન તો એવું થતું હતું કે એની ઉપરથી મોટર ફડફડાટ ડફ-

રાવી પેલે પાર ઉતરી જાવું, પણ વચ્ચે બે કમાનો બાકી હતી એટલે મોટરને જો કુદકો મારતા આવડતું હોય તોજ તે પ્રમાણે કરી શકાય, નદીની ફૅરી બોટ ઉપરજ આધાર રાખવો પડયો.

મારા આવી લાગતાં સાથે, ફૅરીબોટની પુછપરછ ચલાવી. સઉથી મોટો સંતોષ તો એ મળ્યો કે બોટ આ પારથી સામે-પાર જઈ શકિત હતી. સાથીને આવી લાગતાં બીજો પોણો કલાક લાગ્યો જેઓને આવતાં જોઇ અમને ખરેખરી ખુશાલી ઉપજી અને તેજ દિવસે મઉ પોંહોંચવાની આશા સજીવન થઇ. એમને પણ ઉત્તસાહ મળે કરીને કહ્યું કે તેઓની મોટર ઠીક ચાલતી હતી અને અમે પણ તે સ્થળે થોડાજ વખતના આવી લાગ્યા હતા. મઉ તો નાકના ડાંડા ઉપરજ હોય એમ સઉ પુર હોંસમાં જાતાં હતાં. સાથી પણ મક્કમ ઠરાવના અને ખંતીલા એટલે જે મન પર લે તે બજાવી દેખાડે. સવાલના જવાબમાં જણાવ્યું કે સૂર્ય અસ્ત પામ્યા પછી મઉ પુગાશે. હાક્ષપશેમાન! મઉ પુગતાં હુઝુર અનેક એવા માઇલો અને બે મોટા પહાડો એક તો ગુજરી અને બીજો માનપુરનો ચઢવાનો હતો. કાંઇ નહિ એ તો પતેતી માટે જુઠું બોલી પાપ કર્યું. બીજેજ દિવસે આ તહેવાર એટલે બે વખત કુશ્તિ જોરથી પખોડી એટલે બસ, વળી જુઠુંબી તેનેજ માટે એટલે દફતરમાં તો એની નોંધ પણ લેવાય નહિ.

ઠેઠ સાડાપાંચ વાગે નદીનું હુપતેખાન મસ મોટા તરાપા જેવી બોટો ઉપર મોટરો ચઢાવી પસાર કરી રહ્યા. બોટો ઉપર મોટર પેહેલી ચઢાવી જવાનું માન પણ સાથી અમનેજ ખાટી જવા દેતા હતા. પાણીનું જોર પણ વિશેષ હતું જેને લીધે બોટ વારંવાર બીજી તરફ ઘસડાતી હતી. સામે પાર પુગ્યા અને તરતજ વગર થોભવે ચાલુ મુકયું. ડાક બંગલો નદી કિનારેથી દેખાતો હતો એટલે જીવમાં જીવ હતો નહિ કે રખેને અહીંજ

ધામો નાખવો પડે. જો એમ થયું તો સુક્કા પાંઉ અને પાણી ઉપરજ શુકરાણા કરી સબક્તિ પતેતી આતશનાં ગીત ગાઇ ત્યાંજ પસાર થાય. આ બંગલાવાળું સ્થળ ઘણું ખુશનુમાં હતું. એકાદ ચાંદની રાત ત્યાંજ પસાર કરવી હતી.

નદી તો માઇલો સુધી લાંબી અને સિધી, ડાહી, પણ છેડાયલી ગાય જેવી દેખાતી હતી. તેના બેઉ કિનારા માઇલો સુધી ઝાડોની ઘટામાં સંપૂર્ણ ઢંકાયલા હતા અને તેનો દેખાવ અને દમામ વળી જોવામાં ઓરજ હતો. તે એક કુદરતની મોટાઇ અને કરામતનો ખરો ચિતાર હતો. પણ મેં કહ્યું તે પ્રમાણે મઉ શિવાય ચશ્મો સામે બીજો કોઇપણ નકશો મિથ્યા હતો. દિવસ ટુંકા, રસ્તા લાંબા, પહાડો ઉંચા, અને નદીઓ પોહોળી; એટલામાંજ સરવાયું આવી જતું હતું.

સાત વાગામાં તો સારૂં જેવું અંધારૂં શરૂ થયું અને તેની સાથે ગુજરીનો જાણીતો પહાડ લાગુ પડયો. શરૂઆતમાં તો તેની ચઢાણે સાહાલેસાઇ દેખાડી, પણ ખુદા માફ કરે, કર ને જે અહીંજ હતું. જુઠાંનો નતીજો બેજ કલાકમાં મળવાનો હતો. ચઢાણ ઉપર જેમ અમે ચઢતાં ગયાં તેમ તે પણ બિકટ થતું ગયું. પહાડ, ચઢાણ, અને રાત, ને તેની સાથે વાદળ, અને અંધકાર, અમારી મુસાફરીના સાથી થઇ પડયા હોય તેમ ઘણે ઠેકાણે થયું. મારા જીવને તો નેહ હતી કે કસારા અને થળના ઘાટને જો મહાત કર્યા તો પછી ગુજરી અને માનપુર તો શી બિશાદમાં હતાં.

સવાલનો જવાબ હમેશ હસીને હાજર હતો કે કાંઇ ઝાઝું જવાનું હતું નહિ; આટલો રસ્તો કાપ્યો કે મઉ મોજુદ હતું.

ગુજરી! ગુજરી!! તું તો જબરો જંગલી નિવડયો તેં તો મારા સર્વે ગુજર્યા અને જીવતાની યાદ આપી. તારી ઉંટની પીઠ જેવી ચઢાણ, અને નાગ સમાન ફુંફાડા મારતા પવને તો

# ગુજરીનો પહાડ.



ગુજરીના પહાડ ઉપરનો રસ્તો.

ચાંદોરનો ઘાટ.



ચાંદોરના ઘાટ ઉપર મોટરને પેહેલું પંકચર પડયું.

ઓહ ! ઓહ ! પુકરાવી દીધું. આતો સર્વ મનમાંજ રાખવાનું. બહારથી તો જરાપણ કરાંજવું નહિ; નહિ તો સર્વ ઉપર પાણી ફરે. "મીઆ પડે તો પડે લેકીન ટંગડી ઉંચી."

જ્યારે વિલાયતમાં સ્કુની શોધ થઇ હશે ત્યારે શોધકને સ્વપ્ને પણ માલમ હશે નહિ કે કુદરતે બનાવેલો ગુજરાનો સ્કુ મારા જેવા સેહેલાણીનો દમ ખોખામાં બંધ કરવા માટે ઘણા વખત અગાઉનો ઇશ્વરે સરજ્યો હતો. અહીં અધુરામાં પુરૂં વિજળીની બત્તીએ પોતાની એક આંખ મીંચી અને તેને પાછી સજીવન કરતાં કાચ તોડયો.

સખ્તમાં સખ્ત વહી ગયું હતું એટલે બેઉ મોટરો દમ ખાવા અહીં કેટલોક વખત થોભી. ચંદ્રમા વારંવાર ડોકયું કાઢી દેખાવની ગંભીરતા ઓછી કરતો હતો. આ સમયે મોટર છોડી અહીંતહીં ફરવું ઘણું ખુશાલ લાગતું હતું. પવનના સપાટા નાની મોટી સિસોટી મારી રહ્યા હતા. હજુતો માનપુરનો ઘાટ બાકી હતો તે છતાં મઉ પુગવાનો નિશ્ચય છોડયો હતો નહિ.

આ ઘાટો રાત્રે પસાર કરતાં તેના ખુબીવંતા નજીકના તેમજ દુરના દેખાવો જોવાની તક દેખીતી ખોહતાં હતાં. પણ આ પ્રમાણે કર્યા વિના છુટકો હતો નહિ. જો મોટર બરાબર હતે તો આ નદીથી તે મઉ સુધીની સફર માત્ર અઢીજ કલાકની હતી, અને આખી મંજલ મારી મંગલી આટલા બધા વજન સાથે છ વાગામાં સંપૂર્ણ કરી શકતે. તેની પહાડ ચઢવાની ચાલાકી ઓરજ હતી, તે તેની ઉપર દોડતી હતી નહિ પણ ઉડતી હતી. આસ્તે આસ્તે પેહેલું હપતેખાન પુરૂં કર્યું અને ઉતરાણ આવતાં જીવ નચિંત થયો; તે પણ સેહેલથી સરકી જઇ ખતમ કર્યું. અહીં મુશકેલીનો અંત આવી પરવારી ગયા હતાં નહિ. અમારે માટે બીજું કોહીસ્તાન તૈયારજ હતું; જે તરતજ આવી લાગ્યું, અને વાદળે ગર્જના કરી અમને આવકાર આપ્યો.

હવે અમો પણ પાકા લડવૈયા બન્યા હતા. ચાંદની અને અંધકાર વારા ફરતી પોતપોતાનો સ્વાદ ચખાડી રહ્યા હતા. ચંદ્રિકા સ્વાદિષ્ટ લાગતી હતી પણ જ્યારે અંધકારનો વારો આવતો ત્યારે ઘોર સમાન થઇ રેહેતું જે એટલું બધું ઇચ્છવા જોગ હતું નહિ. વરસાદનાં મોટાં ટીપાં ટપાટપ પડતાં હતાં પણ અડચણ કર્તા હતાં નહિ. બીજી મોટર ધુંમાડો કાઢતી ડોસાજી ગુસ્સો કરતાં ધ્રુજે તે સમાન અંગ બદન ધ્રુજાવતી થથડાવતી ચઢી રહી હતી. આગળના અનુભવ પછી અમો બેપરવા બની નચિંત જીવે ધીરજથી ચાલ્યા જતા હતા.

સગનના ગાંઠયા ! સામે મોટી લાલ બત્તી દેખાઇ. આવા પહાડ ઉપર લાલ બત્તી આટલી મોડી રાત્રે શા માટે હશે ? કેમ કાંઇ રસ્તો હશે કે નહીં ? કાંઇ તાલ તલાવટ થઇ તો નહિ હોય ? આવા અનેક તર્ક બાંધતા તેની પાસે ને પાસે આવતા ગયા. લડાઇમાં જીપલાવવાની અમારી તૈયારી ફોકટ ગઇ. એતો માત્ર રસ્તો સમુ કરતું સ્ટીમ રોલર હતું.

આ રીયાસતના ખબરદાર સુકાનીઓએ રાતને સમયે કોઇ ભેટી પડે નહિ તેટલા સારૂ આ પાંચ તસુના વ્યાસની લાલ બત્તી લગાડી હતી.

આ એકાંત વાસમાં પહાડની ટોચ ઉપર ઉતારૂઓ માટેના આ આશીર્વાદનો ઉપકાર સાથે સ્વિકાર કર્યો. આ જોખમ ભર્યું ખુણું કુનેહથી પસાર કરવાની તજવીજ ચાલી રહી હતી તેટલાં ત્યાંના રખેવાલે હાજરી આપી. સાથીએ પોતાની મોટરમાંથી ડોકયું કાઢી તેને સવાલ કર્યો કે "ઇદર ડાક બંગલા હય કે." મારી નાખ્યા ! જેનાથી બિહીતા હતા તેજ સામે આવી ઉભું. માણસે ઉત્તર વાલ્યો કે હયે. આટલામાં તો મારો જીવ સિકે ટંગાયો. પણ તરતજ તેણે ઉમેર્યું કે "બંગલા મઉ મે હય." નિરાંત થઇ. ખાત્રી મળી કે મઉ હવે દુર હશે નહિ. ગોઠયાએ તો સારી જેવી આપણી ખબર લેવાની શરૂ કરી. પણ રસ્તો પસાર

કરવાની મુશકેલી અને તેમાં જોઈતી દ્રઢતા અને સંપૂર્ણ ધ્યાન આપવાની જરૂરે મારૂં તારણ કર્યું. હું પણ ખરો; કાંઇ વધારે સંભળાવતે તો પછી સત્યાગ્રહ કરી ત્યાંજ ગોદડું ઓઢી સુઇ જતે.

રસ્તાની આ છેલ્લીજ મુશ્કેલી હતી. હવે ખુશનુમાં રસ્તો આવવા લાગ્યો. વાદળાં વિખરાઇ ચાંદમામા તેના પુર બાહારમાં ઉજાસ આપવા લાગ્યા, જેના તેજમાં આસપાસના ફરતા સુંદર ચિતાર એક પછી એક જોતાં આગળ વધ્યા. આ દેખાવ મગજને શાંતી બક્ષનારો હતો. આખા દિવસની રંજનો ખંગ અહીં વળી ગયો. ચઢાણ ખલાસ થયું હતું. ધીમી ઉતરાણ ચાલુજ હતી. પહાડ, ચઢાણ, અંધકાર, પવન, વા વિંઝોડુ, લાલ બત્તી એ સઉ ખલાસ થઇ; તેની બીજી બાજુ તેથી ઉલટાજ શાંતિના ફળ ચાખતા ચાખતા પસાર થતા, અને રળીઆમણા ઝાડના દેખાવો નિહાળતા જતા હતા. રાતની ચાંદનીમાં અને મોટરની બત્તીઓ સામે શિયાળ, સસલાં, વગેરે પ્રાણીઓ એમ તેમ દોડી રહ્યા હતા. સાફ સફાઇવાળા, કુદરતી છંટકાવથી મનમાનતા સપાટ રસ્તા અમારી આંખે દુર વેર દેખાતા હતા.

મોટરો એક પાછળ એક સરળ રસ્તા ઉપરથી માછલાં પાણીમાં સુગલ કરતાં હોય તે પ્રમાણે બીન અવાજે કલાકના પાંચ માઇલની ઝડપે નચિંતાઇથી ચોથા દિવસની સફરનો અંત લાવતી હતી.

ખુશનુમાં થંડક અને નચિંતાઇએ, શરીર ઉપરથી આખા દિવસની થાક ઉતારી લીધી હતી; જેને પ્રતાપે શરીર પણ હલકું લાગતું હતું.

ભુખતો સખ્ત લાગી હતી, પણ તેને તૃપ્ત કરવાનો વખત દુર હતો નહિ કરી સબુરી ધરી હતી.

આ સર્વ સુખનાં ચિન્હ વચ્ચે એક પછી એક મઉની બત્તી દુરથી દેખાતી અને ગુમ થઇ જતી હતી. વરસાદના છાંટા પડી રસ્તાની ઉત્તમતામાં મોટો વધારો કરતા હતા.

આખર અમારી નજર ઓથાવાળી અંધારી જમીનમાંથી ઉજાશવાળા આકાશ તરફ નિકળતા વાયરલેસ સ્ટેશનના કાળા થાંભળાં ઉપર પડી; જે ઉપરથી ખાતરી થઇ કે અમારી સ્વારી મઉની છાવણીમાં આવી લાગી હતી.

ઝળકતી રોશનીવાળા બંગલાના દરવાજા સામે જઇ અમે ઉભા. ત્યાં કાંઇક દમામદાર ધાંધલ ચાલી રહી હતી, ધીરજનાં ફળ હમેશાંજ મીઠાં! કોઇ માણસ અંદરથી બાહેર આવી લાગતાં અમારો રસ્તો બરાબર દેખાડ્યો.

આહ! પારસી બચ્ચા. તારૂં ઘર કાંઇ છુપું રહે નહિ, કાંઇ ભલે પધારોની દાણાની તોરણ અને ચોક જોઇ મોટર અટકી; બે સવાલ અહીં અને તહીં; અને બીજી બે મીનીટમાં અમારે આશ્રમે આ ડોનકિવઝૉટ અને સેંકોપાંન્ઝા આખો દહાડો મંજલ કાપી બે મોટી નદીઓ ઓળંગી ત્રણ મોટા પહાડો કુદાવી જગેવગે પડયા.

આજનું બ્યાન ખતમ કરીશ તે આગમજ મારા અતિ ખંતીલા ગોઠયાની માફી ચાહું છું; કે, જે કાંઇ મેં કર્યું છે તે તેના પોતાના તેમજ મારાં છોકરાંઓની ઉમેદ પાર પાડવા કર્યું હતું, અને જે તદન સારા સ્વાર્થથી કર્યું હતું. જો એમની મોટર સારી હાલતમાં હતે તો આ ઉલગબડીંની કાંઇ જરૂર પડતે નહિ અને જે સફરો માટે આઠ આઠ નવ નવ કલાક લેવામાં આવતા હતા તે ફક્ત પાંચથી છ કલાકની સરેરાસમાં ખતમ કરી શકતે.

અમારૂં પેહેલું કામ મોહાડું અને હાથ પર પાણી છાંટી ચરચરતી ચામડાની થેલીનું ભજન કરવા બેસવાનું હતું. તે કામ ભુખાં રૂશિઅન્ન વરૂની માફક અમે બજાવ્યું અને થોડાજ વખતમાં બિસતરાનો આસરો લઇ પતેતીની સવાર માટે શુમ થઇ ગયાં.

બેંડના દિલપઝીર સરોદ સાથે મઉમાં પતેતીની સવાર ધારવા મુજબ શરૂ થઇ. સર્વે ન્હાઇ ધોઇ એક એકને સાલ મુબારક ઇચ્છવા રોકાઇ ગયાં. આ પવિત્ર દિવસ ખરેખરો વાજતે ગાજતે મઉની અગ્યારીમાં જસન સાથે ઘણો મુબારક પસાર કર્યો. સર્વે છોકરાંઓ સુશોભિત કપડાંમાં સજ થઇ અગ્યારીમાં લટક મટક જઇ આવ્યાં. ઘણા માણસો મળ્યા અને એની એજ વાત ઉપર વાદવિવાદ ચલાવ્યો. કાશમીરની મુસાફરી ત્યાંની ત્યાંજ ચવાઇ ચુંથાઇ કુચો થઇ ગઇ. કેટલાક અચ્છા મોટરીસ્ટોએ આગળ વધવાના ગુણદોષની સમજ આપી અને તેના ઇલાજો દેખાડયા.

દિવસ ખુશીમાં નવા જુના સગાઓને મળવામાં પસાર થયો. ચાર ચાર ચાસણી ચઢાવી વાતો કરી પણ ખુદા જાણે એ લોકને ગળે કેટલી ઉતરી. એક બીજો દિવસ ફરવા હરવા અને આસાએશમાં પસાર કર્યો. જો કે થાક જેવું તો કાંઇ હતું નહિ તોપણ એક વધુ દિવસ ઘરમાંજ પસાર કરતાં અતિશય આનંદ થયો. હું જ્યારે મુંબઇથી નીકળ્યો ત્યારે મારાં દિલમાં દગદગો હતો કે ત્રણસો ચારસો માઇલ કાપ્યા પછી થાક લાગવાથી જો હું હારી ગયો, તો કેમ થશે? આ ભય ખોટો નિવડયો. થાકવાને બદલે વધુ તાકાત અંગે ધરી જેથી કોઇપણ દિવસ ભવિષ્યમાં એ પ્રમાણે થવાની ધાસ્તી નાબુદ થઇ.

વરસાદજીની અમારી ઉપરની પ્રસન્નતા અહીં સાબુત પુરવાર થઇ. જ્યાં બે, બે મહિનાથી વરસાદના વાખા હતા, ત્યાં અમે ગયા ત્યારે તેને પણ લેતા ગયા. અને જે દિવસે મઉથી અમે ઉપડવાના તે સવારે તો તેણે ભારી શરૂઆત કરી અને નવ વાગામાં તો ઘેલા ગાંડા ટુટી પડયા. અહીં કેટલાક મહિના થયા વરસાદ પડયો હતો નહિ, ખેતરોમાં પાક સુકાતો હતો; વરસાદના પડવા સાથે લોકો તો ખુશી થઇ ગયાં પણ અમારાં પેટમાં તો કેવાં આડાં ઉભાં થતાં હશે તેનો ખ્યાલ કરો.

---

# પ્રકરણ પાંચમું.

## ઇંદોરની મુલાકાત; ટોંન્કના નામાંકિત નરો; પારવતીનો પરિચય, પાચોરાના લાયકીવાલા લોક અને બીઓરાનો પારસી પીઠાંવાલો.

મારમારના વરસાદમાં ત્રણ પેટી, ત્રણ બિસતરા, બે હેન્ડ બેગો, એક પોટમેન્ટો, અનેક ઓવર–કોટો, લાકડી, છત્રી, બંદુક અને મોટર માટેનો તેલ પેટ્રોલનો છુટો જથ્થો, એ બધો અસબાબ મોટર પર ચઢાવ્યો, અને એવાજ વરસાદમાં યજમાનની ભલી દુવા અને મોટાં હેશાન વચ્ચે સફર ચાલુ કરી. પેહેલા ચઉદ માઇલ સુધી તો વાદળ તુટી પડે એવો મારમારનો ભારે વરસાદ મળ્યો. આવા વરસાદમાં પણ મોટરની મુસાફરીની મજાહ ચાખતાં હોલકરના પાયતખ્ત ઇંદોરમાં આવી લાગ્યાં. સાથીના દોસ્તના ઘરે નાસ્તો લઇ ત્યાંથી તેજ બપોરે બહાર પડયા અને ઉત્તર તરફનો રસ્તો ધર્યો.

હવે નજીકમાં મોટા પહાડ પર્વત કાપવાના બાકી હતા નહિ જેની ખુશાલીમાં મોટરોને જોર આવ્યું. દીવાસ દરબારનું દીવાસ ગામ પસાર કરતાં કાંઇ વિલંબ લાગ્યો નહિ. ત્યાંનું ઉંચી ટેકરીની ટોંચ ઉપર કોતરી કાઢેલું મંદિર અતિશય ધ્યાન ખેંચી રહ્યું હતું. ઉપર ચઢી જઇ જોઇ આવવાની તલપ તો થઇ પણ વખતની કોતાઇને લીધે આગળ વધવું પડયું. આગળ વધવા સાથે ટોંન્ક નામના દરબારનું એજ નામનું ગામ આવ્યું. અહીંની વસ્તીની ચિલ–ઝડપની હુશિઆરીની ચેતવણી અમને આગળથીજ મળી હતી, જેથી ચેતી થોભ્યા વિના ચાલુજ રાખ્યું.

અહીંના લાયકીવાળા લોકોની હુશિયારીનાં ખાંકાં વળતી મુસાફરી દરમીઆન નિમચની હકીકતમાં સંભળાવીશ. હાલમાં તો આગળ ચાલ્યે, નહિ તો કોઇ પાછળથી ટ્રંક બિસતરો છોડી લે તેની મને ધાસ્તી છે.

કાગને ડાળે મકિસની વાટ જોતો હતો કારણ ત્યાંથી રેલવે પસાર થતી હતી. રેલવે વગરના મુલકમાંથી મુસાફરી કરવી મને કઠણ લાગતી હતી. મકિસમાં થુવર અને કેકટસના ફાંફ્ડા શિવાય નજરે બીજી કાંઇ ચીજ પડતી હતી નહિ. જયારે ઉદેપુરથી પાછા વળતા હતા ત્યારે આજ થુવરનો ભાઇચારો અમને કેમ વેઠવો પડયો હતો તે ત્યારેજ હું દરશાવીશ. થુવર અને થુવર એજ મકિસનો શણગાર હતો અને એ શિવાય બીજો કાંઇ ઝાડપાલો જોવા તર્સવું પડતું હતું. સારંગપુરનું મોટું ગામ પસાર કર્યું. સાંજ પડવા આવી હતી એટલે કોઇ નજીકનો ડાક બંગલો મળતાં મુસાફરી ખતમ કરવાની ધારણા હતી. આ ધારણા સાથે તેની શોધમાં આગળ પડયા.

સાંજના છને અમલે નવાજ નામની ઘણી પહોળી નદી પથ્થરાની બાંધેલી પાળ વડે પસાર કરી. આ નદીમાં લીલું ઘાસ ઉગી નિકળ્યું હતું અને કિનારો જાડાં ઉંચાં ઘાસ અને મોટાં ઝાડોથી સુશોભિત દેખાતો હતો. નદીનાં છાલકાં નિર્મળ પાણી ખડકોની વચમાંથી ઝળકાટ નાંખતાં પસાર થઇ જતાં હતાં, જેની ખુબી ચાખતાં અમે અહીં કેટલોક વખત થોભ્યાં. આ બગીચા રૂપી નદી છોડતાં દુખ તો લાગ્યું પણ ત્યાંજ પડી રહેવાનું કિરતારે સર્વે માટે સર્જયું હતું નહિ, એવાં જ્ઞાન સાથે આગળ ચાલતા થયા અને થોડાજ વખતમાં એવી બીજી નદી ઉપર આવી લાગ્યાં. આ પારવતી નદીમાંથી પસાર થતાં તેની આગલી બેહનપણી યાદ આવી. એણે પણ અમારાં દિલ જીતી લીધાં

અને તેની મોહિનીની જાળમાં ફસાવ્યા. અમો અહીં પાછા થોભ્યા અને તેનો ઘટતો જવાબ વાળી આગળ વધ્યાં.

પારવતી નદી એકદમ લીલાછમ બગીચા જેવી હતી. તેના આખા પાટમાં લીલું ઘાસ પથરાઇ રહ્યું હતું, જેનો સારામાં સારો લાભ ઢોરો લઈ રહ્યાં હતાં. આ ઢોરોને નદીમાંથી પાછા ફરવાનો દેખાવ અનેક ચિત્રને મળતો આવતો હતો. મારા જેવાને પણ બચપણ આવી આ લીલી લોનો ઉપર બેસી લોટવાનું મન થઈ આવ્યું. અમારે તો કાશમીર જઇ પોંહોંચવાનું હતું તે જયારે યાદ આવ્યું, ત્યારે ત્યાંથી લોટવાનું છોડી આગળ ચાલુ મુકયું. મારા અસલના ખ્યાલી સ્વપના આ સ્થળોમાંથી પસાર થતાં ખરા ઠરતા હતા, અને આગળા કલ્પિત હુવાઇ દેખાવો કેટલેક દરજ્જે ખરા નિવડી જીવને શાંતી બક્ષતા હતા.

અમે તો નદીની લીલોતરીમાં લોટી વખત બરબાદ કર્યો પણ મોટરે તો રસ્તા ઉપર લોટી પાંચોર ગામ આગળ સપાટામાં લાવી નાખ્યા અને ગામમાં દાખલ થયા.

વાહરે! પાંચોર ગામ વાહ! વાહરે તારા લોકની રીતભાત અને તારી લાયકી, વાહરે! તારી કેળવણી ને વાહરે તારાં લક્ષણ. ગામમાં પુચ્યા કે નાના શું કે મોટા ગધેડા જેવા પુરૂષો મોટરના પુટ બૉર્ડ ઉપર ઉભા રહી જવા લાગ્યા. કોઇ હસે તો કોઈ બાવરા જેવા ઉભા રહે. કોઇ બેદરકારી દેખાડે તો કોઇ જાણે વાત કરવાની ઉતાવળમાં પડે. સવાલનો જવાબ પણ પાધરો આપી શકે નહિ. કોઇ ડાક બંગલો અહીં દેખાડે તો બીજો પાસેનો તબેલો દેખાડે. ખરી વાત તો એ હતી કે આ ઉમદા અમીરી ખાસિયતના ગામમાં ડાક બંગલો હતોજ નહિ. અમારો પ્રવાસ બે કલાક વધુ લંબાયો.

વખતની બરબાદિ માટે પસ્તાવો કરી આગળ વધ્યા. મુલક પોતે ઘણો ખુશનુમાં હતો એટલે સાંજના અસ્ત પામતા સૂર્ય

સાથે તેની ખુબસુરતીમાં વધારો થતો હતો. સાંજ પછી મુસાફરી નહિ કરવાનો અમારો નિશ્ચય અહીં તોડવો પડયો. આઠ વાગ્યાને સુમારે બીઓરાના લાયકીવાલા ગામમાં ઉતારો લીધો. ગામમાંથી ખાનસામાને તેડાવી મંગાવ્યો અને થોડું ઘણું ખાઇ રાત બંગલામાં પસાર કરી.

બીઓરા ગામ પાચોર ગામ સાથ સરખાવતાં એક અતિશય લાયક ગામ હતું. સવારે ગામમાં હેર્યું માર્યું તો શું વાત કહું; સેવ ગાંઠયા ભજીયાંનો વાસ તો જાણે નાક ફાડી નાખે, વળી તાજી તમતમતી જલેબી જોઇ મ્હોડાંમાં પાણી છુટે. અહીં મેં એક પારસીનો અજબ સંતોષ અને શાંતિનો દાખલો જોયો. આ જરથોસ્તિ વાયેજહાન એકલો, ઉપર આભ નિચે જમીન અને દિલમાં ખુદા સાથે પેટને ખાતર તેની દુકાનમાં બે ચાર બાટલી દારૂ લઇ આટલા ઉપરજ ગનિમત કરી, અધીં બંધ અને અધીં ખુલ્લી આંખ સાથે બેઠો હતો. તે એટલો તો સ્થિર ને શાંત હતો કે દમ લેતાં વટીક તેની પાંસળી હાલતી હતી નહિ. આ હમદીનને જોઇ જરા અચરતી સાથે હાથ ઉંચકી મેં તેને સલામ કરી, પણ મારી સલામથી તેનામાં કાંઇ ઉલટ કે ઉમંગ આવ્યો નહિ. તેણે તો સલામ પાછી વાળી કે નહિ તેના અંદેશામાં હાથ હલાવી પોતાની શાંતિમાં ખલલ કરી નહિ. સામું સલામ કરવાનું પણ તેને દુખ લાગ્યું હોય તે પ્રમાણે આંખ પુરી બંધ કરી તેજ જગ્યા ઉપર ચિટકી બેસી રહ્યો, જે જોઇ અમે મુગા મુગા ડાક બંગલા તરફ સુકાન ફેરવ્યું, મોટરમાં ગોઠવાયા અને સ્વારી આગળ ચલાવી.

# પ્રકરણ છઠ્ઠું.

## ઝાંસીથી શીપ્રી અને શીપ્રીથી ગ્વાલ્યર.

### ગ્વાલ્યરના કિલ્લાની મુલાકાત અને વિજળીક રોશનીમાં રાતને સમયે સહેલગાહ.

પ્રવાસનો આ છઠ્ઠો દિવસ હતો. દેખાવ તો આગળા દિવસો જેવોજ હતો. પણ છંછોરા આગળ અણધારેલો એક સાધારણ ચઢાણ સાથનો પહાડ મળ્યો. નદી નાળાંઓ પણ પુષ્કળ હતાં. પણ સારે નસીબે તે સેહેલથી પસાર કરી જવાય એવાં હતાં.

પંચાવન માઇલની સફર પછી ગુના કેનટોનમેન્ટ આવી લાગ્યું. દબદબા ભર્યા ડાક બંગલામાં ઉતારો લેતાં, દોસ્તે ચાહનો ઑર્ડર આપ્યો અને બે કલાકના વિસામા પછી ચાહ-પાણી કરી આગળ વધ્યા. મોટાં ખુલ્લાં મેદાનોમાંથી આગળ ને આગળ રસ્તો કાપતાં, જોઇ નહિ શકાય એવી ધીમી ચઢાણ ચઢતાં એક હજાર નવસો ફીટ ઉંચા ગ્વાલ્યર દરબારના હવા ખાવાના મનોહર મથકે આવી લાગ્યા. પોહોરેગીરની ભુલથી રાજવંશી બંદુકો નમાવી સલામ આપી. આ નધારેલાં માનથી મગન થઇ શીવપુરીના દમામદાર હોટેલમાં ઉતારો લીધો.

શીવપુરીનું પાણી કાર્લસબાડનાં પાણી માફક મીનરલ-વોટર કહેવાય છે. સંધ્યો વા અને અપચોરા માટે તે ઘણું અકસીર ગણાય છે. ત્યાં તદન નવા રાહ રસમ ઉપર ગામ બાંધવામાં આવ્યું છે અને તેની વચ્ચોવચમાં આ મોટું રાજવંશી હોટેલ પણ છે. હોટેલમાં તો હું ને મારા હાંસિયા શિવાય બીજું કોઇ

હતું નહિ. આ મથક એક વિશાળ મેદાનની વચમાં ખુશનુમાં થંડા પવનની લેહેકી વચ્ચે આવેલું છે. ચાર વાગ્યામાં તો શીવપુરીમાં આવી લાગ્યા હતા, એટલે નિરાંતે રાહત પણ સારી મળી અને રાત પણ કયાં પસાર થઇ ગઇ તે માલમ પડયું નહિ. કોઇ જો ગળાં ઉપર છરી ફેરવી જતે તો માલમ પણ પડતે નહિ, પણ ત્યાં કોઇ એવો દુશ્મન હતો નહિ; વળી તકીયા તળે વળતો જવાબ હમેશ મોજુદ રહેતો હતો.

આસપાસ મોટાં ખુલ્લાં મેદાન, ખુશનુમાં થંડી હવા અને બાદશાહી મકાન એટલે સવાર તો ખરેખરી મનમોહક લાગતી હતી, જેથી એકજ દિવસમાં ત્યાંથી છુટા પડવાનું દુખ ભારે લાગ્યું.

રસ્તા મોટા અને ઘણી કરામત અને ખરચના ભોગે બનાવેલા હતા. દુકાનો પણ જગ્યાની આવજાવ જેતાં ઠીક હતી. પેટ્રોલ ત્યાંથીજ ખરીદયું પણ ચામડું પણ તેવુંજ વેતરાયું. ત્યાં તંદુરસ્તી ખાતાંના પારસી ડાકટર છે, જેની ખબર પાછળથી મળી, નહિતો અમે તેમને મળવા જતે તો, આ મનોરંજક ગામની બીજી વાતો જાણવા મળતે. સીપ્રી અને ગ્વાલ્યરની વચ્ચે રસ્તાનીજ બાજુ બાજુએ રેલવે લાઇન દોડતી મળી. એતો રાઇનું પ્લાસ્ટર હાથ લાગ્યું. જ્યારે પણ રેલવે નજર આગળ આવે ત્યારે હૃદયમાં જોર આવે અને નચિંત બની શાંતિથી ચાલે. શિવપુરીથી ગ્વાલીઅર ફકત સાઠ માઇલ હતું, એટલે હંમેશ કરતાં વેહેલી સફર ખલાસ કરી અને અઢી વાગામાં તો સિંધ્યાના પાયતખ્તમાં પધરામણી કરી.

દોસ્ત પણ કહો તો એવા જોઇએ અને સગા પણ બોલો તો એવાજ જોઇએ. ગ્વાલ્યરથી ઘણા માઈલ સુધી બે ઉંટ સ્વાર અમને લેવા અને ઇસ્તેકબાલ કરવા રસ્તા ઉપર વાટ જોતા બેઠા

હતા. અમારા યજમાને શ્રમ ખેંચી તેઓને અમારે માટેનો પેગામ આપી મોકલ્યા હતા. આ સંદેશો મળતાં અમારે માટેની માયા અને કાળજીનો ખરો ખ્યાલ ઉપજ્યો. ઉંટ સ્વારને પાછળ આવવા ફરમાવી ઉતારાની નક્કી કરેલી જગ્યા ઉપર જઇ પોંહોંચતાં યજમાનને અમારી સલામ મોકલાવી. શહેરમાં દાખલ થયા તેના ઘણા માઇલ આગળથી ગ્વાલ્યરનો મોટો કિલ્લો નજરે પડતો હતો. આ વિશાળ અને મોભ્ભાદાર કિલ્લાની મોટી ભીંતો અને ગજબનાક કિલ્લેબંદી આગલા મારામારીના વખતની સાબુત ગવાહી આપતી હતી. આગલા વખતમાં લડાઇ કેમ થતી હતી અને સાલ એકમાં તેની અંદર કેટલી વેળા જીપલાવવું પડતું હશે! દરેક પળે એક એકનાં ગળાં ફાંસવા લોક કેમ તત્પર રહેતાં હશે, તેમજ હિંદના બહાદુર જોદ્ધાઓ પોતાના દેશનો બચાવ બહારના દુશમન સામે કેમ કરતા હશે; એ સર્વેનો ખરો ચિતાર આપવાને આ કિલ્લો સામર્થ્યવાન હતો. કેટલાં વરસની મહેનત અને કેટલા માણસ અને ખજાનાના ભોગે આ ગંજાવર કિલ્લો તૈયાર થયો હશે.

સાંજને છેડે યજમાન કિલ્લો દેખાડવા અમને લઇ ગયા. અંદરથી પણ આ ગઢ માણુસાઇ હુન્નરનો અચ્છો નમુનો હતો. ત્યાં અસલ રાજકર્તાના રહેવાના રહેઠાણમાં ઘણી કિમતી કારીગીરી જોવામાં આવતી હતી, અને કોતરકામ પણ તેને જેબ આપે તેવું હતું. દિવાલો ઉપરનું અસલનું ઇનામલ કામ અનેક નાશકારક સંકટો ખમ્યા છતાં પણ સારી હાલતમાં જોવામાં આવતું હતું. ઉંચી ભીંતો ઉપરથી નીચે નજર ફેંકતાં તેની ઉંચાઇનો આશરો બાંધી શકાતો હતો. હેઠળની દરેક વસ્તુ કીડી મંકોડા સમાન દેખાતી હતી. હિંદના જાણિતા કિલ્લાઓ સાથે આ પણ સહેલથી બરાબરી કરી શકે.

મોડી રાત સુધી વિજળીક બત્તીમાં ગ્વાલ્યરનો દેખાવ જોવા અમે ખુબ ફર્યા; અને યજમાનને ત્યાંજ મોટું અને મોજીલું ખાણું લઇ અમારે મુકામે વિસામો લેવા પાછા ફર્યા. ઢાર માફક રાતના ઘોરીને નિંદ્રા કરી અને હંમેશ માફક કુચ કરવાની ધરપડી સવાર પડવા સાથે ચાલુ થઇ. અહીં બીજું ખાસ જોવા જેવું હતું નહિ. વળી કાશમીરની સીઝન ખલાસ થઇ જતી હતી; એટલે દરેક કિસમે વેહેલા પુગવાની ઉતાવળમાં હતા. સવારના રાજમેહેલમાં ફેરો માર્યો અને અમારા માયાળુ યજમાનના ઘણા આગ્રહ છતાં તેજ દિવસે ત્યાંથી ચાલુ મુકયું.



# પ્રકરણ સાતમું.

## ગ્વાલ્યરથી આગ્રા.

ચંચળ ચંબલ ઉપર ચમકારો
અને મગરનાં મ્હોંમાંથી ઉગારો

તાજની તારીફ; નથી તેનો કોઇ હરીફ;
થશો તમે જઇફ, પણ રહેશે તે શરીફ.

---

ગ્વાલ્યર તેં જે હાલતમાં તારા આખા રાજ્યના રસ્તા રાખ્યા છે તેને માટે તને ધન્યવાદ ઘટે છે. તારૂં પડોશી રાજ પણ તારીજ માફક જર અને જેહેમત ખર્ચી રહ્યું છે. રસ્તાની બાબમાં બ્રિટીશ સરકારને તારો દાખલો લેવા ઘટે છે કે જેઓએ પોતાના લશકરી રસ્તા શિવાય બીજા રસ્તા ઘણી શરમભરી રીતે બેદરકારીથી રાખ્યા છે. તેમાં ખાસ કરીને મુંબઇ ઇલાકાના રસ્તા બીજા અથવા ત્રીજા દરજ્જાના જોવામાં આવે છે, તે છતાં પણ દરેક પંદર માઇલ ઉપર નફ્ટ નાકે તોલ લેવા હાથ લાંબો કરવાની બેહાઇ દેખાડે છે. ડાક બંગલાની બાબમાં પણ તેની સરસાઇ દેખઇતી વધુ છે. તેના બંગલા નવા ને મોટા ત્યારે આ બાજુ તે ભાગા ભસ્તા જેવા જોવામાં આવે છે.

અમારા માયાળુ યજમાન કેટલેક રસ્તે અમારી સાથે ઇસ્તકબાલમાં આવ્યા અને ભલી દુવાઓ સાથે છુટા થયા પછી સફર ખરી આતુરતા સાથે ચાલુ કરી.

સાંભળ્યા પ્રમાણે ગ્વાલ્યર અને આગ્રાની વચમાં ચંબલ નદી ઓળંગવાની મુશકેલી અતિ ઘણી હતી. તેથી તેના ઇલાજ, સાધન, સર્વનો પાકટ વિચાર ચલાવી પુર ઝડપમાં બહાર પડયા. ખુણીવંતી ચંબલથી તો સૌ કોઇ ધ્રુજી ધબકીને વર્તતું હોય એમ

સાફ માલમ પડયું. આ અસરાફનું ફરઝંદ ઘણી રીયાસતમાંથી પસાર થઇ પવિત્ર ગંગાને જઇને મળે છે. કાંઇપણ જાણવાજોગ બનાવ વગર પાક ચંબલ સુધીનો રસ્તો પસાર થયો, અને તડકામાં નદી ઉપર આવી લાગ્યા.

જેમ દરેક નદી ઉપર લોકો કપડાં લત્તાં ધોઇધાઇ સાફ કરતાં દેખાય છે તેમ અહીં હતું નહિ. સર્વ કોઇ પાણીથી બાર કોસ દુર રહેતું હતું. કપડાં પણ ધોવાં હોય તો બાલડીમાં બાજુ ઉપર પાણી લઇ તેમ કરતા હતા. નદીનો પાટ મોટો હતો અને તે સુકી બારીક રેતીથી ભરપુર હતો. મોટરનાં પૈડાં અંદર ગરકી જવાની ઘણી ધાસ્તી હતી. વળી મારી મોટર ઉપર તો ગામનો બોજો લાધેલો એટલે એક વખત જો ગરકી તો પછી પાછી નિકળી રહી. મોટરો પેલે પાર ઉતારી દેવા માટે હોડીનાં માણુસો નજર પડયાં નહિ, એટલે હું તો ભારે વમાસણમાં પડયો. નદીની આસપાસ ખુબસુરતી તો ઘણી હતી ; પણ જ્યાં ફિકર પડી ત્યાં બેહેસ્ત કે દોજખનો ખ્યાલ જાય કોને?

નદી કિનારે એક બાજુએ તિત્થાન તડકામાં એક ભૈયાજી બેસી પોતાની ચેહેરો કઢાવેલી ચળકતી તાળકીને તડકો ખવડાવતા પોતાના મુલકની ફિલસુફીના અભ્યાસમાં તેમનાં ખીલેલાં મગજને જીપલાવી રહ્યા હતા. તડકો તો તાળકી ફાડી નાખનારો પડી રહ્યો હતો. ઝાડની છાંયા નજીકમાં હતી નહિ કે તેની હેઠળ મોટર મુકી ફૅરી–બોટ તૈયાર થાય એટલો વખત ચંબલનો દેખાવ જોતાં થોભ્યે.

આવા સંજોગો વચ્ચે હું જરા ઉતાવળા પગલાં ભરવા લાગ્યો. ત્યાં જઇને આ પુસ્તક પરીક્ષક ભૈયાજીને પુછયું "કોઇ ઉસ તર્ફ મોટર લે જાનેવાલા હય." જવાબ વાળ્યો "અભી આતા હય." દેખું આજ વિદ્વાન ચીફ કંટ્રોલર અને વળી ડાયરેકટરબી

હતા. દુરથી મોટરનો સાદ સાંભળી ફૅરીના માણસોને ગામ-માંથી તેડવા કોઇને મોકલી આપ્યું હતું. મારા કેહેવા પછી તેણે વધુ ઉજમ ધર્યો, અને પોતાની કીમતી કિર્તાબ બંધ કરી ઉભા થયા. આસપાસથી ઉતાવળમાં માણસ એકઠા કર્યા તેજ વખતે મારી મોટર આસ્તેથી નદીની રેતીમાં ઉતારી. ઉતારતાંને વાર મામલો નહિ ઇચ્છવા જોગ થઇ પડયો. મોટર તો રેતીમાં અટકી. રેતીમાં પૈડાં તો મીનીટના પાંચસો ચક્કર ખાય પણ ત્યાંથી એક ઇન્ચ પણ આગળ વધે નહિ. આની સાથે પૈડાં ઉંડા ને ઉંડા બેસતાં ચાલ્યાં. નદી ઉપર પવન હતો તોપણ મારા કપાળ ઉપર પરસેવો ઉતાવળમાં આવી પડયો. કાંઇ અહીંજ અધીં ગાડેલી મોટર મુકીને જવું પડશે કે કેમ?

સાથીએ તો એકવાર સાબુત હાર ખવડાવી. તેઓની મોટર તો રેતીમાં બિલ્લી દાવપેચ રમતી હોય તે પ્રમાણે કુદતી ઝટકા ખાતી પાણીની કિનારી સુધી જઇ લાગી, અને હું તો આ રેતીની કબરમાં સપડાયલો ફાંફાં મારતો રહી ગયો. મારાં તો પાણી મરવા લાગ્યાં. મેં આજીજી કરી મારી મંગળીને અરજ કરી કે શા સારૂ ગળે લગાડી તું મને આજ દિને ગરદન મારે છે. આ તો વખાણી ખિચડી સાબુત દાંતે વળગી. બુગળાઇ ચલાવી લોક એકઠું કર્યું અને સર્વેને મોટર ધકેલવા લગાડયા. એ રીતે અર્ધા કલાકની અથંગ મહેનત પછી મોટર પાણીની પાસે જઇ લાગી. મોટર નદીનાં પાણી નજીક કઠણ જગ્યા ઉપર ધકેલી લાવ્યા. હોડીઓને તૈયાર થતાં હજી કાંઇ વાર હતી એટલે બાપ દિકરા બુટ મોજાં કાઢી જરા મજાહ કરવા પાણીમાં એમ તેમ ચાલવા લાગ્યા. કોઇ કોઇ માણસો ડરીને એમ તેમ ભાગું તુટું કાંઇ બોલે અને કાંઇ નિશાની કરી પાણી તરફ દેખાડવા જાય, પણ જવાનીના જમાનામાં ફાટેલા મગજને અને ધુંઇમાં આવેલા ધડને દેખાય તો શું? મોટર હોડી ઉપર ચઢાવવાનો વખત આવ્યો. મોજાં બુટ બાપ

દિકરાએ પંગ ઉપર ચઢાવ્યા, તેટલામાં જુઓ નજરે શું પડયું ? મોટી મોટી મગર એમથી તેમ અફાડા મારી રહી હતી. જે માણસો ભાગ્યું તુટું બોલીને અસારત કરી દેખાડી રહ્યા હતા તે કાંઇજ નહિ પણ આ પ્રાણઘાત જીવડાની ખબર આપવાનો પ્રયત્ન કરતા હતા. ભૈયાજી પણ કદાચ દેશની ફીલાસોફી નહિ પણ નદી કયા ચોઘડયામાં ઓળંગી જવી તેની ફાળ બોલી રહ્યા હશે. હું તેઓની અસારતી જાનવરી વાત સમજ્યો નહિ. બિસકીટ ચાવે તેમ આ બિચારી બે કોમળ ચીજોને પાણીમાં ખેંચી જઇ કચર કચર ચાવી જતે અને પ્રવાસ કાશમીરને બદલે ખુદાના ઘરનો કરવો પડતે. નદીમાં એકલી પડી ગયલી મોટરનું શું થતે તેનો ખ્યાલ આવતાં મારો જીવ બાવરો બને છે, મારા જેવા લાડથી બીજું કોઇ એને રાખતે કે ? અને મા બચ્ચાંને બબ્બે કલાકે દુધ આપે તે પ્રમાણે એને તેલ પાણી કરાવતે કે ?

ચઢાવી બંદુક ચલાવી નાળ
મગર પડયું મારે ફાળે તત્કાળ.
પછી જોઇ લેવો સેવકનું વળતું વેર
જાણે ચાલતી હતી નદીમાં રગતની નેહેર.
ધ્યાન રાખી સાંભળ તું મારી સફાઇ
ઘર મગજની શાંતિ છોડી સખ્તાઇ
નદી તણા શિકમમાં તરફડયુ મગર,
તરખાટ રહ્યો વ્યાપી જ્યારે પડી ખબર.

જોઇ લેઓ ગોળી ઉપર ગોળી પણ પાણીમાં તે ક્યાં લાગતી હતી અને મગરનું એક પણ ભીંગડું તેનાથી જોખમાયું હતું કે ? ચંચળ ચંબલ કુદાવી સામે પાર પથરાની બાંધેલી પાળ ઉપર જઇ પોંહોંચ્યા.

આગ્રા ગ્વાલ્યરથી માત્ર સાઠ માઇલ હતું. આજનો પ્રવાસ તો દમ વગરનો હતો. મોડું વેહેલું થાય તેની ચિન્તા પણ હતી નહિ.

રસ્તો આગળા સારા વખતમાં બાંધેલો હતો. તે જમીનની સપાટી કરતાં ઘણો ઉંચો હતો, એટલે તેના ઉપરથી માઇલો સુધીનો વિસ્તાર જોઇ શકાતો હતો. હરણનાં નાનાં નાનાં ટોળાં મોટરને અવાજે સ્થિર ઉભાં રહી મોટી મોટી આંખે ટગર ટગર જોતાં હતાં. રસ્તે રસ્તે મોરનાં ટોળે ટોળાં મોટરના અવાજે બિહિ જઇ બિલાડા જેવા મોટા અવાજ કાઢતાં ઝાડ ઉપરથી ઉડી જતાં દેખાતાં હતાં. હિંદમાં મોટે ભાગે સઘળાં રાજ્યોમાં આ ખુબસુરત પક્ષીનો શિકાર કરવાની સખ્ત મનાઇ છે. શિકાર માટે થોબતે તો કાંઇ જરૂર મળતે, પણ અમારી સાથની ટોળી મોટી અને શિકાર બાબદ સર્વના વિચાર જુદા એટલે તેઓનાં મનની લાગણીને માન આપી આગળ વધ્યા.

સાંજ પડવા આવી હતી. અસલ હિંદની રાજધાની શેહેર આગ્રા ત્રીસ માઇલ હતું, અને સર્વ જગેવગે પડવા ખુશી હતાં કારણ ચંબલ ઉપર તેલ ઠીક નિકળ્યું હતું. આગ્રાને નામે સૌ કોઇ મ્હોંના બટાકા મારી સ્વાદ લેતા હતા, અને વેહેલાં પોંહોંચવાની અધીરાઇ પણ એટલીજ દેખાડતા હતા.

આ વખતે મારો ખ્યાલ ઇબ્રાહીમ લોદી અને મોગલ બાદશાહોની મોટાઇ ઉપર દોરવાતો હતો. તેઓની જાહોજલાલીનાં ચિન્હ અત્યાર અગાઉના દેખાઇ ચુકયાં હતાં, રસ્તાની બેઉ બાજુએ હેરત પમાડનારાં જુનાં ખંડેરો નજર પડતાં હતાં.

મોટર પણ હરખમાં આવી ગઇ હોય તે પ્રમાણે પોતાના સોબતીને એકલી નાખી આગળ ધસી જતી હતી.

રસ્તાની બાજુમાં દરેક હજાર વારને છેટે ચુનાના બાંધેલા ગોળ ઉંચા ઉંચા સ્તંભ જોવામાં આવતા હતા, જેઓમાં દિવા મુકવાના ફરતા ગોખલાઓ હતા. તેમાં આજને કાલ તો પંખેરાં માળા બાંધી આરામ લઇ અમન ચમન કરી રહ્યાં હતાં. આ સ્તંભ

ગ્વાલ્યરથી તે ઠેઠ પેશાવર સુધી જોવામાં આવતા હતા. તપાસ કરતાં માલમ પડયું કે મોગલ બાદશાહના વખતમાં તે બાંધવામાં આવ્યા હતા અને મુસાફરોની સલામતી માટે અહીં ચોકીઓ પણ રહેતી હતી. અને બાદશાહ જ્યારે દેશગમન કરે ત્યારે આ બધા સ્તંભ ઉપર ફરતા દિવાઓ સળગાવવામાં આવતા હતા.

થોડુકમાં ધોળપુરના હિંદુ રાજાની હદ ઓળંગી આગ્રા જીલ્લામાં દાખલ થયાં.

આગ્રા નજીકમાં આવી લાગ્યા હતા તેનાં ચિન્હ દુરથી દેખાતાં હતાં. જેમ તેની નજીકમાં આવતા ગયા તેમ ધુળનું પ્રમાણ વધતું ગયું, માઇલ સ્ટોન ઉપરથી જણાયું કે હવે માત્ર દશજ માઇલ કાપવાના બાકી હતા અને નદી, પર્વત કે લાલ બત્તીની ધાસ્તી હતી નહિ. વખતના વેહેવા સાથે વાંકી ડોકી અને તેના કરતાં પણ વાંકી ટોપી સાથે મુછના આંકડા ચઢાવી અક્કડ બની શેહરમાં દાખલ થયા, અને રસ્તો પુછતા ઠોકર પણ ખાધી અને ઠેકાણે પડયાં. એક એકને આવકાર આપી સર્વે મળ્યાં ભેટયાં, સરસામાન મોટર ઉપરથી ઉતાર્યો અને ઠર પડયાં.

મહિનો તો સપ્ટેમ્બર પણ આ અસલ મોગલ સલતનતના પાયતખ્તમાં સખ્ત ગરમી પડતી હતી એટલે આરામ કરવા રાત્રે વરંડાનો આશરો લેવો પડતો હતો. વળી ત્યાં એક વિચિત્ર પણ સારો રસમ તો એ હતો કે આખી રાત આંધળા આવીને પંખો તાણે. રાત આખીનો દરમાયો આના દશ! એબી સારૂં, એક પથ્થરે બે પક્ષી. આપણું કામ ને ગરીબનું ભોજન, એ બિચારો આંધળો એટલે એને રાત કે દિવસ સરખાજ હતા. ત્યાં જો પંખા હોય નહિ તો રાત તો સેતાનની થઇ પડે.

આગ્રાનો તાજ ઘણો વખત આગળથી સર્વેનું ધ્યાન ખેંચી રહ્યો હતો. દુનિયામાં આ કહેવાતી નવમી નવાઇ જોવાને આંખો

તત્પર થઇ રહી હતી. તે કેવો હશે, તેમાં શી કારીગીરી હશે એ બધી લેહેજત ચાખવાને સવાર પડવા સાથે આ જગ્યાની પેહેલી મુલાકાત લેવાનો ઇરાદો રાખ્યો. બીજી જગ્યાઓ જોવાનું તો વળતી મુસાફરી ઉપર મુલતવી રાખ્યું. અહીં તો જીવ માન્યો નહિ એટલે તે ઉમેદ ગમે તેમ કરી પાર ઉતારવાની દોડાદોડીમાં પડયા. ઘણી જરૂરી ચીજો ઉપર ધ્યાન આપવાનું હતું એટલે સવારે તો બન્યું નહિ. પણ સાંજ પડતાં વગર ભુલવે દયાળુ જમના નદીને કિનારે થઇ આગ્રાનો દમામદાર કિલ્લો પસાર કરી એમપરર શાહજાહાનનું અજીત ઝવાહિર તાજના દરવાજા ઉપર આવી લાગ્યા. તાજનો દેખાવ અમારા સ્વપ્નાને સાચ્ચા સ્વરૂપમાં ફેરવતો ગયો.

જ્યારે મુંબઇથી નિકળ્યા ત્યારે તાજ જોવા પામીશું કે નહિ એવો દગદગો દિલમાં હતો. તાજ ઉપર નજર પડતાં એ દગદગો મિથ્યા ઠર્યો. આ સુશોભીત આરાસ્તે જગ્યા રમકડાં સમાન માઇલો દુરથી માયાળુ જમના માતાને કિનારે દેખાવ દેતી હતી. તેના ચાર મિનારા ગગન ભણી આંગળી કરી દેખાડવા માંગતા હતા કે હે માનવી! તારો આખર માર્ગ ઉપરજ છે.

દરવાજા ઉપર મોટર ઉભી કરતાં તે પેહેલીવાર સાફ સફાઇવાળી દેખાઇ, મુંબઇ છોડયા પછી તેને પેહેલ વેહેલું સ્નાન આગ્રામાંજ મળ્યું હશે. માર્ગમાં સગવડ અને વખતની કોતાઇને લીધે તે બની શકયું હતું નહિ. હંમેશ તો તે ધુળનાજ વસ્ત્રમાં ઢંકાયલી રહેતી હતી.

તાજના દરવાજામાં દાખલ થતાં નજર તેની ઉપર ઉડી અને હૈડું ઉલટ અને આશ્ચર્યથી ધબકવા લાગ્યું. કેટલીક ઘડી તો ત્યાંજ થંભ થઇ ઉભાં રહી આ ભવ્ય મકાન નિહાળવા લાગ્યા. તાજ તેના મિનારા ને ગુંબજ અને સફેદ વસ્ત્રમાં મનોરંજક દેખાતો હતો. તેના સરજનહારે તેની બાંધણીમાં બારીકે બારીક

આગ્રા.



દુનિયાને મોઢે ચઢેલો તાજ. આ ફોટોગ્રાફ રાત્રે
દશ વાગે પુનમની ચાંદનીમાં લીધો હતો.

પ્રમાણ કેમ જાળવ્યું હશે તેનો ખ્યાલ ઘડીવારમાં ચમકારા સમાન પસાર થઇ ગયો, પથ્થર જડીત પાણીના હોજ સાથના ચોતરા ઉપરથી સામેના અમલાની રચના પર ચશ્મ ચોંટાડી કદમ ભર કદમ આગળ વધતાં ગયાં. હોજનાં પાણીમાં અમારાજ પડછાયા ચાલતા દેખાતા હતા, જે અમારી સામે જાણે કોઇ બીજું આદમી ચાલી આવી અથડી પડવાના ભયથી ચમકાવતા હતા. મધ્યના ઉંચા ચોરસ સપાટ ચોતરા ઉપરથી હોજની પથ્થરની પગથી, અને તેની બેઉ બાજુના એક સરખાં સરોવરનાં ઘટાદાર ઝાડ, ને પાણીમાં પડતા તેના પડછાયા, અને સામે જગપ્રસિદ્ધ તાજ, અણદીઠ દેખાવ દેતા હતા. જ્યારે તેના ઓટલા ઉપર અમે ચઢયાં ત્યારે ખરેજ આ મહાન જગજાહેર માહાલના ચિતારની બારીકીથી માહિત થયાં. નાની શું કે મોટી દરેકે દરેક ચીજ તેની સંપૂર્ણતાની ઘવાહી આપતી હતી.

ત્રણસો વરસ થયાં નદીને કિનારે પાયો પાણીમાં છતાં આટલાં મોટાં વિશાળ મકાનનો એક પણ સાંધો છુટો થયલો સોધ્યો દેખાતો નથી. દરવાજાની મોટી કમાનો અમારાં પોતાનાં નાનાં કદનો ખ્યાલ આપતી હતી. સફાઈદાર કમાનનાં આરકાંની ગોળાઇ, તેના કારીગર જ્યામિતિના ઉસ્તાદ ખાંના વખાણમાં ગોયા દિવાના બનાવી દેતી હતી. કહેવાય ત્યારે તો દરઘાહ એટલે મુવેલાં માણસને દાટવાની જગ્યા પણ જીવતાંને પણ ત્યાંથી હઠવા ગમે નહિ અને તેનું ચાલે તો ત્યાંજ દટાઈ કલાકો પછીજ તે જગ્યાએથી છુટો થાય.

દરેક બારીક નકશી અને જાત જાતના કિંમતી રંગીત પથરાઓથી બનાવેલાં રોનકદાર ફુલપાન અને એવી એવી બીજી કિસબી કારીગીરીનું ધારી ધારીને અવલોકન કરતાં થાક ઘણી ભરાઇ હતી તોએ આ મકાન છોડવા ગમતું હતું નહિ. આવી સ્થિતિમાં અમે કેનટોનમેન્ટનું ચક્કર મારી આગ્રાના રસ્તાની

ધુળની મજાહ ચાખતા મોડેથી પાછા ફર્યા. તાજનો છાપ અચુક હતો જે હઠવો અશકય છે.

આગ્રામાં થોભવાની ધારણા હતી નહિ તે છતાં એક વધુ દિવસ ત્યાંજ કાઢયો. બીજી મોટરને અને તેટલી ઉંધી ચતી કરી જોઇ કે તેના અંગની ગરમી કોઇપણ તરીકે કમી થાય. તેને ઘણા લાડ લડાવ્યા પણ જયાં કમાનજ છટકેલી એટલે એ સર્વ ફોકટ હતું. તેની એક ખુબી તો એ હતી કે દરેક મંજલે તે સુધારો દેખાડતી જતી હતી અને તેટલા ઉપરજ સંતોષ ધરી બેઠાં હતાં.

તાજને વળતી સફર વખતે અમારી સાથે સંપૂર્ણ ઓળખ કરવાની દરેકે દરેક તક આપીશું, કરી આગ્રાના અંધારા રસ્તા અને તેની ધુળની વચ્ચે અમો ગુમ થઇ ગયાં. જમના માતાને નમન કરી ખુલ્લે દિલે આગ્રાને સલામ કરી એકજ લોહીના મજબુત સંબંધથી છુટા પડયા. અમારા પડાવ દરમિઆન તકલીફ તો ઘણી આપી હતી, પણ તે સર્વનો આભાર દિલમાંજ કોતરી તાજના સંગેમરમરમાં જેમ અકીક બેસાડયો હોય તેમ તે દીલમાં બેસાડી ચાલુ મૂકયું.



## દીલ્લીથી કરનાલ.



આ રસ્તો મોટાં ઉંચા ઘાસ અને સરકટના ઘાસમાંથી પસાર થાય છે. બીજી તરફની માફક અહીં આસપાસ ખેતીવાડી જોવામાં આવતી નથી.

## દીલ્લીથી કુતુબ.



મડગાર્ડ ઉપર કીટબેગ ઉંધી બાંધી હતી તેનું મ્હોડું ખુલી જવાથી સ્લીપર કપડાં સાબુ બ્રશ પાના અને આંતરડા હોજડાં સર્વ નીકળી હજાર વારના અંતર સુધી વિખરાઈ પડ્યા હતાં. સારૂ થયું નજર પડી, નહી તો સર્વ જણસો ગુમાવી બેસતે.

આ સર્વને ચુંટી એકઠાં કરતાં દમ આખર થયા.

# પ્રકરણ આઠમું.

---

**આગ્રાથી દિલ્લી. પાણીપતનો પરાજય.**
**નામાંકિત કરનાલનાં કુતરાં બિલાડાંનો ઓચ્છવ.**
**અને અંબાલાના "સબ ઇંગલીસ દસતોર" ઉપર શુકર.**

---

અમારો આજનો ટપ્પો પાયતખત દિલ્લી હતું. મંજલ એકસો ને ત્રીસ માઇલની કરવાની હતી. રસ્તા લાકડી જેવા સીધા અને બેઉ બાજુએ ઝાડની ઘટાવાળા હતા. આગળ ચાલતાં સરકટનાં સુકાં જાડાં ઉંચાં અને ઝળકતી ડાંડીવાળાં ઘાસથી ભરપુર વિશાળ મેદાન તેની બેઉ બાજુએ દેખાવવા લાગ્યાં. તેનાં નમી પડેલાં સુકાં સુવાળા રેશમ જેવાં કલગીદાર પુલો રસ્તાની બેઉ બાજુ ચમરી ઉડાવી, અમારા જેવી રંક પ્રજાને પણ ઇજ્જત આપતાં હતાં. આ ઉંચાં ઘાસના નમી પડેલા કણુસલામાંથી પસાર થવું બહુ ખુશનુમાં લાગતું હતું, જેમાંથી રસ્તો કાપતી મંગલી ખુબ ઉડી રહી હતી.

દિલ્લી પોહોંચવાના બે માર્ગ હતા, એક હોડલવાલો ટુંકો માર્ગ અને બીજો અલીઘડના તાળાંચાવી અને બરછીવાલો લાંબો રસ્તો હતો. અમે હોડલવાલો ટુંકો રસ્તો પસંદ કર્યો.

કાંઇ છેટે અમારી એક બાજુ જમના માતા અને બીજી બાજુ રેલવે માતા દોડતાં હતાં અને તે બેના આસરા હેઠળ વચમાં અમે હતાં. કવી દલપતરામ શિખવી ગયા કે મથુરામાં પેંડા મલે, જુઓ ચિત્ર જયપુર, તે આજે કામ લાગ્યું. મથુરા હિંદુઓનું મહાન પવિત્ર સ્થળ આખર આવી લાગ્યું. તેના સાંકડા

રસ્તા ઉપરથી દુકાનોની અડોઅડ કાંઇપણ ખાલી જગ્યા વગર અમે પસાર થયાં. સામેથી જો માણસ આવતાં હોય તો તે જ્યારે દુકાનની ઓસરી ઉપર ચઢે ત્યારે તો અમારેથી આગળ વધાય!

પેંડા ખાવાનું મન થઇ આવતાં એક દુકાન ઉપરથી સાથીએ પેંડા લઇ સર્વેનાં મ્હોડાં મીઠાં કરાવ્યાં. શેહેરમાં ઘુસતા તો ઘુસ્યા પણ નહિ આગળ વધાય કે પાછા ફરાય. જેમ તેમ ફાંફાં મારતાં ગામપાર નિકળી છુટકારાનો દમ ખેંચ્યો, અને દિલ્લી તરફનો રસ્તો હાથ લાગતાં હોડલ તરફ દોડવા માંડ્યું. હોડલ અને દિલ્લીની વચમાં કોઇ અગતનું મથક હતું નહિ.

સાંજ પડતાં ઘણા બાદશાહોની ચઢતી પડતી લાવનાર દિલ્લી દેખાવવા લાગ્યું. સર્વે દિશામાં જુનાં ખંડેરોનો પાર હતો નહિ, જેઓ માટે હવાઇ ટોલ્લા હાંકતા આગળ વધ્યા, કારણ બધાજ મારા જેવા જાણકાર એટલે કોઇને પણ માલમ નહિ. અમારા પડખામાંજ નવા દિલ્લીના રસ્તા પસાર થતા હતા જે જોઇ તેને માટે તો અનુમાન બાંધી શકયા. રસ્તા પેહેલે દરજ્જેના મોટા અને પોહોળા હતા અને મકાનો પણ આલીશાન તેવાંજ મોટાં અને દમામદાર હતાં. હોટલનું ઠેકાણું પુછતાં પુછતાં ઠેકાણે લાગ્યા.

સાંજને છેડે દિલ્લીના સુંદર રસ્તાની મજાહ ચાખવા સારૂ સફાઇદાર થઇ બહાર પડયા. મોટરનો ખોરાક તેલ પેટ્રોલ લઇ, મન થતાં કાંઇ શોપીંગ પણ કરી લીધું.

આગ્રાથી દિલ્લીનો માર્ગ બધા રસ્તા કરતાં ટુંક વખતમાં ખલાસ કર્યો હતો. હોટેલ પણ સારૂં હતું, પણ ભરેલું, એટલે અમારી પસંદગીનો ઓરડો મળી શકયો નહિં.

ખાઇ પી પરવારી વરંડા ઉપર બિસતરો ખેંચી તેને આધીન થયાં. આગ્રાની માફક અહીં પણ ગરમી સખ્ત હતી. દુખ ઉપર

ડામ. પતંગ્યા ઉભરી નિકળી કંટાળો આપતાં હતાં. મિઠાસવાલા માંસીને તો પાંખ ફફડાવી આખી રાત પવનની લહેજત ઠીક ચખાડી. અહીં પણ ચમત્કાર જોઇ લેઓ. અઠવાડયાં સુધી વરસાદજીની સુકામણી અને અમે જ્યાં, ત્યાં પાછો તે. થંડક તો ઠીક થઇ. વળી હુજાર ગનીમત તો એ હતી કે ધુળ ઉડતી કમી થશે તેની ખાતરી મળી.

જોવા કરવાનું વળતી મુસાફરી ઉપર નાખી સવાર પડતાં નાસ્તો પાણી કરી અંબાલાનો ફાંકડો રસ્તો પકડયો, અહીં પણ માઇલ એકસો ને ત્રીસ કાપવાના હતા. દેશ આગ્રા કરતાં વધુ ખુલ્લો ને ખુલ્લો આવતો ગયો; એક પછી એક મોટાં ખુલ્લાં મેદાનો પસાર કરવા લાગ્યા. આ સમે અમને સ્વપને પણ ખબર હતી નહિ કે મહાન શૂરવીર પૃથ્વીરાજ અને મહમદ ઘોરીના અખાડામાંથી અમે પસાર થતાં હતાં કે જે જગ્યાએ હિંદનું ભવિષ્ય નક્કી થયું હતું.

ચોગાનના એક ખુણામાં બહુ સરસ ડાક બંગલો હતો જ્યાં ખાલી મજાહ માટે અમે થોડી પળ ઉતારો લીધો, અને બાજુના કુવાનું સરસ પાણી પી તાજાં બન્યાં. સાંભળ્યા પ્રમાણે પૃથ્વીરાજવાલી મોટી પાનીપતની લડાઇ આજ જગ્યાએ થઈ હતી. પેહેલી લડાઇમાં પૃથ્વીરાજનો જય થયો. પણ બીજી વેળા તે ભોળાઇમાં રહી જઇ પોતાનું સર ખોઇ બેઠો હતો અને મુસલમાનની ફત્તેહ થઇ હતી.

આ રણશૂર જગ્યા છોડી અમે મેદાનમાં પડયાં અને કાતિલ રસ્તો તલવાર વેગે કાપતાં કરનાલના ગામ ઉપર આવી લાગ્યાં. જો કે આ ગામ સપાટ જમીન ઉપર હતું તો પણ તેનો દેખાવ તો દુરથી પહાડી ગામ સરખો દેખાતો હતો. શેહેરની ચોતરફ ફરતી અસલ વખતની ભારી ભીંતો હતી, જે મોટાં ઝાડોની ઘટામાં ઢંકાયલી હતી. ઝાડો એક એક કરતાં મોટાં હતાં જેઓની

વચમાંથી ખજુરી અને નાળીએરીઓ નિકળી આવી તેની ખુબસુરતીમાં વધારો કરતી હતી. આ મોટી દિવાળમાં મોટા કમાનદાર દરવાજા દેખાતા હતા. આ ગામમાં મોટે ભાગે મુસલમાન વસ્તી જોવામાં આવતી હતી. કુશાદે રસ્તાની બાજુમાં અસલની જુની મોટી મસીદ હતી, જેમાં તે જીલ્લાના તમામ મુસલમાનો રંગબેરંગી ફટકા બાંધી તુર્ક લોકોએ ગ્રીક ઉપર મેળવેલી ફત્તેહ ઉપજાવવા ભેગા મળ્યા હતા. આગળ વધવાનો બીજો રસ્તો હતો નહિ, અને આ જગ્યાએ લોકોની ઠઠ ઝાઝી હતી. ત્યારે આવા ઉશકેરાયલા મામલામાં ચોઘડયું અમને તેઓની વચમાં લઇ ગયું. આસ્તેથી માર્ગ કાઢતાં ત્યાંથી અમે પસાર થવા લાગ્યા. મોટરો જોઇ આ અક્કલમંદ માનવીઓએ પોતાના અસલ તોખમ પ્રમાણે કોઇ કુતરો તો કોઇ બિલાડો થઇ મ્હોડાંમાંથી એવા અનેક સાદ કાઢયા. તેઓમાંથી માર્ગ કાઢવો અતિ મુશ્કેલ થઇ પડયો. કેટલાક ચીબાવલા, રસ્તો રોકી ચીભડા જેવા આડા આવી ઉભા અને હાથે કરીને હોર્ન માર્યા છતાં પણ રસ્તો આપે નહિ. દિલ તો એમ કહે કે જેટલા તેઓ બેવકુફ બની રસ્તામાં હાથે કરી આડ નાખતા હતા તેટલાજ બેવકુફ બલકે વધારે પણ બની તેઓ ઉપરથી મોટર ચલાવી જવી. પણ આયંદે માર્ગ કરી શકયા અને અમારો રસ્તો નિરાંતે કાપતા ચાલ્યા.

જેમ અંબાલાની નજીક આવતા ગયા તેમ દેશની પ્રકૃતિ બદલાતી ગઇ. ઘણે છેટે સિમલા તરફના પહાડો દેખાવવા લાગ્યા. રૂતુ જરા જરા કરતાં ઘણી ભિનાસવાળી થવા લાગી, વરસાદના છાંટા પણ અવારનવાર પડવા લાગ્યા, અને આબો હવા થંડકવાળી થઇ પડી એટલે કોટ કાઢીને જે શર્ટ ઉપરજ રસ્તો કાપવાની તબેહ પડી હતી તે છોડી કોટ પેહેરવો પડયો. અંબાલામાં વરસાદ હમેશ ઘણો પડે છે તે પ્રમાણે આ વખતે પણ હતો.

ઇશ્વર કૃપાથી અંબાલે ધારવા પ્રમાણે વખતસર જઇ પુગ્યા અને એક ભલા જરથોસ્તિની સલાહ પુછી હોટેલમાં આશરો લીધો. મોસમ નહિ એટલે સર્વ હોટેલો ઉંઘાતાં હતાં અને જેઓ જાગૃત હતાં તે ચાંમડા ઠીક વેતરતાં હતાં. હવા પાણી સારાં એટલે ભુખ તો કહે કે મારૂં કામ. હોટેલ એટલે આશા કે ખાવાનું મક્કમ મળશે. પણ તે આશા ફોકટ ગઇ. રડતીના આંસુ નુછાવે એવું ખાવાનું ખાઇ અડધી ભુખે સુઇ ગયા અને તેમાં પણ ગમત લીધી.

સવારે ઉપડવાની અગાઉ મીયાએ તો મોટું જેવું બિલ ચિત્રી અમારી આગળ મુકયું. આસ્તેથી ધ્યાન ખેચ્યું કે રાત્રે ટેબલપર અધીં ભુખે રાખ્યા અને આટલો મોટો આંકડો કેમ હોય? સુવાની સગવડના પણ વાખા હતા. મીયાએ જવાબ વાળ્યો: "સબ ઇંગલીસ ઇસતોર ખોલ દિયા. પૅન એપલકા ડબ્બાબી ખોલા." ધુરકા ધુરકી કરી રકમ ચુકાવી આપી, ચાલતા થયા.



# પ્રકરણ નવમું.

## અંબાલાથી અમરીતસર.

## મોટરનો પાણીમાં તરવાનો પ્રયોગ અને એક બુઝર્ગની રાહબરી.

સવારના મેઘરાજ ધોધમાર વરસતા હતા. આવા મારમારના વરસાદમાં પેટ્રોલ અને બીજો મોટરનો સામાન લઇ આગળ ચાલ્યા. થોડા માઇલ તો પાણીવાળા ખેતરો પસાર કર્યાં, પણ પછી તો માઇલો સુધીનાં મેદાનો પાણીની તળે દરિયા સમાન થઇ ગયાં હતાં જે જોવાની મજાહ તો ઉત્તમ હતી પણ આગળો પાછળો વિચાર કરતાં ધાસ્તી લાગતી હતી. ફકત રસ્તોજ પાણીની ઉપર દેખાતો હતો. બસ પાણી ને પાણી એ શિવાય બીજું કાંઇ જોવામાં આવતું હતું નહિ. એક આંખ જો જુએ અને બીજી રડી જાય તો તેને પણ અદેખાઇ અધીરાઇ આવે એવા દેખાવો જોતાં અમે આગળ વધતાં ચાલ્યાં જતાં હતાં. એકાએક રસ્તાની બાજુમાં ઝાડની ઘટાને મોખરે પાંત્રીસ ફીટ લાંબુ અને બાર ફીટ પહોળું પાટયું મોટરની ઝડપ સાથે બે ખાંભા ઉપર ટેકવેલું જોયું. "મોટર હાંકનારને ચેતવણી" એવા શબ્દો નજરે પડયા. તરતજ હાથ ઉડયો હેન્ડ બ્રેક પર, અને પગ પડયો ફૂટ બ્રેક પર. ચિંતાના માર્યા ભુગળું પણ ભુલથી વગાડી માર્યું, બ્રેકની જાલમ ચુંગાલ વચ્ચે ચુંચું કરતી મોટર તત્કાળ અટકી. તોપણ થોડી તો મોટર પછવાડે લેવી પડી, જોઇ લેઓ કોહું. બાપ મારા! આ આફત કેમ ખમાય! થોડા માઇલ ઉપર રસ્તો કપાયલો હતો અને પાણી તેમાં વેહેતાં હતાં, એવી ચેતવણી આપી હતી.

આ વાંચી મ્હોડું અને જીભ સુકાવવા લાગ્યાં; ગળામાં કાંઇ આવીને અટકી પડયું. જીભ ઉપરથી એક સ્વર પણ નીકળી શકે નહિ. માથાને પણ ટેકો આપવાની જરૂર જણાઇ, ખંખાર મારી જીવ હુશિયાર કર્યો, અર્ધો કલાક વહી ગયો તેટલામાં જીવ ડર્યો અને આંખ પણ પાટયાં પરથી નીચે નમી. નિશ્ચય કર્યો, કે કાંઇ નહિ એક પ્રયતન કરવો, અને જો એમાં નહિ ફાવ્યે તોજ પાછા ફરવું. એટલામાં તો અમારા સાથી આવી લાગ્યા અને અટકવાનું કારણ પૂછયું. જીભ હલાવતાં તો મુશકેલ પડી, તેથી આંગળી કરી પાટયું દેખાડયું. માથું ધુણાવ્યા શિવાય એનો બીજો કાંઇ ઉત્તર હતો નહિ. અગર ખુદા મેહેરબાન તો ગધા (ગદા) પેહેલવાન. આસ્તે આસ્તે આગળ વધ્યા. પૈડાં તો પાણીમાં ઉતરી ચુકયાં હતાં. કોઇવાર થોડાં તો કોઇવાર ઘણાં તે ગરક થતાં હતાં. આ પ્રમાણે ઘણી સંભાળ સાથે સફર તો ચાલુજ રાખી હતી. વારંવાર પાછળથી અવાજ સંભળાતો હતો કે જો ભાઇ સંભાળજે, કાંઇ ડુબાડી દેતો ના. હાથ અને પગ બેઉ બ્રેકો ઉપર જડ ઘાલી બેઠા હતા. જેમ આગળ વધતાં ગયાં તેમ ચિન્હ કાંઇ સારાં જોવામાં આવ્યાં નહિ. પાણીમાં ઢંકાયલો રસ્તો લાકડાના ખાંભા વડે દેખાડવામાં આવતો હતો જેની બાજુ બાજુમાં મોટર ચલાવી આગળ વધતા હતા. આખરે ભંગાણુવાળી જગ્યા આવી લાગી, જેનો ખળભળાટ કાને પડતો હતો, જ્યાં રસ્તાને આડા ખાંભા અને તેની ઉપર વાંસ બાંધી લીધા હતા.

જોશભર વહી જતાં પાણી જોઇ જીવ ફિકરમાં પડયો. આટલે વેર તો આવ્યા, પણ હવે આ જગ્યા કુદાવવી કેમ? હાથ પગ પણ ટાઢા થતા જણાયા. આવી દશામાં વહી જતાં પાણી ઉપર નજર નાંખી થોભ્યા.

આવા અણીધીક વખતે ફરેસ્તાનો ગેબી હાથ અમારી ટોળી ઉપર હતો તેની અચુક ગવાહી મળી. એક મસ મોટાં

ઝાડની નીચેની ડાળી ઉપર બુઝુર્ગ પણ ચિવટ બાંધાનો મોટી દાઢીવાળો મરદ બેઠો બેઠો પોતાનાં કપડાં ડાળીએ ટાંગી સુકવી રહ્યા હતો. મોટર અટકેલી જોઇ તે કદમ ચલાવી અમારી તરફ આવ્યો, અને ઇજતથી પણ ભરોસાના સાદે વાત કરવા લાગ્યો. તે બોલ્યો: "પાણી બોત હય લેકીન હમ રસ્તા દિખાયગા ઉસ માફીક આપ હમારે પીછે પીછે આવ," બેઉ મોટરના કિલનરો પણ પાટલુન ચઢાવી પાણીમાં ઉતર્યા અને "આબ્બા ડેઓ, આબ્બા ડેઓ" કરીને મોટરો રફતે રફતે આ વિઘ્નમાંથી પસાર કરવી ચાલુ કરી. વચ્ચે વચ્ચે ઉંડા ખાડા પડી ગયા હતા, જે પસાર કરતાં બહુ સાવચેત રહેવું પડતું હતું. જો એક કે બીજી ગમ મોટર ઢળી તો ગળાં પુર પાણીમાં ડુબકી મારવાની હતી. આ બુઝોર્ગ રાહબરની ચાલાકી વિશેષ હતી. કલાકના વિલંબ પછી ફ્તેહમંદી સાથે અમને નક્કર સડક ઉપર મેલી બક્ષિસ જોઇ દુવા ગુજારી તે વિદાય થયો. અહીંજ, ધડક ધુજારો ખતમ થયો હતો, કારણ દ્રષ્ટિ પુગે ત્યાં સુધીનો રસ્તો પાણીની ઉપર સાફ સાફ દેખાતો હતો.

સીધા લાહોર પુગવાની તો આશા મુકી આપી હતી. વચ્ચે હરકત હતે નહિ તો આ એકસો ને ચાળીસ માઇલનો રસ્તો સેહેલથી કાપી શકતે. આની સાથે બીજી મોટરની તબિયત પણ બગડી. આજનો દિવસ સફર દરમીઆન વચ્ચે વચ્ચે અટકવાનો થઇ પડયો હતો.

લુધ્યાના છોડી પંજાબની પાંચ મોટી નદીઓમાંની આ એક પેહેલી, સતલજના મોટા પૂલ ઉપરથી પસાર કરી ગયા. સૂર્ય પુર જોરમાં પોતાનું તેજ તેનાં પાણી ઉપર નાખી તેને ઝળકાવતો હતો.

નદીમાં એક બાજુએ મોટાં મોટાં ઝાડોથી ભરછક, લીલાંછમ ટાપુ ઉપર કિલ્લા સરખી હવેલીઓ પૂલ ઉપરથી દેખાતી

હતી. આ દબદબા ભરી પાક્કી બાંધણીની હવેલીઓનો દેખાવ ઘણોજ રણશૂર હતો. કુદરતી સવાલ ઉભો થતો કે આ કિલ્લો નદીમાં કોણ બાંધવા ગયું હશે. પણ નહિ, એતો માત્ર લોકોના વસવાનું અસલ વખતનું ધામ હતું. આ પુલની બાજુએથીજ રેલવેનો પૂલ પસાર થતો હતો. રસ્તે રસ્તે મોટાં ઝાડોની ઘટા સારી હતી જેના છાયા તળે રસ્તો કાપતાં જલંદરના ગામ આગળ આવી લાગ્યા.

વાહરે નામના રાખનાર તને શાબાશ છે. બસ, આ શેહેર દુરથી જુઓ અને તરતજ ખ્યાલ જાય કે કોઇ મસ મોટા પ્રાણીને જલંદર થયું હોય ને અકળાઇ આડું અવળું પડયું હોય.

જલંદર છોડયા પછી સૂર્ય નમવાનો શરૂ થઇ ગયો હતો. સાંજને છેડે ગામનાં લોક બહાર નિકળી મોટી સડક ઉપર હવા ઘોરતાં હતાં. આ પ્રમાણે જો સાંજ અહીંજ પડી ચુકી તો પછી અમરીતસર વખતસર પુગવાના વાખા હતા.

નાજુક બીઆસ ઉપરના મજબુત પૂલ પરથી મોટર ડફરાવી તેના ખુબીવંતા દેખાવો વખાણુતા આગળ વધ્યા.

શિઆળાનો આફતાબ ગુમ થઇ જતાં વાર કરતો નહિ, જેના નમવા સાથે અંધારૂં તાબડતોબ થતું હતું. ઝાડોની ઘટા રસ્તે સારી હતી જે દિવસને વખતે મુસાફરી કરવા મદદગાર થઇ પડતી હતી પણ રાતને વખતે અંધારામાં વધારો કરતી હતી.

આજનો દિવસ મંજલના પાછલા ભાગમાં જગેજગ અટકવાનો થઇ પડયો, એટલે અમરીતસરથી ત્રીસ માઇલ હતા એટલામાં રાત પડવી શરૂ થઇ, અને આખર અમરીતસરમાં તદન અંધારામાં દાખલ થયા. રાત્રે મુસાફરી કરવાની આદત પડી હતી એટલે બત્તીની પણ દરકાર કરતા હતા નહિ.

શેહેરમાં ગુર્દવારા ચળવળ ચાલુ થયલી એટલે ટોપીવાલાનો ધિક્કાર લોકોને અચ્છો હતો. એવી મગજની હાલતમાં અમે ડાહ્યાઓ રાતને સમયે જઇ ત્યાં રસ્તો પુછવા બેઠા. હોય અખ્ખણુ તો દેખાડે દખણ. એક ભલા આદમીને સ્ટેશન પુછયું તો શું ધારો છો. શું દેખાડયું ? અંધારામાં ગામના ઢેડવાડામાં ભટકતા કરી મુકયા. માસીની સરોસ કામ લાગી. એક જરથોસ્તિ રસ્તાની બાજુમાં હવા ઘોરતા માલમ પડયા. થોબાવી મોટર ને માર્યો કુદકો. ખુબીવંતા નરે અમારી સાથે પારસીનો છોકરો મોકલી અમને હોટેલમાં ઠર પાડયા.

કાંઇ નહિ ઠીકજ થયું. માલેક બી પોતે, મેનેજર બી પોતે, અને કુક પણ પોતે, બીચારાએ અમને દરેક સગવડ કરી આપી. વળી મીસીસનો સાલગીરીનો સળકતો દિવસ, મજેહનો આઠ ઇંડાંનો પોરો, માખણ, જેલી, સૌ ખાઇ રાતને છેડે બીજું કાંઇ મલે નહિ કરી પેટ્રોલના ખાલી ટીન ઉપર ઢોલ વગાડી જીઓ કરી ગયા. અમરીતસરને નામે એવી તો થંડક પડી હતી કે સવારે વેહેલા નાસ્તો લઇ ચાલુ મુકયું. સોનેરી મંદિરની મુલાકાત વળતી સફર ઉપર રાખી.

અમરીતસરથી લાહોર માઇલ ચાળીસ, રસ્તો સીધો અને સરસ એટલે લાહોરમાં વખતના વેહેવા સાથે આવી લાગ્યા. માયાળુ યજમાનની મેહેરબાનીથી ટીફીનને બરાબર ઇનસાફ આપી તરતજ જીલમ તરફ નજર દોડાવી.



# પ્રકરણ દશમું.

## અમરીતસરથી લાહોર અને લાહોરથી જીલમ. ટોપી ઉપર ટળવલાટ. ગુજરાત કે વિંડસર કાસ્ટલ.

જીલમ ઉપરના ઉતારાની ગોઠવણ અમારી મોટરમાંના સાથીએ ત્યાંના એક શિખ સરદાર સાથે કરી હતી. લાહોરથી ટીફીન લઇ અઢી વાગે નચિંત જીવે નિકળ્યા, બીજી મોટર અમને છોડી આગળ કુચ કરી ગઇ. અમે પણ પોણા કલાક પછી આ જગ્યા છોડી ચાલ્યા. થોડા માઇલ કાપ્યા પછી મને માલમ પડયું કે મારી અતિ સગવડ ભરેલી ટોપી હું લાહોરમાં ભુલી આવ્યો હતો જેને માટે મોટર પાછી ફેરવી અને ઉતાવળમાં એકવાર પાછા ત્યાં આવી લાગ્યા. સર્વે ચાહ ઉપર હતાં. એ લોક તો અમારૂં પાછા ફરવાનું કારણ તરત સમજી ગયા. "એક પથ્થરે બે પક્ષી," ચાહ ઉપર અમે પણ બિરાજ્યા અને ટોપી લઇ પવન વેગે ત્યાંથી પાછા વિદાય થયા. હવે પુર જોરમાં અમારા વિખુટા પડી ગયલા સાથીને પકડવા નિકળ્યા. તેઓને અમારી આગળ સવા કલાકને‌ા વખત મળ્યો હતો.

મોટરે કલાકના ચાળીસ માઇલ સેહેજે કાપવા માંડયા. એકલા પડયા પણ મોટર દોડાવવાની મજાહ ચાખી. જ્યારે અમારા ગોઠયાને મળ્યા ત્યારેજ ઝડપ ઓછી થઇ. તેઓ અમારા એકાએક ગુમ થઇ જવાથી, અનેક તર્ક બાંધતા એક સુંદર સ્થળે અમારી વાટ જોતા થોભ્યા હતા. લાહોર છોડયા પછી પહેલું મોટું ગામ ગજરાનાવાલા હતું. ત્યારપછી વઝીરાબાદ અને ગુજરાત; આ ત્રણે ગામ લશકરી કાયદાના અમલ દરમીઆન

મારી જાણુમાં આવ્યા હતા. આ ગામો એક પછી એક મોટા ઝાડોની સારી ઘટા વચ્ચે ધીરજથી પસાર કરી ગયા.

વઝીરાબાદ છોડયા પછી વિશાળ ચિનાબના પૂલ ઉપરથી મધુર રચના જોતા જોતા પસાર થયા. આ તરફની જમીન ઘણી ફળદ્રુપ હોવી જોઇએ. રસ્તાની બેઉ બાજુએ એરંડીના છોડવા નાના લીમડાના ઝાડના જેટલા મોટા કદના દેખાતા હતા. આ ઉંચાણુ જગ્યા ઉપરથી નદી તેમજ તેની આસપાસનો મુલક દેખાવમાં અતિ મનોહર હતો. નદી એટલી તો પોહોળી અને આડી અવળી હતી કે વઝીરાબાદ અને નદીની વચમાંનો ભાગ એનાજ વાંકાચુકા પાટે રોકયો હતો. ગુજરાત શેહેરનો દેખાવ તો જાણે એક મોટા યુરોપના કિલ્લા સમાન દેખાતો હતો.

જો કોઇ ઇંગ્લીશ કે અમેરીકન સેહેલાણીને લાવીને આ શેહેર સામે મુકયો હોય તો બસ એમજ સમજે કે એ એક વિશાળ વિંડસર કાસ્ટલ હતો. જયારે ચિનાબનો પૂલ ઓળંગતા હતા ત્યારે સોનેરી સુરજ હેઠાણુમાં હતો. તેણે તેનું તેજ ખોહી દીધું હતું અને તેના દિવસની સફરનો અંત આવ્યો હતો. તે એક આંખ બંધ કરીને ફાંચડે મ્હોડે, મ્હો મલકાવી અમારી મશકરી કરી રહ્યો હતો. બીજી બાજુ સિખ સરદાર છ વાગ્યામાં જીલમમાં દાખલ થવાની અમારી વાટ ઇંતેજારીથી જોઇ રહ્યો હતો.

જીલમનો પૂલ લશકરી પાહારા હેઠળ એટલે સૂર્ય અસ્ત પામ્યા પછી કોઇ તે ઓળંગી શકે નહિ; તે બાબદની અમને તો કાંઇ ખબર હતી નહિ. જીલમ પુગવા હજી લાંબો ટપ્પો કાપવાનો હતો, જ્યાં પુગતાં હજી ઓછામાં ઓછા આઠ વાગવાનો સંભવ હતો. આ માયાળુ સિખ સરદારે સાત વાગ્યા સુધી આફર વીકરમાં અમારી વાટ જોઇ પૂલની પેલીપાર અમારે જો રાત પસાર કરવી પડે તો કેવી કઢંગી સ્થિતી થઇ પડે તેનો ખ્યાલ

કરી, પોતે કરનલ પાસે જઈ અમારી તરફથી તકલીફ ઉપાડી અંધારામાં પૂલ ઓળંગવાની રજા અમારે માટે મેળવી.

આ સઘળી આફતનો કાંઈપણ ખ્યાલ વગર અમે તો આસ્તે આસ્તે કુદરતની ખુબીઓ ચાખતા લેહેકા લટકા કરતા પૂલની સામે અંધારામાં આવી લાગ્યા.

કાળાશમાંથી પણ અમે જોઈ શકયા કે પૂલ લોખંડના મોટા દરવાજાથી બંધ કર્યો હતો; અને એક લશ્કરી પોહોરેગીર બેયોનેટ ચઢાવી પોહોરો ભરી રહ્યો હતો. "હોલ્ટ હુ કમ્સ ધરર" એવો ફટાકો પુટયો. "ફ્રેન્ડ" કરીને ઉત્તર વાળ્યો. જો થોભ્યે નહિ તો બેયોનેટ અને ગોળીથીજ વાત હતી. બીજા ઘણા સિપાહોએ બત્તી સાથે અહીંતહીં દોડધામ કરી મુકી. દમામદાર પગલે એક અમલદાર આગળ વધ્યો, અને તે મોટર પાસે આવી કાંઈ પૂછવા લાગ્યો. આ લશ્કરી ધમચકરી એકા-એક જોઈ, આ બલા સમાન આફત માટે અંદેશો કરવા લાગ્યા. અસ્ત પામતા ખુરશીદની મશ્કરી યાદ આવી. જરા મ્હોડું ખોલી ભસ્તે તો આ બલામાં પડતે નહિ. વાત આગળ વધે તે અગાઉ એક ચપરાસીએ સિખ સરદારનો પેગામ પુગાડયો, ત્યારેજ અમે જાણી શકયા કે અંજાણમાં અમે શી મુશ્કેલીમાં હતા. મહાન પોલાદી દરવાજા ખુલ્યા, સરદાર સાહેબની મોટર આગળ પડી, ગરૂરી સાથે અમો પુઠે પડયા અને આ લાંબો પૂલ પસાર કર્યો.

સરદાર તો બાદશાહિ પરોણાગતની તૈયારીમાં રોકાયો હતો. આ બધું મારી મોટરમાંના સાથીને આભારી હતું, નહિ તો પૂલની સામે પાર ચાંચડ મારતાં રાત પસાર કરવી પડતે. આગળી મોટરની રાહબરી હેઠળ શેહેરની અંદરના ભાગમાં થઈ ઘણા વાંકાચુંકા રસ્તા પસાર કરી ઉતારાને મુકામે આવી પોંહોંચ્યા.

સરદાર સાહેબ આવી લાગ્યા અને સર્વેની ખેરઆફ્યત પુછી. વળી પૂલ ઉપર કાંઈ હરકત પડી હતી કે? તે પણ ઘણી ઇંતેજારીથી જાણવા માગ્યું. અમે મોટરોની તપી ગયેલી ગાદીઓ ખાલી કરી અને ઉતારાની જગ્યા નિહાળતા ઉભા. સરદારે ત્યાંના રાયસાહેબ સાથે ઓળખ કરાવી અને આસાનીથી આરાસ્તે મકાનમાં આરામ કરવાની વિનંતિ કરી. અસબાબ ઉતારવા લગભગ આઠ માણસ કામે લગાડયા, જેઓએ થોડીજ વારમાં તે સઘળો ઝટકી જગેવગે કરી નાખ્યો.

જીલમ નદીના કિનારા ઉપર એક વિશાળ હવેલીના ચોરસ મોટા દિવાનખાનામાં અમને ઉતારો આપ્યો હતો, જેનો દેખાવ આગળા વખતમાં બાંધવામાં આવી હોય તેવો હતો. નીચે નદીનાં પાણી પુર મુખ્તયારીથી વહી જતાં તે હવેલીની બહાર નિકળી આવેલા ઝરૂખા ઉપરથી દેખાતાં હતાં. રાતની વેળાએ પસાર કરેલા ગંજાવર મોટો પૂલ તેની બાજુમાં દેખાતો હતો. નદીનાં પાણી પણ ચઢયાં હતાં તેથી તે તેની બેહેનપણી ચિનાબ કરતાં મસ મોટી દેખાતી હતી. પાણી આ પારથી પેલે પાર દરિયા સમાન ફેલાઇ રહ્યાં હતાં. સતલજ, ચિનાબ અને જીલમ એ ત્રણે એક સરખી પોતપોતાની ખુબસુરતી માટે રસાકસીવાલી સરસાઈમાં ઉતર્યાં હતાં. રેલનાં પાણીને લીધે કદમાં તો જીલમ ચઢયાતી લાગતી હતી. તેની મોટાઇનો ખ્યાલ તેના પૂલની લંબાઇ ઉપરથી આવતો હતો કે જેની બાંધણી માટે આઠ આરકાં કરતાં પણ વધુનો વપરાશ કરવો પડયો હતો.

સવારની સખત થંડી છતાં લોકો નાહી ધોઇ અંગ સફાઇદાર રાખવાને ચુકતાં હતાં નહિ અને આંગ ઉપર લુગડાં વગર નિર્દોષપણે મરદ અને ઓરતો એકજ સ્થળનો વપરાશ કરતાં હતાં.

જ્યારે આ વહી જતાં પાણી અમે નિહાળતાં ત્યારે અમને યાદ આવતું કે તે પાણી ઠેઠ કાશમીરથી ઉતરી આવતું હતું આ રીતે કાશમીર સાથની પેહેલી ઓળખ અહીંથી શરૂ. થયલી કહેવાય.

સરસામાન સઘળું ઠેકાણે પાડયા પછી સરદારે બધા મરદ પરોણાઓને તેડાવી સારી રીતે વિસ્કિ સોડા પુછયો. જો સરદાર સાહેબે અમારે માટે તકલીફ લઇ પૂલ ઓળંગવાની રજા નહિ લીધી હતે તો અમારા કેવા હાલ થયા હતે તે દરશાવતાં તેમનો ઉપકાર માન્યો અને તેમનાં બાળબચ્ચાંની તનદુરસ્તી ચાહી. સરદારે ગુરૂજીનું નામ લઇ અમારી ચાહી, એટલે એક એકની દુવા ગુજારવામાં કેટલોક વખત નિકળી ગયો. પેટમાં તો સતકણ જબ્બર પડી, એક તો બહારની સુકી હવા અને બીજી તો વિસ્કિની સતકણ એટલે પછી પુછવુંજ શું પડે.

સરદાર મેહેમાનગિરીની હદ કુદાવી ગયો હતો. જમવા માટે કુશાદે ટેબલ લગાડી હતી, જ્યાં ધીરજનું ડોળ ઘાલતાં પણ અધીરાઇ સાથ અમે જઇને જગ્યા લીધી.

ટેબલ એકથી બીજા છેડા સુધી જાતજાતનાં અનેક પકવાનોથી સજ થઇ હતી. અમારા જેવા બીજા વીસ માણસો જમે એટલી ખોરાકી અમારી હજુરમાં રજુ કરી.

જમણ પછી આરામ કરવા અમે તત્પર હતાં, જે ઘટતી રજા પછીજ કરી શકયાં અને થોડીજ વારમાં ભર ઉંઘમાં પડયા. નદી કિનારે ગુલાબી થંડીમાં રાત કયાં પસાર થઇ તે માલમ પડયું નહિ. સવારના મોડે સુધી નિંદ્રા કરી અને જ્યારે તેજસ્વી સૂર્ય અમારા ઉપર ચળકી રહ્યો ત્યારેજ કુંભકરણની ઉંઘમાંથી જાગૃત થયાં.

"ગુલાબ ત્યાં કાંટો" જરા સવારે ફરાગત થતાં મુશ્કેલી નડી ખરી. ત્યાંના ભલા લોકમાં કુદરતે આ જાતની છીટ મુકી હતી નહિ, અને તેજ હિસાબે ઘરબાર હવેલીઓ બનાવી હતી. સુધરેલા જમાના પ્રમાણે સ્વચ્છતા માટે અલાહેદી જગ્યા હતી નહિ. પણ જ્યાં સંપ ત્યાં બધું સચવાઈ શક્યું.



મરીથી કાશમીર તરફનો રસ્તો.



આ રસ્તો શરૂઆતમાં સરોવરના ઝાડથી ચીકાર છે.

## મરી જવાનો રસ્તો.



મરી જવાના થયા હોવ તો રિટર્ન ટીકીટ લઇને જજો કે પાછા આવવા પામો. રસ્તામાં જગેજગ ઝરા મળે છે. જેમાં પવિત્ર થઇ જવાશે.

# પ્રકરણ અગીયારમું.

## જીલમથી પીંડી ને સુરતી લાલ્યાની પારસી ઉપર ફીદાગીરી.

### મરી હિલની મોહિની અને તોલવાલાની બેહયાઇ.

ચાહ પાણી નિરાંતે કરી રાવલપીંડી તરફની કુચની તૈયારીમાં પડયા. સિખ લોકોની મેહેમાનગિરી તો અહીંજ ચાખી. અમે હરખ ભરી દુવા માગી. તેઓએ ગંભીરતાથી સ્પષ્ટ ઉચારે અમને અમારા પ્રવાસમાં ફ-તેહ ચાહી એક વધુ દિવસ ત્યાંજ ગુજારવાની ઘણી અરજ કરી પણ વખત હાથમાં નહિ એટલે તેનો અસ્વિકાર દિલગીરી સાથે કર્યો. અસબાબ મોટર ઉપર લાધી સરદાર સાહેબ અને રાય બહાદુર સાહિબનો ઘણો ઘણો આભાર માની વિદાય થયા. વળી સરદાર સાહેબે ગામની પાધર સુધી વળાવવા માણસ આપ્યો જેની રાહબરી હેઠળ કુચ શરૂ કરી.

રાવલપીંડી તરફનો રસ્તો શરૂઆતમાં તો જીલમના રસ્તા જેવોજ હતો, પણ વખતના વેહેવા સાથે તે ઝાડપાન વિનાનો વધુ ને વધુ ઉજ્જડ થતો ગયો. લીલોતરીથી ભરપુર ઝાડપાનવાલા મુલકમાંથી આવી ઉજ્જડ જગ્યામાં દાખલ થતાં તેના દેખાવમાં તરત તફાવત ખુલ્લો દેખાઈ આવતો હતો. લીલાં મેદાનોની જગ્યા ચુનાના પથ્થરવાળી ખુલ્લી જગ્યાએ લીધી અને નાનાં કદર બિહામણાં કાંટાવાળાં બેઠ્ઠાં ઝાડોએ ફળદ્રપ ખુશનુમાં મોટાં ઝાડોની જગ્યા લીધી. બકરાંના ટોળાની માફક કમઅકલી ઉંટો જગે

જગ દેખાંતાં હતાં, જેઓ આ કાંટાવાલાં ઝાડની ડાળીઓ સોરી સ્વાદ લઈ મ્હોડું વાગોળતાં પેટ ભરતાં હતાં.

સુકા ખડક અને ખડક શિવાય ચોતરફ બીજો કાંઈ દેખાવ હતો નહિ જે જોતાં ડુંગરા વચ્ચેનો આડાઅવળો રસ્તો કાપી ધારવા કરતાં વેહેલા રાવલપીંડી આવી લાગ્યા. આવતાંને સાથ સખ્ત થંડીનો સ્વાદ સારામાં સારો ચાખ્યો. દોસ્તના મકાનમાં ઉતારો લઈ ભઠીઆરખાનામાં ધીના ચાવલ ખાઈ એક સુરતી લાલ્યાની પારસીઓ ઉપરની ફિદાગીરી ચાખી મુગા મુગા સુઈ ગયા.

નાક ઉપર માખ બેસે અને તેનો પડછાયો આંખમાં પડે તે પ્રમાણે કાશમીર તો અહીંથી નાકના ડાંડા ઉપર દેખાતું હતું. બંધ આંખને પણ તેનું ગેબી પરેસ્તાન નજરે પડવા લાગ્યું. ઇગતપુરીની અગ્યારી આગળના બાદશાહને જગાડવાના કાકલુદી કરતા અવાજ અને હાલના ભરોસેદાર બેફિકરા સાદમાં ઘણો મોટો તફાવત માલમ પડતો હતો, તે વખતની મનની હાલતમાં અને હાલની ખુશાલ સ્થિતિમાં ઘણો ફરક પડી ગયો હતો. ગામે ગામનાં પાણી પીને હુશિયારી પણ સારી આવી હતી. અમારી ટોળીનો દેખાવ જોવામાં કાંઇ રસ પડે તેવો હતો. ફતેહ બિલ્લસભર આવી લાગી હતી. એક કદમ મરી અને બીજે શ્રીનગર હતું.

પીંડીથી મરી ફક્ત ચાળીસ માઇલ હતું. સાંભળ્યા પ્રમાણે તેની ચઢાણ અતિશય સખ્ત હતી, તેથી કમ્મર કસવા માંડી. બીજી મોટરના સુકાનીએ પણ પોતાની કાબેલ્યત પ્રમાણે તેને પુરેપુરી સજ કરી અને બીજી સવારે ત્યાંથી નિકળ્યા. શરૂઆતનો વીસ માઇલ સુધીનો રસ્તો તો એકદમ સપાટ હતો. ત્યાર પછી ચઢાણ શરૂ થઇ જે ચઢયા પછી ઉજ્જડ ટેકરીઓ-પરથી સારામાં સારી ઉતરાણ એક પછી એક આવવા લાગી.

જીવ તો બળતો હતો કે હાલમાં જેટલું ઉતરવું પડે છે તેટલું અને વળી તેનું વ્યાજ કરી ચઢવું પડશે અને તેમજ થયું.

સામેના ઉજ્જડ પહાડની ટોંચ અને અધવચમાં મટોડાંના સપાટ છાપરાં સાથનાં નાનાં ઝુંપડાં અમારૂં ધ્યાન ઝાઝું ખેંચી રહ્યાં હતાં કે યાહુ ! ખુદા આવા આવા ઉજ્જડ વેરાન પર્વત ઉપર નહિ કોઇ આસ કે પાસ ઠેઠ આકાશને લાગી રહેલી ટેકરી ઉપર આ માનવીઓ કેમ વાસ કરી શકયા હશે. તેઓને પાણી કયાંથી મળતું હશે? સુખ દુખ વખતે કેમ થતું હશે અને મદદ કોની મળતી હશે? આઠ દિવસે પણ ખોરાકી માટે આવતા હોય તો આ ગગનને લાગી રહે એવી જગ્યાએ પાછા કેમ જઇ શકતા હશે?

એક પછી એક આવા પર્વતવાસીઓનાં ઘર અમારો પીછો છોડતાં હતાં નહિ જે મારી કલમ દર્શાવવાને શક્તિવાન નથી. એ તો માત્ર જોવાથીજ તે ચિતાર અને તેના અંતરનો ખ્યાલ આવી શકે.

મરી હિલનું ચઢાણ સખ્ત તો હતું, બીજી મોટરે ગરમ થઇ તેનો અણગમો જાહેર કર્યો. સારે નસીબે જગેજગ પાણીના ઝરાઓ હતા જેનો મનમાનતો વપરાશ કર્યો અને ટાઢું પાણી પાઇ થંડી કરી. કેટલેક દરજ્જે ચઢાણ ત્રિંબકના પહાડ કરતાં પણ સખ્ત હતું એટલે ધીરજમાંજ ફાયદો હતો. આજ માત્ર ચાળીસ માઇલ જવાનું હતું. વળી દિવસનો વખત એટલે દરેક ચીજ સુજ પડતી હતી.

મારી મંગળીએ તો પોતાનો હિસ્સો સ્પારટન વફાદારીથી અદા કર્યો, ચઢાણ ઉપર ચઢાણ પસાર કરતાં થંડકવાળી જગ્યાં મળતાં વારંવાર હમશરીકની વાટ જોતાં થોભતાં હતાં. સરોવરના ઝાડની ઘટા ઉપર ઘટામાંથી અમે પસાર થવા લાગ્યાં. અમને

આ જાતનાં ઝાડની આવી ઘટાનો પહેલ વેહેલોજ અનુભવ હતો. તેની ચીકાર ઘટા અને ઝાડોની એક સરખી ઉંચાઇ જોઇ તાઆજુબ થતા હતા.

જેમ જેમ ઉપર ચઢતા ગયા તેમ તેમ મરી હિલનો દેખાવ વધુ ને વધુ દિલપઝીર દેખાવવા લાગ્યો. રસ્તામાં ધોધમાર મોટા ઝરાઓ મળતા હતા જેના ઉપર ઝાડની છાયા પણ અતી ઘણી ખીચોખીચ હતી. વળી ઝરા અને તેની સાથે ઘટા એટલે થંડકનું તો શું પુછવું પડે? આટલું સ્થળ નાનું સરખું સ્વર્ગ થઇ પડતું હતું.

ઝરાનાં વહી જતાં પાણી ધુળ દાબી દઇ રસ્તાને સપાટ કરતાં હતાં, રસ્તે મોટરનો વહેવાર પણ પુષ્કળ હતો. જ્યારે અમે થોબતાં ત્યારે તેઓ અમારી બાજુએથી ખડખડાટ કરતી આંચકા ખાતી, ધુમાડો કાઢતી ગરમ થઈ ગયલી હાલતમાં પસાર થતી હતી. પણ નિચે ઉતરતી નસીબવંતીઓ બંધ એન્જીને સડસડાટ ઉડી જતી હતી.

ગાડાંનો વેહેવાર પણ પુષ્કળ હતો, દસ દસ વીસ વીસ ગાડાંઓ આખી રાતની મંજલ પછી દિવસના, બળદને છોડી આસાએશ આપતા હતા અને રાતને છેડે ફરીથી સફર ચાલુ કરતા હતા. આ બધી ધડપચ મરી પંજાબની સરકારનું ઉનાળાનું મથક હતું તેને આભારી હતું.

મરી હિલ ઉપર જેમ ચઢતા ગયા તેમ તેનાં ઝાડની ઘટા વધતી ગઇ અને આખર ઉપર તો એક સરખી ખીચોખીચ માલમ પડી. વળી ઉપર આવી લાગતાં થંડક પણ ઘણી સારી લાગવા માંડી.

મોટર સ્ટેંડ ઉપર જઇ લાગતાં ઉતારો ત્યાં તેની પાસેજ લીધો અને મોટરને પણ જગ્યા આપી બંધ કરી. પુરતાં ગરમ

કપડાંની ગેરહાજરીમાં રાત થંડીમાં થથડીને પસાર કરી. સર્વ ગરમ કપડાં કાશમીરને માટેજ અલગ રાખી મોકલી આપ્યાં હતાં એટલે જે કાંઇ હતું તે પુરતું થઇ પડયું નહિ.

મરીની મોહિનીએ અમારાં દિલ ગિરફતાર કર્યાં હતાં કરી અમે એક વધુ દિવસ રહ્યા, બજારમાં અહીંતહીં ભટકી વખત ખુશાલ ગુજાર્યો અને કાંઇક વધુ ગરમ કપડાંની ખરીદી પણ ચલાવી. આ પ્રમાણે બીજો દીવસ પણ ખલાસ થયો.

જ્યારે ઉપડવાનો વખત આવ્યો ત્યારે ખબર પડી કે મરી હિલ ઉપર પેટ્રોલ મળતું હતું નહિ. આ કિમતી પ્રવાહની શોધમાં એક ટેકરી ઉપરથી બીજી ટેકરી કુદાવતાં દમ આખર થઇ ગયો. એક ભલા દોસ્તની કાળજીથી ઘણી મુશકેલી પછી પુરતું મેળવી શકયા, અને તેનાં બળ વડે અમારી માનીતી મુસાફરી એકવાર ફરીથી ચાલુ કરી. અહીં રસ્તા વેરો આપવાનો હતો, જે વેરાવાળાએ દગો કરી અમારી પાસે બેવડો ઓકાવ્યો.



# પ્રકરણ બારમું.

## ગરીથી મરી, રોનકદાર રસ્તા, અને મોટરના મુદ્દા.

મરી હિલ મુકયા પછી સતાવીસ માઇલની એક સરખી ઉતરાણ આવે છે તે પણ વળી ઝાડપાન વિનાના ઉજ્જડ પહાડો ઉપરથી, જેને પ્રતાપે ગરમી વિશેષ લાગવા માંડી. ખુલ્લા પથરાવાળા પહાડ ઘણા તપતા હતા તેથી તાપ સખ્ત રીતે પડવો ચાલુ હતો; તેટલા માટે આ સફર બીજી સરખી મીઠી લાગતી હતી નહિ. અહીં પણ આગળ દર્શાવેલાં દુરદરાજ પહાડી ઝુંપડાં ઘણું ધ્યાન ખેંચી રહ્યાં હતાં. ગરમીની દરકાર કર્યા વિના દુરનો સુંદર દેખાવ જોતાં અમે આગળ વધ્યાં. એક ઉંચાણ જગ્યા પરથી પાણીનું નાળું પસાર કરતાં એક અતિ દુર પર્વત ઉપર સૂર્યનાં કિરણ હેઠળ બરફના દેખાવવાળું સફેદ શિખર નજરે પડયું. બરફનો દેખાવ પહેલોજ હતો કરી અમો સર્વેનું ધ્યાન તે ઉપર ઘણું રોકાયું. ઉતરાણ ઉપર મારી બ્રેક પણ ઘણી ગરમ થઇ ગઇ હતી. આ બધાની સામટી તક લઇ મોટર ઝાડ હેઠળ થોભાવી નિચે નાળાંમાં ઉતરી મારાં સઘળાં અગવડ કરતાં કપડાં સરકાવી કાઢયાં. મોટરની બ્રેક થંડી થઇ તેટલો વખત બરફમાં સજ થયલાં શિખરને જોવામાં ગાળ્યો, પછી અમે ત્યાંથી કુચ કરી ગયાં. આ દેખાવથી અમારામાં ચમતકારીક ફેરફાર થઇ ગયો હતો, અને આગળ વધુ સારો વખત મળવાની ખાત્રી મળી હતી. આ સતાવીસ માઇલની ઉતરાણ બહુ આસ્તેથી પસાર કરવી પડી હતી, કારણ બ્રેક ઉપર પુરતો વિશ્વાસ રાખી શકયો હતો નહિ.

## કાશમીરી નદી ઓળંગવાની વિચિત્ર રસમ.



તવડી ગામના રહીશોને પુલ જોઇએ છે. પુલ તો આવા જોઇએ. ત્યાંના રહીશો નદી ઉપર આ પારથી સામે પાર બાંધેલા દોરડાંને લટકી વળી સાથે વજન અને અનેક બોજો સર્વ ખાંધ ઉપર બાંધી લટકતા નદી ઓળંગી જાય છે. "આ તો નદી ઓળંગવાની ખરી રીત."

કોહાલા આગળ જીલમ નદી ઉપરનો પુલ.



અહીં સરકારી સરહદ ખલાસ થઇ કાશમીરી સરહદ શરૂ થાય છે. એક નાકે સરકારી અને બીજે નાકે કાશમીરી તોલ તોલવું પડે છે.

## સુધારો.

ગરી અને ઉરી મુકયા પછી ડામેલની ચોકી આવે છે એમ જે પ્રકરણ તેરમાં છપાયું છે તેને બદલે ડામેલની જગાતની ચોકી કોહાલાનો પૂલ મુકયા પછી આવે છે, એમ વંચાવું જોઇએ.

આસપાસનો દેખાવ બદલાતો ગયો અને દિલની ખાહેશ પ્રમાણે સારો ફેરફાર જોવામાં આવ્યો. જીલમ નદી અફડાતી ઝીકાતી અતિ શોરબકોર ઉઠાવતી તેનાં પાણીતણા ફિણ ફફડાવતી એકવાર ફરી સામે આવી મલી.

કયાં તેની જીલમ ગામ ઉપરની શાંતિ અને કયાં તેના અહીંના પછાડા અને શોરબકોર. તેના તોફાની પાણીનો વહી જવાનો ઘોંઘાટ ઘણે દુરથી સંભળાતો હતો. તે પોતાનો માર્ગ બે પહાડની વચમાંથી કાપતી પાણીના ધોધ સમાન વહી જતી હતી. તેના એક કિનારાપરથી કાશમીર જવાનો રસ્તો એક મોટા અજગરની માફક વાંકોચુંકો પહાડની કોરેકોરે પસાર થતો હતો.

કોહાલાનો પૂલ ઓળંગી કાશમીરની હદમાં અમે દાખલ થયાં અને સાંજ સુધીમાં ગરીના ડાક બંગલામાં પુગવાના ઈરાદાથી ચાલુ રાખ્યું. અહીં મજાહ તો સફર આસ્તેજ કરવામાં હતી. શરૂઆતમાં દેખાવ તો એક એકને વિસરાવે એવા હતા.

કોઇપણ અગતસર એકદમ આગળ નીકળી જવા પસંદ પડે તેમ હતું નહિ. જરમન રમકડાંની માફક ડોકયું સર્વ દિશામાં એક સરખું ફરતું રહેતું હતું. ગરી પુગવાનો રસ્તો અતિશય ખુબસુરત પણ જોખમ ભર્યો હતો. સફર દરમીઆન સર્વ કરતાં એની ઉત્તમતા શ્રેષ્ટ હતી, એમાં તો કશો શક હતોજ નહિ. ચઢાણમાં કાંઇ દમ હતો નહિ પણ રસ્તાની એક બાજુએ ઘેલી ગાંડી નદી અને બીજી બાજુએ ઉભી ભીંત જેવી કરાડ હતી, જેમાંથી લટકતા પથરા અતિશય ધાસ્તી ભર્યા જોવામાં આવતા હતા, જે નરમ ચિકાશ વગરની રેતી જેવી વેરાઇ પડતી મટોડીમાંથી છુટાં પડી નીચે તુટી પડતા હતા. જગેજગ ફસડાઇ પડેલી કરાડ અને તુટી પડેલા પથરાઓ ખસેડવા કુળી-

ઓની ટોળીઓ કામે લાગી હતી. જે ટોળીઓ આ જોખમ ભરેલી ઉભી દિવાલમાંના લોલક જેવા લટકતા પથરાના ભયનો સાબુત પુરાવો આપતી હતી. આ આફત સમાન દેખાવ જોઈ દમ બંધાઇ જઇ, કાળજુ ગળામાં આવી પડી જીવ ઉપરને ઉપર રહેતો હતો. ગરીની નજીક જેમ આવતા ગયા તેમ આ ધાસ્તીભર્યો દેખાવ વધુને વધુ લોહી પીતો રહ્યો; જો કે દેખાવની ખુબસુરતી વધુને વધુ જોવામાં આવતી હતી. જગેજગ ફુલોના ઢગલા જોવામાં આવતા હતા. નદીનાં પાણી ઝાડની ફુલ સાથની ડાળીઓ પોતા તરફ ઘસડી રહ્યાં હતાં અને તેજ પ્રમાણે દરેક ચીજ ઘસડવામાં પોતાનું બળ દેખાડતાં હતાં. નદીને એક પારથી બીજે પાર જવા તારનું દોરડું રાખ્યું હતું, કે જેની ઉપર લટકી લોકો સામે પાર હવાઈ મુસાફરી કરી પુગતાં હતાં એટલુંજ નહિ પણ પોતા સાથેનો બોજો પણ ખાંધ ઉપર બાંધી લેતાં. કોઈ બિચારો નબળો સબળો હોય તો પાણીમાંજ ડુબકી મારે. રસ્તે રસ્તે ઝરા આગળ કરતાં પણ પુષ્કળ મલતા હતા, જેનાં પાણીનો વપરાશ રસ્તાની સફાઈ માટે મનમાનતો કરવામાં આવતો હતો. જો આ રસ્તા ઉપર આગળ દર્શાવેલો ભય શાંતીને ખલલ કરતો હતે નહિ તો આ ખુબસુરત રસ્તાની મજાહ સમાન બીજી કોઇ હતી નહિ. આ તરખાટ મચાવનારો દેખાવ આખે રસ્તે ગરી સુધી અવાર નવાર હૈયું ધપકાવતો રહ્યો હતો.

રસ્તાની મરામત અને તેને સારી હાલતમાં રાખવાની કાળજી ઘણી વખાણવા જેવી હતી. કોહાલાથી ઉરી સુધીનો રસ્તો રોજ એકવાર પાણીથી છંટકાતો હતો. મુંબઇ જેવી નગરીના રસ્તા જ્યારે ધુળના ગોટાથી શ્રાપ સમાન થઇ પડે છે, ત્યારે આ દુરદરાજ ઓછી આમદાનીવાળા રસ્તા, દિવસમાં એકવાર છંટકાવથી હળી મળી રહે છે. રખેને મુંબઇનો શરમાળુ ધનધનધારી કોરપોરેટર આ બાબદ જાણી પોતાનું નાક કાપી

નકટો થાય; ફરી ઉતાવળમાં હું લખી દેવું છું કે ત્યાં પાણીની છુટ ઘણી છે એટલે ઝરાનું પાણી વાળી રસ્તે રસ્તે છુટથી તેનો વપરાશ કરી શકાય છે.

આટલી બધી પાણીની છુટ સાથે ખેતી ઉત્તમ પ્રકારની દેખાતી નથી તેનું કારણ તેની ઉતરતા પ્રકારની જમીન છે.

રસ્તા ઘણા વાંકવાળા હતા. વાંક સાથે બીજો વાંક એકએકમાં થઇ સર્પનો દેખાવ દેતા હતા. અમે પણ સર્પ માફક આસ્તે આસ્તે સફર ચાલુ રાખી હતી. કોઇ ખુબસુરત સ્થળ જોઇ વળી કેટલો વખત થોભી પણ જતા હતા. કલાકના પંદર માઇલ ઉપર માર્ગ કાપવો અશક્ય હતું. વળી ઉતાવળમાં પુરૂં કરવાની જરૂર પણ અમને હતી નહિ.

સામેનો આવતો વેહેવાર વાંકને લીધે જોઇ શકાતો હતો નહિ એટલા કારણસર મોટરોની અથડાઅથડી વારંવાર થતી હતી. હોર્ન શું તે તો ડ્રાઇવરો સમજે નહિ, બ્રેકતો રોજની ઘસાઇ જાય અને બત્તી તો હોયજ શાની? વળી તેની સાથે હાંકવામાં શુરા એટલે અકસમાતનું પુછવુંજ નહિ. ભાઇચારો સારો એટલે એક એકનો વાંક દેખાડી ચાલતા થાય. મને પણ એજ પ્રમાણે ખમવું પડ્યું હતું. મારી મંગળીનું મડગાર્ડ છુંદાયા શિવાય વધુ નુકશાન થયું હતું નહિ. જરા જગ્યા જોખમ ભરેલી, વળી અધુરામાં પુરૂં કિનારી ઉપર ખડીનો ઢગલો કરેલો હતો જેની ઉપર મોટર પણ ચઢી ગઇ. મારા હોઠ ફિક્કા મારી ગયા, લોહી ઉડી ગયું અને જીવ તો દુશમનનો કેથો ફરી આવ્યો.

મને પણ હોર્ન નહિ વાપરવાનો તેઓનો વા ઉડયો હશે. પણ આ બનાવ પછી તો ચાનક એવી લાગી કે દરેક વાંક આગળ એકને બદલે બે અને ત્રણ વખત તે ફુંકવાનું ચુકતો

હતો નહિ. રસ્તામાં જુદી જુદી જગ્યામાં ખાસ કરી પહાડમાં ઓછામાં ઓછાં ત્રણ જુનાં પુરાણાં રદ બાતલ થઇ ગયલાં કાટથી ખવાઈ ગયલાં શિકલ બેશિક્કલ બની ગયલાં મોટરના ખોખાંઓ મળ્યા. કોણ જાણે કેટલાં વર્ષો થયાં તે ત્યાં તુટયા પછી આખર થયા હશે? એની શિક્કલ તો એટલી બદલાઇ ગઇ હતી કે માત્ર મોટરનું ખોખું છે એટલુંજ કહી શકાય, બાકી તેના બીજા ભાગો તો તેમાં નદારદ હતા.

આ ખુશનુમાં મરોડવાળા રસ્તાની ચઢાણ ઉતરાણની મજાહ ચાખતા આખે રસ્તે ધાંધલ મચાવતી નદીને સંગ આપી સાંજના છને અમલે ગરીના ડાક બગલામાં અમે આવી લાગ્યા. બંગલો અતિશય સગવડવાળો અને ખાવા પીવાની દરેક તૈયારી સાથનો હતો. અડધા કલાકમાં જમવાની હમાન ચીજ તૈયાર કરી આપવામાં આવે છે. આ બંગલો શ્રિનગર અને પીંડીની બરાબર વચમાં એટલે તેનો આશરો ઉતારૂઓ હમેશ ચાલુ લેતા રહે છે. સામે પાર ઝાડની ઘટાની વચમાં ગરીના ગામના ઝુંપડાં, અને નાનાં નાનાં ઘરો દેખાતાં હતાં.

સાંજને છેડે બંગલામાં ગોઠવાયા પછી નદી ઉપરના ઝુલતા પૂલ પર હેર્યું માર્યું અને એકાદ કલાક પુર ચાંદનીમાં તેની મજાહ ચાખી.

બંગલાના વરંડાપરથી સામેની ટેકરીઓ ઉપરના છુટા છુટા ઝુપડાંઓના બળતાં લાકડાઓના ચમકારા, તારા સમાન જગે જગથી દેખાતા હતા, તે નિહાળતાં કેટલોક વખત ગુજાર્યો અને રાતને છેડે ખુશનુમા થંડીમાં જમણ કરી શાંતિમાં ઉંઘયા. સવાર શરૂ થતાં આ મોહ પમાડતી નદી ઉપર ફરીથી નજર નાખી જેમાં લાકડાંના કટકા એમ તેમ અફડાતા, ઝીકાતા, ઘસડાતા, તણાતા ચાલ્યા જતા હતા. લાકડાંના વેપારીએ લાકડાં લઇ જવાનો આ ઉત્તમ માર્ગ કાઢયો હતો. આ કડકા વગર

ખરચે અઢીસો માઇલની સફર કરી ઠેઠ જીલમ ગામ ઉપર ઉતારી લેવામાં આવતા હતા. આ ઉછળતાં પાણીમાં ઘરડી તેમજ જુવાન અબળાઓ તનબદન નચિંત જીવે સાફ કરતી હતી અને વળી વસ્ત્રને પણ ધોહીધાઇ સુકવવાની તજવીજ કરતી હતી અને તેટલો વખત કુદરતે બક્ષેલાં તેનાં સાફ ધોળાં ચામડાં ઉપરજ રહેવાને કાંઇ વાંધો જોતી હતી નહિ.

આજે અમારા પ્રવાસનો છેલ્લો દિવસ હતો. પેહેલો દિવસ ત્રિંબકના પહાડ ઉપર ભયંકર અંધારામાં ગાજવીજ સાથનો હાડમારી ભર્યો પસાર કર્યો હતો પણ આજનો તો શ્રીનગર તરફનો છેલ્લો દિવસ તેના પુર બાહારમાં ફતેહનો વાવટો ઉરાડતો દેખાતો હતો. હવે તો અમને ગળા સુધીની ખાત્રી હતી કે આ પ્રવાસ ખતમ કરવામાં કાંઇ અટકાવ પડી શકવાનો નથી. ગરીની ખુબસૂરતી છતાં અમે તે છોડવાને સવારના તૈયાર થઇ રહ્યા.

શ્રીનગર જઇ પોંહોંચવાની ખબર અમારાં લાગતાંવળગતાંને ફેલાવવાની ઉલટ અતિશય ભારે હતી, એટલે ગરી કરતાં પણ મોટું પરેસ્તાન છોડી જવાને આ સમયે દિલ આંચકી ખાતે નહિ. એવી ઉતશાહ અને ઉમંગમાં ચલ મોરે અસવારના ગીતનાં કોરસ સાથે ગરી મુકયું અને રસ્તે પડયા.



# પ્રકરણ તેરમું.

## ગરીથી શ્રીનગર.

ઉરી ઉપર દોસ્તનો ઉપવાસ
અને જાલમ જીલમનો જુલમ.
દોમેલનો દગો, નહિ કોઇનો સગો.

દુરના પર્વતો ઉપરનાં નાનાં ઝુંપડાંઓ બારામુલા સુધી ચાલુ દેખાવ દેતાં હતાં. તેઓ તરફ ખુલ્લી દિલસોજી વચ્ચે ગરીથી સફર એકવાર ચાલુ કરી આગલા દિવસ માફક એક વાંકમાં બીજે એ પ્રમાણે જીલમ નદીને કિનારે રસ્તો કાપતાં ચાલ્યાં. ચિનારી અને એવાં અનેક નામ સાથની જગ્યા પસાર કરી આગળ વધ્યાં. ડાંગરનો પાક તૈયાર થઇ પહાડના આખા ઢોળાવને પીળા રંગમાં ફેરવી નાંખ્યો હતો, જેનો દેખાવ ઢળતા સૂર્યનાં કિરણો સાથે ચમત્કારિક દેખાતો હતો. હવે જગે-જગ ખેતી જોવામાં આવતી હતી અને ઢોર પણ ચરતાં માલમ પડતાં હતાં. ચિનારી છોડવા પછી કેટલાંક ગામ મુકયાં અને ઉરી આવી લાગ્યું.

જે પહાડ કોહાલાથી નદીને કિનારે ધર્યો હતો તેનો બીજો છેડો ઉરી આગળ હતો. અહીં નદીને કિનારે વાંક ખાધા પછી શ્રિનગરનો માર્ગ બીજા નિરાળા પહાડ ઉપરથી પસાર થતો હતો.

ઉરીના ડાક બંગલા ઉપરથી જીલમ નદીની સામી બાજુએ માત્ર એક હજાર કદમ ઉપરથી શ્રિનગરનો રસ્તો પહાડમાં ગુમ થતો હતો. પણ જાલમ જીલમ એવાં તો કઠણ હૈયે આડી પડી હતી કે આ હજારવાર ઉપર દેખાતા રસ્તાપર જવાને છ માઇલનો મોટો ચકરાવો ખાવો પડતો હતો. જ્યારે સામા

રસ્તા ઉપર જઇ પુગતા ત્યારે ત્યાંથી પણ બંગલો એજ પ્રમાણે નજીક દેખાતો હતો. અહીં શ્રિનગરના નવી ઓળખવાળા દોસ્તને પડેલી વિપત્તિનો કાંઇક ખ્યાલ આપીશ.

શ્રિનગરમાં ઠર પડયા પછી એક દિવસે અમારી ટોળીમાંના એક સભાસદની સાલગિરી હતી. અનેક જણને તે દિવસે સાથે જમવા તેડાવ્યાં હતાં, તેમાં આ દોસ્ત પણ હતા. આ રમુજી દોસ્ત જીવને જેમ તેમ મારી જીવ ઉપર જોરાવરી કરી સાંજરે જમવા નહિ આવતાં આ ખુશાળ ટોળી છોડી રાવલપીંડી જવા ઉપડયા. હું ઉરી ઉપરની જે જગ્યા દર્શાવી ગયો છું ત્યાં આવી લાગતાં તે દોસ્ત જેમાં મુસાફરી કરતા હતા તે મોટરની ધરી તુટી. "તુટી તેની સુતી નહિ." ડ્રાઇવરે ફાંફાં મારતાં નોટીસ આપી કે "શેઠ મોટર ચલેગી નહિ. તુમ સામું ડાક બંગલા દિખતા હય વાં ચલે જાવ." એક તો શેઠને કાશમીરથી છુટાં પડતાં ચરચરી રહ્યું હતું, તેમાં વળી આવું હુકમનામું સાંભળી ડોહવારા ચુંથારા થઇ આવ્યા. એવું જાણતે તો વરસગાંઠ પાર ઉતારીને ત્યાંથી નિકળતે. ડ્રાઇવરને એક વેળા ફરીથી કોશેશ કરવા કહ્યું કે "નોકરી ઉપર જાના હય નોકરીબી નવીજ હય એક દિનકા દેર હોઇંગા તો સાબકુ કયા જુવાબ દયંગા."

કાંઇ વળ્યું નહિ ત્યારે કિસમતને આધીન થઇ ડાક બંગલો સામે દેખાતો હતો કરી હાથમાં ઓવર કોટ લઈ ચાલુ મુકયું. સૂર્ય તરતનોજ અસ્ત પામ્યો હતો પણ બંગલો નજર સામેજ દેખાય એટલે ચાલવા માંડયું. એક વાંકમાં બીજો આવે અને વળી તેમાં ત્રીજો વાંક આવે એમ ચાલતાં બંગલો તો નજીક આવે અને ફરી દુર જાય; ચાલતાં ચાલતાં થાક પણ લાગે, એક તો દિલમાં અફસોસી એટલે થાકમાં વધારો થતાં વાર લાગે નહિં; વળી ચાલે ચાલે ને કાંઇ પત્તો લાગે નહિ, રસ્તો તો કાંઇ ચુકયા નથી?

બીજો હોય કયાં કે તે ચુકી જવાય. જયારે અંધારૂં ઝાઝું થયું ત્યારે ઉભા રહી ગંભીરપણે વિચાર ચલાવ્યો કે મોટર તરફ પાછા ફરવું કે બંગલાનોજ માર્ગ અખત્યાર કરવો. બંગલાવાલોજ ઠરાવ ઠીક લાગ્યો અને તે તરફ પગલાં લંબાવ્યા; હવે માર્ગ દેખાવવો સદંતર બંધ થયો અને રસ્તાની કિનારી ઉપરથી વારંવાર ઉતરી પડવા માંડયું. વળી ત્યાંના રસ્તાઓ આ બાબદમાં ઘણા જોખમભર્યા હતા.

હવે થશે તો કેમ તેની ચિંતા કરતા ઠોકર ખાતા ચાલતા હતા, તેટલામાં એક તરફથી બચ્ચાંનો રડવાનો સાદ આવ્યો. સુરતી લાલ્યો હતે તો તેને ભુત સમજી લોહી પાણી ઉરાડી નાંખી નાહાસવા માંડતે, પણ તેમને ભુત પલીતનો વેહેમ કાંઈ હતો નહિ. પણ અહીં બચ્ચું કેવું કરી વિચાર કરવા થોભ્યા. સાદ તો રડવાનો હતો તે છતાં એમને તો નિરાંત લાગી. સાદ મારતા મારતા સામે ગયા ત્યાંથી એક મરદે જવાબ વાળ્યો. તેને બોલાવી બક્ષેસની લાલચ દેખાડી સાથે લીધો, ત્યારે બંગલે પોંહોંચ્યા.

આ ડાક બંગલાની જગ્યા કેવી ભુલ ખવડાવનારી છે તે જણાવવા ખાસ આ લાંબો હેવાલ આપ્યો છે. હમેશ એમજ લાગે કે હવે સામે આવશે અને જાલમ જીલમ જેમ વાંક ખાય તેમ દુરના દુર થતાં જઈએ અને પાછો એકવાર થોડાં કદમ ઉપર તે જોવામાં આવે.

બંગલે પુગ્યા પછી મિત્રે પતેત તો ઠીક ભાવ્યા હશે. તેમને પોતાનાં દુઃખમાં શ્રિનગર હૈડે ચઢી આવ્યું હતું અને મેજબાનની ખોટ પણ લાગતી હતી; જયારે એમના નસીબવંતા સોબતીઓ સાંજ ખુશનુમાં પસાર કરતા હતા ત્યારે ઉરીના ડાક બંગલામાં ભાઈ થંડીમાં ધ્રુજતા હતા.

ઉરી એક સારૂં વેપારી ધામ છે, બંગલો પણ ખુબસુરત જગ્યામાં આવેલો છે. ત્યાં અખરોટ શ્રિનગર કરતાં સારી અને સસ્તી મળે છે. ઉરી પછીની વલાંણો અતિશય જોખમભરી આવે છે. જો રસ્તો છોડી મોટર આડી હટે તો નિચે ખીણમાંજ સીધી જયા વિના રહે નહિ. હાડકાં પાંસળાં પણ મેળવવાં મુશકેલ પડે. ઉરી પછી રામપુરમાં ઉતારૂઓ માટે સરસ આરાસ્તે બંગલો છે, અને ત્યાંનો દેખાવ પણ કાંઇ કમતી નથી.

કાશમીરી દરેક ડાક બંગલાની આસપાસના દેખાવ પહાડી દેખાવોથી ભરપુર છે અને તેજ પ્રમાણે અહીંયા પણ હતું. અહીંથી બીજું મથક બારામુલા હતું, જે વેપારનું અગત્યનું મથક તરીકે લેખાય છે.

ડોમેલ આવવા અગાઉ રાબેતા પ્રમાણે કાશમીરી જગાતના અમલદારોએ અમારી સારી જેવી ઝડતી લીધી. હથીઆર કેટલાં હતાં, વેચી શકાય એવું કાંઇ કાપડ હતું કે, પેટ્રોલ છુટું કેટલું હતું એ સર્વ ઉપર મક્કમ જગાત લીધી. અમલદારો ઘણાં માન આબરૂથી વર્તતા હતા, પણ પોતાની સરકારના હાથમાંથી રખેને નાણું થોડું પણ જતું રહેવા પામે તેને માટે ઘણા ઇંતેજાર દેખાતા હતા, મોટર ઉપર ધુળ ઘણી હતી તેથી મેં હસીને પુછયું આ સઘળી ધુળ અમે સાથે લઇ જતાં હતાં તેની ઉપર પણ કાંઇ વેરો હતો કે ? તેઓએ એટલાજ ખુશ મિજાજે ઉત્તર વાળ્યો કે વળતી સફર દરમીઆન વળી તેની ઉપર તેઓ તકેદારી રાખશે કે રખેને અમે તેઓના મુલકમાંથી એટલું પણ ફોકટનું લઇ જવા પામ્યે.

બારામુલા આગળ નદી શાંતિ ધરે છે, કાશમીરી બોટવાળાઓ બોટ લઇ આ જગ્યા ઉપર આવી થોભે છે અને સેહેલાણીઓ

ઉપર અહીંથીજ જાળ નાખે છે. આ જગ્યાએથીજ બોટ રાખી આસ્તે આસ્તે ખુબસુરત તળાવોના દેખાવો જોતાં જોતાં પસાર થવું જોકે મનોરંજક છે તે છતાં આ રીત ઘણી ખરચાળુ અને અગવડ કરતા થઇ પડે છે. શ્રિનગરમાં બોટ પસંદ કરવી ઘણી ઠીક થઇ પડે છે. વળી મારા જેવા મોટરના મુસાફરોને તો તેની ગોકળગાય જેવી ઝડપથી કંટાળો પણ ભારે આવે છે.

બારામુલા છોડયા પછી રસ્તો પહાડો છોડીને સપાટ મુલકમાંથી પસાર થવા લાગ્યો. જગેજગ નજર નાંખતાં બરફમાં ઢંકાયલા પર્વતો દેખાવવા લાગ્યા અને રસ્તાનો દેખાવ પણ બદલાયો. તેની બેઉ બાજુએ, સુંદર ટટાર સીધાં પોપલરનાં ઝાડો હરોળ મારી એકએકની નજીકમાં ઉભાં હતાં, જેની વચમાંથી એકદમ સરખો સીધો માર્ગ પસાર થતો હતો. આકાશ તો આ ઝાડોની વચમાંથી માત્ર ફાટ સમાન દેખાતું હતું.

બરફના પહાડ, પોપલરનાં ઝાડ, અને પાણીના સુંદર તળાવનો દેખાવ એ બધાં અમારી નજર સામે નવીન દેખાવ હતા. આ લીલોતરીવાળા સુંદર બેહેજતદાર દેખાવનો સ્વાદ ચાખતા અમે આગળ વધ્યા.

એક સરખાં ઉંચાં ટટાર ને પાતળાં પોપલરનાં ઝાડ જેને કાશમીરી સૂફીદા કહે છે તે ઝાડોએ આખે રસ્તે બેઉ બાજુએ સીપાહુની માફક સફ મારી ઉભા રહેવાનું ચાલુજ રાખ્યું હતું. જ્યાં સુધી નજર પોંહોંચે ત્યાં સુધી રસ્તો એક સરખો સીધો આજ પ્રમાણે દેખાતો હતો, જ્યારે આકાશ તો ઝાડોની હારોની વચમાંથી ફાટ સમાન નજરે પડતું હતું. લગભગ બે હજાર માઇલ ઉપરનો જે રસ્તો પસાર કરી આવ્યા હતા તે કરતાં એ રસ્તાનો દેખાવ વળી જુદોજ હતો.

## બારામુલાથી શ્રિનગર.



છેલ્લો પચીસ માઈલનો સપાટ રસ્તો બેઉ
બાજુ પોપલરના ઝાડના એવીન્યુથી દીપી
રહ્યો છે. આકાશ તો વચમાં ફાટ
સમાન દેખાય છે.

ગરીગામ આગળથી જીલમ નદીનો દેખાવ.



ખળભળતી જીલમ એક સરખી ઘોંઘાટ કરતી કાશમીરના
લગભગ આખા રસ્તા તુલક મળે છે.

ખુણે ખુણે જાત જાતની વિવિધ ખુબસુરતીઓએ અમારાં દિલ જીતી લીધાં હતાં જે આખર કાશમીરમાં આવી લાગવાને લીધે મલકાઇ રહ્યાં હતાં.

સફરનો અંત ઉતાવળે આવતો જતો હતો, માત્ર થોડાજ માઇલો હવે બાકી હતા પણ અધીરાઇ એટલી તો આવી ગઇ હતી કે આઠ આઠ કલાકની ચાલુ વેરાન મુસાફરીમાં વખત જેટલો ભારી લાગતો હતો નહિ તેના કરતાં પણ આ છેલ્લા થોડા માઈલ તેની અતિ રળીઆમણી મોહિની છતાં ભારી લાગતા હતા. દરેકે દરેક માઇલની ગણત્રી કરતાં ધારવા પ્રમાણે અમારે મુકામે આવી લાગ્યા.

અમારી સફરની ખબર હમવતનીઓમાં પડી હતી અને અનેક ચરચા પણ ચાલી રહી હતી. આટલા કારણસર અમારા જઇ પુગતાં અમને બગીચાનાં પાંજરામાં પુરેલાં પ્રાણીઓની માફક તેઓ તીકતાં હતાં, પણ લાયકીને ખાતર કોઇવાર મ્હોડુ ફેરવી નાંખવાની પોતાની ફરજ સમજતાં હતાં.

ધારેલી સફર ખતમ થતાં વાજબી ગરૂરી સાથે બેપરવાઇ આવી હતી અને ઉછાછળા જીવે દિલ ઉશકેરનારા હેવાલો કહેવાની તલબ થઇ તે તરફ મન દોરવાઇ જતું હતું. જો કે ધારવા કરતાં વખત વધુ લીધો હતો, છતાં સફર એક પણ અકસમાત વગર ફત્તેહમંદી સાથે કરી હતી. અમારી ઉપરની પડેલી લીલી સુકીનું દાસ્તાન તો આપી ગયો છું, જેનાથી સર્વ હવે અંજાણ્યા નથી.

એકાએક જઇ શ્રિનગરમાં અમે ઉભાં અને દોસ્તને ત્યાંજ ચાહ પાણી કરી હાઉસ-બોટની પસંદગી માટે બહાર પડયાં.

---

# પ્રકરણ ચૌદમું.

માઝીઓમાં ખબર થતાં તેઓએ પોતાની સર્ટીફીકેટ સાથે સર્વ દિશામાંથી અમને ઘેરવા માંડયાં અને સૌ સૌ પોતાની અને તેની બોટની તારીફ ઉતાવળમાં સંભળાવવા લાગ્યા. પોતાને તો અસીલ અસરાફમાં ખપાવતા અને મ્હોડાં ફાંચડાં કરી બે હાથ પોહોળા કરી કમ્મરમાંથી જુકી જઇ પોતાની કિશ્તિને તરતા મેહેલ સમાન દરસાવતા હતા. નિર્દોષ બિચારાઓ કાલા ને વાલા કરે. "જો હુજુર, જો હુકમ." શિવાય તો વાત નહિ. વગર હજ કરવે હાજીઓમાં ખપે તો કાંઇ એમજ ખપાય નહિ. કિશ્તિ પઠવા પહેલાં અને ત્યાર પછી તેઓની રીતભાતમાં મોટો ફરક પડી ગયો હતો. અમારી કિશ્તિના ભોળા બાવરચીની એક નાની ભુલ હું પછી કહીશ.

એક પછી એક ઘણી કિશ્તિ જોઇ અમને બર આવે એવી એક પસંદ કરી અને અમારા સાથીએ પણ તેમને માટે તેજ પ્રમાણે કર્યું.

શ્રિનગરમાં આ સાલ આગળ ઘણા વરસ નહિં પડેલી ગરમી પડી હતી જે વરસાદના વાખાને આભારી હતું. અમારી પધરામણી પેહેલાં માત્ર ચાર દિવસ અગાઉ સારો વરસાદ થઇ થંડક વ્યાપી રહી હતી. કિશ્તિમાં પેહેલી રાત સારી પસાર થઇ અને સવાર પણ ખુશનુમાં દેખાવની મજાહ ચાખતાં શરૂ કરી. આખો દિવસ અહીં ડોકયું, ત્યાં નજર નાખતાં પસાર થઇ ગયો અને સાંજ પણ એટલીજ ખુશનુમાં પડી. પેહેલેજ પ્રસંગે કાશમીરનો છાપ સારામાં સારો બેઠો હતો.

અમારી કિશ્તિ એક બહુ સંકડામણ વાળી જગ્યાએ હતી તે ત્યાંથી ખસેડાવી સોનવાર બાગ તરફ ચોખ્ખી, ખુલ્લી હવાવાળી જગ્યામાં લેવડાવી.

કાશમીરી હાઉસ-બોટ અને નદી.



જેને પગે પાંખ તેને નલાગે ઝાંખ.

## કાશમીરી હાઉસ-બોટ.




રહેવાનું વાહન
નામ હતું સ્વાન
અહિં ખાતાં પકવાન.
ઘરડાં થતાં જુવાન.

સોનવાર બાગ કાંઇ ખાસ બગીચો હતો નહિ. તે તો એક ખુલ્લી ખુબસુરત નદીને કાંઠે જગ્યા હતી, કે જ્યાંથી આસપાસના દેખાવો જોવાની મજાહ વિશેષ મળતી હતી. વળી ચોતરફ સફાઇવાળી ખુલ્લી જગ્યા એટલે અમારા આગળા મુકામ કરતાં થંડક વધુ હતી. વળી આ જગ્યાએથી ફરતાં મોટાં બરફવાળા પહાડનાં શિખર જોઇ શકાતાં હતાં. મોટામાં મોટું સુખ તો કિનારે ખુલ્લી ઝાડના છાયાવાળી જગ્યા હતી કે જ્યાં બેઉ મોટરો રાત દહાડો આરામમાં વખત કાઢતી. તેઓને અમારા કરતાં આસાએશની વધુ જરૂર હતી અને તેઓ માટેજ અમે એવી જગ્યા પણ જોઇ રહ્યા હતા.

સોનવાર બાગ તરફથી દેખાવનાં બાંકા જેટલાં પુંકચે તેટલાં ઓછાં છે. નદીનાં પાણી તળાવ સમાન શાંત અને સ્થિર હતાં, તેને પેલે પાર એક સરખાં પોપલરના ઝાડ ઉંચાં ને પાતળાં હરોલ માંડી ઉભાં હતાં જેના પડછાયા સ્થિર પાણીમાં તેવાજ સરખા ને લાંબા દેખાતા હતા. ચિનારનાં ઝાડો વચમાં વચમાં ઉભાં રહી તેઓની સફમાં ખલલ નાંખતાં હતાં. પણ બેલાશક દેખાવની ખુબસુરતીમાં અનહદ ઉમેરો કરતાં હતાં. આ બે ઝાડોની પછવાડે જુદી જુદી જાતના રંગવાળા આકાશનો દેખાવ જોવા લાયક થઇ રહેતો હતો. આ મોટાં ઝાડોની આસપાસ ફરતાં નાનાં ફળ ફુલના ઝાડો અને તેની બાજુના બરફના શિખર સાથનો દેખાવ ઘણો મનોરંજક હતો.

જ્યાં પણ નજર કરો ત્યાં ચિનાર અને પોપલર આ બે ઝાડો તો હાજરજ હતાં. તેઓ વગર તો કાશમીરજ નહિ એમ સમજવું; આ દેખાવો જોતાં અમો જડ ઘાલીને બેઠાં હતાં પણ અમારી મોટરની મજાહ ભુલી ગયાં હતાં નહિ. તેને દોડાવવાની મજાહ તો ચાલુજ હતી. માત્ર શાંતિને વખતેજ વિલોઝના ઝાડની ઘટા હેઠળ તેને આરામ કરવા દેતાં હતાં.

બોટ સાથે ખાનસામાં ટેબલ-બોય ભિસ્તી અને ભંગી એ બધા જોડાયલાજ રહે છે, જેઓ આપણી ખીજમતમાં મન માનતો પગાર લઇ હાજર રહેતા હતા.

ગરીબ બિચારો ખાનસામો હિસાબમાં કાચ્ચો એક વખત ભાજીમાં ગોસ તો બીજી વેળા ગોસમાં ભાજી રાંધી વળી ચાવલની એક વધુ ડીશનો સ્વાદ ચખાડી ખાલી પંદર રૂપીઆનો હિસાબ રાત્રે ગણાવતો હતો. બીજેજ દિવસે બોટ તેને છોડવી પડી. સારી સારી સટીંફીકેટો તે દેખાડવા આંવ્યો, પણ તે કાંઇ તેના અંકગણિતના ઉસ્તાદને જેબ આપી શકી નહિ.

ધુમસ રાત્રે મજબુત પડતો હતો જેના પ્રતાપે સવારના સર્વ ચીજ ભીનાઇ તરબોર થઇ જતી હતી. અમારી મોટરો પણ આ પ્રમાણે ભીનાઇ કાશમીરની ખુબીનો ખરો લાભ લેવાને ચુકતી હતી નહિ.

બે વધુ દિવસ ઠેકાણે પડતાં લાગ્યા અને ત્રીજે દિવસે ગુલમર્ગની ગુલજાર ટેકરી તરફનો રસ્તો ધર્યો.

આ તો વળી નવી નવાઇ કે કાશમીરને પણ ઉનાળાના દિવસ માટે થંડક વાળી ટેકરીનું સ્થળ જોઇએ, આ તો જીવતો જાગતો લુહારવાડે સોય વેચવાનો દાખલો હતો.

પહેલા બાર માઇલનો તો રસ્તો તદન સપાટ જગ્યામાંથી પસાર કર્યો ત્યાર પછીજ ધીમી ચાલુ ચઢાણુ લાગુ પડી. ખુબસુરતીથી ભરપુર જગ્યા પસાર કરતાં અમે વધુ ચઢાણવાળા મુલક તરફ ચઢતાં ચાલ્યાં. ઉંચી જગ્યા ઉપર પોહોંચવા પછીજ પોપલર ઝાડોની હારોએ અમારી પુઠ છોડી.

ઝાડપાન જુદાજ લેબાસમાં અહીં હાજર થવા લાગ્યાં, સેવટીનાં નાનાં નાનાં ફુલો સર્વે દિશામાં ગુચ્છાબંધ પંથરાઇ ગયાં હતાં. આ જગ્યાની મોહિની આગળ બીજી તમામ મિથ્યા હતી.

આ ઉંચાણુ મુલકમાંથી નિચાણુમાં પોપલર ઝાડની હરોળવાળા રસ્તા સાફ સાફ શ્રિનગર તરફ વલાણુ લેતા દેખાતા હતા. જેમ જેમ આગળ વધતાં ગયાં તેમ તેમ અનેક જુદાં જુદાં બરફનાં તોફાનોના દેખાવો ગુલમર્ગની પાસેના પહાડો ઉપર થતા નજરે પડયા, જાણે અમારે માટે ખાસ તમાશો કરવામાં આવ્યો હોય તે પ્રમાણે અમારી સામેથી એક મસ મોટું બરફનું તોફાન કડાકા ધડાકા સાથે પસાર થઇ ગયું.

વારંવાર છુટા મોટા છાંટા ધસારાબંધ તુટી પડી ખરેખર કાંકરાની માફક કપાળ ઉપર અમને લાગતા હતા. સામેના પહાડ ઉપર આવું બરફનું તોફાન જોઇ અમો તો ગભરાટમાં પડયા કે આ શું ? કોઇ દિવસ પણ આ બલા અમારો પીછો છોડશે કે ? આ અમારા બાબમાં આફત સમાન હતું નહિં, તે તો માત્ર અમારી સામેથી કુદરતી ચમતકારનો ચિતાર દેખાડતું ગાજવીજ સાથે પસાર થઇ ગયું. ગભરાટ તો માત્ર એટલોજ થઇ પડયો હતો કે જો આ બધું અમારી ઉપર તુટી પડે, તો અમારી શી દશા થાય.

તેની દયાનત કાંઇ દુખ દેવાની હતી નહિ. અમે જે રંજ અને ગંજ કુદરતની ખુબીના ચાહ માટે ઉપાડયો હતો ; કિરતારે તેની કદરશનાશી કરી, તેનાજ અવેજમાં અમારે માટે આ ખાસ તમાસો મુકયો હતો. કદાચ એને પણ ખાત્રી હશે કે અમો તેની ઘટતી કદરસનાશી કર્યા વિના રહેવાના નથી.

ખરેજ આ આકાશી તમાશો તેના અનેક અવતાર બદલતો, તરેહવાર દેખાવો કરતો, અનેક ચિતાર ચિતારતો, અજબ ધાટઘટમ લેતો, ગજબનાક શોરબકોર ઉઠાવતો, તેની તમામ દેહશત, ખોફ, મોટાઇ અને વખાણનારને માટે ખુબસુરતી દેખાડતો ગરૂરી સાથે અમારી સામેથી સલામી આપતો કુચ કરી ગયો.

આ કવાયત દરમીઆન ધાસ્તીને માર્યા દમ તો ઉપરજ ધરીને બેઠા હતા. જ્યારે તે પસાર થઇ ગયું ત્યાર પછી આને આટલો મોટો તરખાટ મચાવ્યા છતાં પણ દિલ આ દેખાવ એક વેળા ફરીને જોવાને કાકલુદી કરતું હતું.

નસીબવંતી ટોળીએ આગળ વધવા માંડયું; સામે ગુલમર્ગનો પહાડ દેખાતો હતો અને તેની બાજુમાં અલીપથ્થરનો પહાડ તરતનો બરફથી સફેદ લેબાસમાં સજ થઇ તેની અને ખુની કઢણો ઢાંકી દઇ ફરેસ્તાઇ શણગારમાં દેખાવ દેતો હાજર થયો. તેના હજુર્યા ખેલનમર્ગ અને લીલીયનમર્ગ ભોળાભાળા તેની પડોશમાં તપસા કરતા હતા.

અલીપથ્થર તો એક પણ ઝાડ વગરનો બાઉ હતો તે ઘણો નજીકમાં દેખાતો હતો પણ તે ઉપર પુગતાં ચાર દિવસની પગે કે ઘોડા ઉપર મંજલ કરવી પડતી હતી. જ્યાં વળી બરફ પડયા પછી તો જવાતું હતું નહિ.

કોઇવાર ત્યાં એકાએક બરફ પડવાથી ઉતારૂઓ એકાએક બહુ મુશકેલીમાં આવી પડે છે, અને નબળા સબળાને તો ઇજીપશીયન મમીની માફક બાંધી રૂધી રામબોલો કરીને ઉંચકી લાવવો પડે છે.

જેમ ટનમર્ગ પાસે આવતા ગયા તેમ તેમ ચઢાણ સખ્ત આવતી ગઇ. અત્યાર તુલક તો પસાર કરેલા સર્વ ઘાટના પ્રમાણમાં ચઢાણ કાંઇ વધુ હતું નહિ પણ હવા એટલી તો પાતળી હશે અને પેટ્રોલનું કારબ્યુરેશન એટલું તો અપૂર્ણ હશે, કે મોટરો નિચલા ગીયર ઉપર જઇ શકિત નહિ અને વારંવાર ઉપલા ગીયર ઉપર લેવી પડતી હતી.

અમારી આદત પ્રમાણે બસ કાંઇ પણ દેખાવ જોવા મળતો કે બસ બ્રેક બાંધી મોટર થોબાવી ઉતરી પડતા હતા અને પેટ ભરાતાં સફર પાછી ચાલુ કરતા.

## ગુલમર્ગ.



ગુલમર્ગ ઉપર સાંજના વાદળ, ગુલમર્ગની સબી લેવા કેમેરા લઈ જગેજગ દોડયા પણ એક પણ દિવસ ઝાંકળ અને ધુમસ કમી પડયો નહી.

# ગુલમર્ગ અને ગોલ્ફ.



લગભગ આખા ગુલમર્ગનો દેખાવ આ ચિત્રમાં મેળવી શકાય છે, નેડોનું હોટેલ સિઝનમાં ઠીક ધીકે છે ને વિસ્કીની બાટલીના માંથાં હજારોથી ભાગે છે. ગુલમર્ગનું એકજ દુખ હતું કે એક પણ દિવસ સારો ફોટોગ્રાફ લઈ શકાયો નહિ.

ટનમર્ગ આવી લાગતાં મોટરો માટેના ખાસ તબેલામાં તેને હવાલે કરી, તાળાં ચાવી લગાડી ટટ્ટુ સવારી ચાલુ કરી. ટટ્ટુઓ નાનાં અને કદરૂપાં હતાં પણ અમારી ટોળીમાંના ચુનંદા સવારોએ તેઓ ઉપર સ્વારી કરી તેના રૂપમાં વધુ બગાડો કર્યો હતો. સર્વે ધોબીના ગાંસડાની માફક ચઢી બેઠાં હતાં અને ઢોરની વંજારની માફક એક એકની પાછળ ખુંધા થઇ. ખભાં ચઢાવી, ડોળા ખાતાં માથામાં આંચકા લગાડતા કુચ કરી જતાં હતાં.

ચઢાણ અતિશય હતું અને રસ્તો માત્ર એક બે હાથ પોહોળો હતો. વળી કમબખત જાનવરને તદન કિનારી ઉપર ચાલવાની આદતને લીધે બધાં ઉપર બેડાં બેઠાં પ્રુજી ધબકીને મરી જતાં હતાં. ટટ્ટુવાળાને ટટ્ટુ વચમાં ચલાવવાની આજીજી કરતાં પણ આદત પડેલી એટલે તે એમ ચાલે શાનું? અને પેલો તેને ચલાવે પણ શાનો.

સંગલુ ને બદલું અને કાયલું એ બધાં ઝાડો એક પછી એક મુકતાં ચાલ્યા. આ જગ્યા ઉપરથી તોફાન પસાર થઇ જવાનાં ચિન્હ નજરે પડતાં હતાં, જેને લીધે સર્વ ચીજ ભિની થઇ ગઇ હતી. બિચારૂં કાયલું રડતું ઝારઝાર આંસુ ટપાટપ ટપકાવતું હતું. એનું નામ એના ઘાટઘટમ ઉપરથીજ આપ્યું હશે! તે આડુંતીડું વાંકુંચુંકું પાતળું અને જુજ પાતરાંવાળું તદન કાહેર થઇ ગયલું માત્ર બે ત્રણ ડાળીવાળું ઝાડ હતું. બદલું અને સંગલુ ઉંચા દેખાવનાં જુદી જુદી જાતનાં દેવદારનાં ઝાડ હતાં.

આવો બે માઇલ ઉપરનો ઉપર ને ઉપર રસ્તો કાપતાં સમી સાંજે સાત વાગે ગુલમર્ગ જઇ પોંહોંચ્યા. રસ્તામાં તાઢ સખ્ત લાગી હતી, જેથી ટટ્ટુ ઉપરથી લટકતા કોઇના દિવાસળી જેવા તો કોઇના ગોરાણીની ખાટલીના પાયા જેવા જાડા પગ થંડીથી

અકડી ગયા હતા. વળી બધાં અથંગ ઘોડેબાજ એટલે ઘોડા ઉપરથી ઉતરતી વખતે થાપાઓ રહી ગયા હતા એટલા માટે આ સ્વારી પછી સૌને ઉંચકીને હેઠે ઉતારવાં પડયાં હતાં.

રાત્રે તો ટીકડી ઝાડી નહિ એટલે ગુલમર્ગ શું તે સમજ્યા વગર પેટમાં સતકણુ અને બહાર પણુ સગડી સળગાવી સુઇ ગયાં. સવાર કડકડતી થંડી સાથે શરૂ થઇ, નવ વાગ્યે ડોકયું બહાર કાઢી ગુલમર્ગના રૂપ ઉપર નજર દોડાવતા થોભ્યા.

અમે એક ગોળ શિખર ઉપર હતાં જેનો મધ્ય ભાગ ગોળ અને સપાટ હતો. આ શિખરની ફરતી કિનારી ઉપર સરોવરનાં ઝાડ જેને દેશીઓ સંગલુ અને બદલું કહે છે તે ગીચોગીચ હતાં. નાનાં મોટાં ઘરો અ. ઝાડોના આસરા હેઠળ બાંધવામાં આવ્યાં હતાં. જો ખુલ્લી જગ્યામાં બાંધવામાં આવ્યાં હોય તો બરફ અને તોફાનના સપાટામાં તેઓ કાંઇ ટકી શકે નહિ. આટલા કાજે ઝાડનો આસરો લેવો પસંદ કર્યો હતો; તેમાં વસનારા પણુ તેટલીજ સલામતીમાં ઝાડની હેઠળ બરફ અને ઠંડીમાંથી બચી ભરાઈ છુપાઇ ગમત લેતાં હતાં. વચમાંનું ખુલ્લું મેદાન વિસ્કિ સોડાના મારા હેઠળ ગોલ્ફ અને એવી અનેક રમત ગમતમાં ગોરાઓથી હળીમળી રહેતું હતું. ત્યાંજ તેઓએ જીમખાનું સ્થાપ્યું હતું અને ટેનીસ કોર્ટ ઉપર પણુ તેઓની ધમચકરી એવીજ ચાલી રહેતી હતી.

આ જગ્યા બરફ પડયા પછી ગોરેસ્તાન જેવી થઇ રહે છે; ચોકીદારો શિવાય બીજા કોઇ ત્યાં રહી શકતા નથી જેઓ પણુ મહીનાઓનો ખોરાક સાથે રાખે છે, નહિતો કોઇ વેળા બરફ એટલું બધું પડે છે કે મહિનાઓ સુધી બહાર નિકળી શકાતું નથી. આ મેદાનમાં જ્યારે પુરૂં બરફ પડે છે ત્યારે તે પંદર ફીટ જેટલું ભેગું થવા જાય છે.

હોટેલ ખુલ્લી જગ્યામાં એક ટેકરીને કિનારે આવ્યું હતું, જ્યાંથી ચારે દિશાનો દેખાવ ખુલ્લે ખુલ્લો જોઇ શકાતો હતો. એવી ઉંચાણ અને ઉઘાડી જગ્યાને લીધે થંડી ઘણી સખ્ત લાગતી હતી. બરફવાલા અલીપથ્થર ઉપરનો શિતળ પવન ફું ફું કરતો હાથ પગ થંડા કરી નાંખતો હતો જેને લીધે વારંવાર સગડીનો આશરો લીધા વિના છુટકો રહેતો હતો નહિં. પ્રવાસ દરમીઆન દરેક ઉતાવળ કર્યા છતાં ગુલમર્ગની સીઝનની આખરીએજ આવી લાગ્યાં હતાં. સારે નસીબે ચોઘડયું અમારી તરફેણમાં રહ્યું, નહિં તો સીઝનની આ વખતે હાડમારી ઘણી પડે છે.

અહીંથી અમે ખેલનમર્ગના સુશોભીત શિખર ઉપર ગયા. આ જગ્યા ગુલમર્ગથી માત્ર ત્રણ માઇલ પર હતી પણ ચઢવાનો ઘાટ ઘણો કઠણ હતો, જેથી ટટ્ટુને પણ ચઢવાની આબદા ઘણી પડતી હતી. જમીનમાંથી પાણીનું પજરણ ચાલુ રહેતું એટલે તે ઘણી ચિકણી થઇ રહી હતી. જ્યાં પણ પગ મુકયે ત્યાંથી સરી પડવાનો સંભવ હમેશ રહેતો હતો. ડાંડીમાં બેઠેલાં તો સુખી હતાં પણ પગે ચાલનારા વારંવાર જમીન માપતાં હતાં. ટટ્ટુ પણ કોઇ કોઇ વાર પગ સરકાવી પહોળા કરી પેટ ઉપર પડતું. પણ ટોચ આવી લાગતા ને સાથે અમારા સઘળા શ્રમનો બદલો એક પળ વારમાં મળી ચુકયો અને ત્યારપછી જે કાંઇ જોયું તે તો એનું ચક્રવૃદ્ધિ વ્યાજ હતું.

આખું ચોગાન નાના બેઠા રંગબેરંગી એક સરખા છોડવાઓથી પંથરાઇ રહ્યું હતું. સખ્ત થંડીને લીધે તરેહવાર રંગના પીળા, લીલા અને ઘેરા તપખીર્યા મોટાં કકરાં કોતરી કાઢેલાં પાતરાં, હાથીના કાનની માફક ખડાં રહ્યા હતાં, જેમાંથી ખુબસુરત છડીદાર ફૂલનો લચ્છો જન્મ લેતો હતો. આ એકે એક

છોડવાઓ ચઢતામાં ચઢતી કારીગીરીના નમુના સમાન શ્રેષ્ટમાં શ્રેષ્ટ હુન્નરમંદીથી ગોઠવ્યા હોય તે પ્રમાણે દેખાતા હતા.

પછવાડે લાંબા ઉંચા છુટાં છવાયાં સરોવરનાં ઝાડ ટટાર ઉભાં રહી, ડોક નિચી નમાવી પેટની પુંજા કરતા નિર્દોષ ઘેટાં-ઓની પાસબાની કરી એ ગરીબ પ્રાણીઓને કુદરતી કોપમાંથી બચાવી ઉગારો કરતાં હતાં.

અલીપથ્થર આ જુદા જુદા રંગોમાં ઉમેરો કરી આપી પોતાનો પણ હિસ્સો આપતો હતો. ત્યાંથીજ જન્મ લેતા બીજા નાના ડુંગરાઓ આ ચિતારને વધુ રોનક આપતા હતા.

વાદળ વારંવાર ચઢી આવી અમારા નચિંત સુખમાં ખલલ કરતાં હતાં. આ તકનો લાભ લઇ ઘરે પહેલું જવા મળે એટલા માટે, ટટ્ટુ અને ડાંડીવાળા માણસો, કોઇ વેળા થઇ આવતાં મોટા તોફાનો અને વાવીઝરડાંની અગવડની વાતો મરચું મસાલો ભભરાવી કાન ઉપર નાખી અમારા બાર ધબ-કાવી મુકતા હતા. અલીપથ્થરને નામે તો બ્હી જઇ ત્યાં જવા નાજ વાસતા હુતા અને વળી ઉમેરતાં કે ત્યાં કોઇ આ વખતે જાય તો તેની પાછા ફરવાની આશા હતી નહિ.

ચોતરફના સુંદર દેખાવો કલાકો સુધી નિહાળતાં ખુશ-નુમાં વખત પળ વારમાં નિકળી ગયો. બે કલાક થોભ્યા અને સર્વ દેખાવોની મનમાનતી કદરશનાશી કરી તોપણ કાંઇક અધુરૂં રહી ગયું હોય એમજ લાગતું હતું.

ચાહો તેટલો વખત ત્યાંજ ગાળો તે છતાં પુરો સંતોષ મળે એવી આશા મિથ્યા હતી. તેના દરેક કલાકે બદલાતા અવતાર ચિતારવાને દિવસોના દિવસ ત્યાંજ ગાળવા પડે. મહી-નાઓ સુધીના મુકામ પછી છેલ્લે દિવસે તો જ્યારે હેઠળ ઉતરીએ ત્યારે પણ અધુરૂંજ મુકેલું માલમ પડે.

ખેલનમર્ગ.



આ ચિત્ર જોવા ચિતારાની આંખ અને ઉતારવા ચિતારાની પીછીની જરૂર છે.

ગુલમર્ગથી ટનમર્ગ.



મોટરમાં દોડ મારનારાને આ સુસ્ત સફર
દુખ્યારી લાગતી હતી.

કમબખ્ત ઠાંડી અને ટટ્ટુના ઉતાવળ્યા માણુસોને લીધે આ સ્થળ કાંઇક પુરો સંતોષ મળે તે અગાઉ છોડવું પડયું. પાછા વળતાં દરેક પગલે એક વખત ફરીથી ડોકયું ફેરવી તેની લેહેજત ફરી ફરી ચાખી લેવાને દિલની આજીજીને આધીન થવું પડતું હતું. ખરૂં પુછાવો તો પાછલેજ પગલે આ જગ્યા છોડી અને નિચે ઉતરવા સાથે અમારી મુશકેલી શરૂ થઇ. ચિકાસને લીધે ટટ્ટુ સરી પડી જમીન માપતાં હતાં. જો દયાના માર્યા અમે પગે ચાલતાં તો અમારો હાલ એવોજ બલકે એનાથી પણ નપેતર થતો હતો અને પગ લપસી જતાં મરજી વિરૂદ્ધ બેઉ હાથ જમીન ઉપર ટેકવી બેઠક લેવી પડતી અને આ દાવપેચની શાબાશીના બદલામાં પાટલુનની બેઉ બાજુએ મોટી કાશીની છાપ પડતી. બેહેતર ટટ્ટુ પડે તો કાંઇ નહિ કરી તેની ઉપર સ્વારી કરી અમે સર્વ પાછાં ફર્યાં.

ગુલમર્ગ આવનારા સર્વ મેહમાનો આ સ્થળની મુલાકાત લેવાનું ચુકતા નથી.

હોટેલમાં સર્વ જાતનું સુખ સારૂં હતું, દુઃખ માત્ર એટલુંજ લાગતું કે ભઠ્ઠીમાં લાકડાં બળે તેને માટે પણ પૈસા ઓકાવવાનું ચુકતા નહિં. ઓરડાઓમાં બાળીએ તેના તો લેતા તો લેતા પણ સામાન્ય જમવાના ઓરડાની ભઠ્ઠી સળગાવતાં તેનો પણ દરમીઆનો લેવા ચુકતા નહિં.

બની શકતે તો વધુ રહેતે પણ આસપાસની ટેકરીઓ ઉપર બરફ પડી ચુકયું હતું અને અહીં પણ કયારે તુટી પડશે તેની ખાત્રી મળતી હતી નહિ. થંડી વિશેષ હતી તે સબબે એક બે જણુને ચીલબ્લેન થઇ ચુકયું હતું એટલે વધુ થોભવામાં સાર હતો નહિં.

ચીલબ્લેન તે કાંઇ નવી જાતનું કાશમીરી ભેજું સમજતા ના, તે કાંઇ અહીંની પેદાયશનું શિતલ ભેજું નથી; એ તો એક જાતનું થંડા મુલકની સખ્ત થંડીને લીધે થતું હાથ પગ અને નાકનું દર્દ છે. નાનું સરખું નુકશાન તો બસ એમાં એટલુંજ થાય છે કે જો એ વ્યાધિ જોરમાં થઇ હોય તો આંગળાં અથવા નાક ખરી જઇ હમેશ માટે ખુપડાં જેવું હેરાન કરતું અટકે છે.

ગુલમર્ગ છોડવા પહેલાં બાબારીશી જેની ખુબસુરતીની તારીફ ઘણી સાંભળી હતી તેની મુલાકાત લેવાનું નક્કી કર્યું અને તે ગોઠવણ પ્રમાણે એક બપોરે બહાર પડયા. ડાન્ડી અને ટટુના માણસોના કહેવા પ્રમાણે રસ્તો ધર્યો. થોડેક ગયા કે ધોધમાર પાણીનો મોટો ઝરો સાથે લાગ્યો. કુદરતનું ઉડાઉપણું અને ફોકટનો લખલુટ બગાડ જોતાં નિચે ને નિચે અમે ઢોળાવવાળો રસ્તો કાપતા ગયા. માહાબલેશ્વરની બ્લુ વેલીના જેવો રસ્તો કાપતા બરફના દુરના પહાડ ઉપરથી વિખરાઇ જતાં તોફાન નિહાળતા બાબારીશી આગળ આવી લાગ્યા. શરૂઆતમાંજ કુદરતી હાજતે બેઠેલાં ગામના બાઇ અને ભાઇ ભાંડુઓએ રસ્તામાં વધાવી લીધાં. મ્હોડું ફેરવી બીજી દિશામાં જોતાં અમે ઉભાં, રસ્તો સાંકડો અને વળી તેજ રોકીને બેઠેલાં એટલે અમારા તો જીવ ઉપર આવ્યું, પણ અમારી સાથવાળા અનુભવી હજુર્યાના આગ્રહ આગળ નમી જઇ મક્કમ મને સુગ બાજુએ મુકી અમે પણ આ અણધારેલી આફત પસાર કરી ગયા.

વાહરે બાબારીશી ! માઇલોની મંજલ કાપતાં ટટુના ફાટાં તુટાં ખડબચડાં જીન સાથે ચામડાં છોલાય એટલું આંગ ઘસતા ચાલી ચલાવીને આવ્યા તે શું આના દર્શન કરવાને માટે કે ? સગનમાંજ પમરાટ તો એવો મળ્યો કે સર્વેને રૂમાલનો આસરો લેવો પડયો. પડાવ ત્યાંજ થોડા ચોરસવાર ખુલ્લી

## શ્રિનગરથી ગુલમર્ગનો રસ્તો.



શ્રીનગરથી ટનમર્ગ મોટરમાં જઈ શકાય છે, જ્યારે ટનમર્ગથી
ગુલમર્ગ ચાર માઈલ ટટ્ટુ કે મંચીલમાં જવાય છે.
બધાના ભાવ નક્કી કરી આપેલા છે.

બરફનું તોફાન.



ફિરોઝપુર નાળાપરથી દેખાતું ગુલ્મર્ગ
ઉપરનું બરફનું તોફાન.

જમીન હતી તે ઉપર નાંખ્યો. આ જગ્યા એટલી તો ભેળસેળ ખુબીખામીવાળી હતી કે તેનું થોડું ઘણું ધ્યાન આપવું ઠીક થઇ પડશે.

આ ગામ ગીચોગીચ પહાડના છેડા ઉપર ચાંચ કાઢતા એક મસ મોટા ખડકને નાંકે વસેલું હતું. તેનો દેખાવ લાંબેથી ખુશનુમાં હતો પણ તેને નિહાળવાની મજાહ દુરથીજ હતી. નજીકમાં જતાંજ મારા દરશાવ્યા પ્રમાણે તે ગલીચીથી ભરપુર હતું. વળી તેને મથાળે પણ ઝાડની ઘટા સાથનો પહાડ એટલે આફતાબનાં કિરણનો લાભ તેને મળતો હોય એમ દિસ્તું ન હતું. પાણીના ઝરા ત્યાંથી વહી જતા હતા એટલે જગ્યા ભીનાસ-વાળી થઇ રહી હતી.

આખા કાશમીરમાં જાણીતા થઇ રહેલા પીરની આ જગ્યા હતી, કે જેની હજુરમાં પગરખાં ઉતારીનેજ હાજર થવાતું હતું. જગ્યા તો એટલી નિર્મળ કે જ્યારે પોતાના સાથે પગ મુકતાં જીવ કમકમે તો પછી તેના વગર તો કેમ થાય. ત્યાં જવાના અખાડા કરી દુરથીજ ચાલુ મુકવામાં મજાહ માની. પહાડ ગીચ ઝાડીથી ભરપુર હતો. એમાં અખરોટનાં સંગીન ઝાડ પણ ઘણાં હતાં એટલા થકી રીંછની વસ્તી પણ પુષ્કળ હતી.

વાઘ ગામમાંથી કુતરૂં બકરૂં ઉપાડી જઇ તેની હાજરી નોંધાવી જતો હતો. શિકારીની બાતમી પ્રમાણે કસ્તુરા તે એક જાતના નાના હરણ જેની ડુંટીમાંથી કસ્તુરી નિકળે છે તે પણ પુષ્કળ હતાં, પણ તેનો શિકાર કરવાની સરકારે મનાઇ કરી હતી. દુરની થંડી નિચાણવાળી ખીણોમાં અને તેની આસપાસ પર્વતોમાં સાબર પણ મનમાનતાં હતાં.

એકંદરે જોતાં આ જગ્યાની ખુબસુરતી પુષ્કળ હતી પણ ગંદા રેહેવાસીઓએ પરેસ્તાનને દોજખ સમાન મેલું રાખ્યું હતું.

અહીંથી પાછા ફરી આબારીશીની ખુબી ખામી ઉપર વિચાર ચલાવતાં, આનંદી ગુલમર્ગમાં ધુમસમાં સાંજને છેડે આવી લાગ્યાં.

સુશોભિત ગુલમર્ગ ! તારૂં તો મને એકજ દુઃખ હતું. એક પણ દિવસ ખુલ્લી સફાઇવાળી હવાનો હતો નહિ કે તસબીર ઉતારી તારે માટેનો મારો ચાહ સાબીત કરૂં.

ગુલમર્ગની પાસે ખેલનમર્ગ અને તેની પાસે નગીનમર્ગ નજીક નજીકમાંજ હતાં. નગીનમર્ગ ખેલનમર્ગ જેવોજ હતો પણ ત્યાં બરફના દેખાવની ગેરહાજરી તરત માલમ પડતી હતી.

આ જગ્યાએથી શ્રિનગર તરફની વળતી મુસાફરી ચાલુ કરી, ટટ્ટુ અને ડાન્ડીમાં એક કલાકનાં ઉતરાણ પછી ટનમર્ગ કે જ્યાં અમારી મોટરો છોડવામાં આવી હતી ત્યાં આવી લાગ્યા. જતી વેળાની સ્વારી દરમીઆન બીનઅનુભવી સ્વારોને ટટ્ટુની સ્વારીનો સ્વાદ એવો તો લાગ્યો હતો કે આ વેળા ડાંડીજ તેઓએ પસંદ કરી.

આ મનમોહિત આશ્રમ છોડતાં દુઃખ તો લાગ્યું પણ જ્યાં હોટેલજ બંધ થવાનું ત્યાં હવે બીજો કાંઇ ઇલાજ રહ્યો નહિ. ઉપરથી જોસભેર વેહેતું પાણી ફિરોઝપુર નાળાં આગળ ઓળંગી ટટ્ટુ અને બીજાઓને રૂખસદ આપી, અમારી મોટરોનો હવાલો લઇ, તેની ઉપર સ્વાર થઇ શ્રિનગર તરફની કુચ ચાલુ કરી.

મોટરનો કબજો લેવા સમેત એકવાર ખુશાલીથી ફરીને લોહી ફરતું થયું. અમારા અભિપ્રાય પ્રમાણે મોટરોની મુસાફરી સમાન બીજી કોઇ હતી નહિ. તેમાં જગ્યા લેતાં સાથે આરામનો તફાવત તાબડતોબ માલમ પડતો હતો.

રસ્તાની મોહિની નિહાળતા ઉતરાણ ઉપરથી ધીમે ધીમે સફર ચાલુ કરી. બીજી મોટરને આ ઢળાવ ઉપર જે શૂર

છુટયું કે અમને પાછળ મુકી તેનું શૂરાતન ખમીર દેખડાવતી ફડફડાટ આગળ નિકળી ગઇ.

વળતી વેળાની ત્રીસ માઇલની સફર કાંઇ પણ દિલ ઉશકેરનારા બનાવ અથવા તો આકાશિત ચમત્કાર વગર પસાર થઇ ગઇ.

આ રસ્તા ઉપર વિચીત્ર તરેહનાં વપરાતાં ગાડાં ઉપર તમારૂં ધ્યાન ખેંચીશ. કાશમીરમાં સર્વ અસબાબ ટટ્ટુ ઉપર લાવ લઇ જવામાં આવે છે. ગાડાં જેવું તો કાંઇ જોવામાં આવતું નથી. પણ ખેડુત લોકો લાકડાંનું ચોકટ બનાવી, ઝાડનાં થડનાં બે જાડાં ઢીમચાં લઇ તેમાં બુરાક પાડી તેને પૈડાં તરીકે વાપરી ચાર આઠ આનામાં તો આખું ગાડું તૈયાર કરે છે. એ નાના બળદની મદદ વડે ઘાસ અથવા કડબ એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જવામાં તેનો વપરાસ કરે છે. પાછળથી તેનો દેખાવ એક રસ્તાને લાગી રહેતો ઘાસનો ઢગલો ધુળ ઉડારતો ઘસડાતો હોય તે પ્રમાણે દેખાય છે. આ જાતનું ગાડું આ પહાડી મુલકમાં કદાચ અનુકૂળ થઇ પડતું હશે.

એકવાર ફરીથી સુફીદાના ઝાડની હુરોળવાલો રસ્તો કાપતાં શ્રિનગર ટુંક વખતમાં આવી લાગ્યા અને અમારી સુંદર કિસ્તિમાં ઠર પડયા.

રસ્તો ઘણો વેહેલો ખલાસ થયો હતો. એક તો ઉતરાણ અને બીજું તો આ વખતે બરફનું કે એવું બીજું કાંઇ તોફાન પસાર થતું હતું નહિ કે તેમાં લોભાઇ જઇ તેની ચુંગાલમાં ફસી પડયે. સૂર્ય માથે ચઢયો હતો એટલે મુંગે મ્હોડે રસ્તો એક સરખો કાપતાં હતાં. વળી તેની સાથે ગુલમર્ગની બક્ષેસ ચીલબ્લેન ચોંટેલી એટલે તે લોક પણ પગ

માથે ચઢાવી કાંસતાં કરાજતાં પોતાની શકિત પ્રમાણે સફરને એહેલાવી રહ્યાં હતાં.

કિસ્તિમાં ઠર પડતાં ત્યાંના નસીબવંતા ચીલબ્લેનના અનુભવીઓને તેને માટેનો અનુભવ અને દવાદારૂની તદબીરની પુછપરછમાં દહાડો ખલાસ થયો.

થોડા દિવસ પછી મારી મોટરમાંના સાથીને ઘેરથી તેઓના પીતાની ગંભીર બિમારીના સમાચાર મળતાં એકાએક અમારો સાથ છોડવો પડયો અને તેની સાથે સબકતાં માસીની ગેરહાજરીમાં તેઓની પનોતી સરોસનો લાભ ખોહી દિધો. તેઓની યાદમાં કેટલાક દિવસ ગાળ્યા પછી, ઇસલામાબાદ અને તેની આસપાસના પરગણાને પ્રવાસે નિકળવાનો દિવસ ઠેરવ્યો.



ચાર મળ્યા ચોટલા ત્યાં અટક્યા રોટલા.



સાંજને છેડે હાઉસ-બોટ છોડી શિકારામાં સર્વ બે ઘડી સહેલ કરવા નીકળે છે. મોટરની આદત હોય તો અખાડાજ કરજો. મ્હોડાંમાં ક્રિક આવશે.

હાઉસ-બોટ અને તેની સાથની ડુંગા-બોટ.



આ તરતા ઘરોની ખરી મજાહ તો એ છે કે તમે બોટના માજીને હુકમ આપી નિરાંતે સુઇ જાઓ. સવારે તમારી અચરતીમાં તમે તમને બીજે સ્થળે પડેલા જોશો, બસ એટલુંજ કે જરા ખરચાળુ છે. માજી વધુ માણસો લગાડી વધુ પૈસા કઢાવે છે. માણસો આગળથી ગણી રાખજો કે પૈસા તોલતા હરકત આવે નહિ.

# પ્રકરણ પંદરમું.

શ્રિનગર ઇસલામાબાદનો ફેરો.
બુમ્ઝુ ગુફામાં પડેલી જફા.
શિકારની સેહેલગાહ અને
જાદુએ ઉપજાવેલો અચંબો.

શ્રિનગર શહેરની ખરી ખુબી તો તખ્તે સુલીમાન અથવા તો હિંદુઓ જેને શંકાચાર્ય કહે છે તે ટેકરી ઉપરથી જોવા મળે છે. એક બાજુ જીલમ નદી પુર શાંતિમાં આડી અવળી મોટા અજગરની માફક પડેલી છે, જેની ઉપર સાંજના નમતા સૂર્યનાં ઢળતાં કિરણુ થાળી જેવાં સ્થિર પાણી ઉપર પડી આયના સમાન ચળકાવે છે. જ્યારે તેના અવેજમાં તેનાં ઝલકતાં પાણી, પ્રકાશના કાયદા પ્રમાણે તે કિરણોને ફોડી રવીને ઘટતા રંગમાં શોભાવે છે. તેના કિનારા ઉપરના પીળા પોપલરના ઝાડની હરોળ અને તેની વચમાં ગાબડાં પાડતાં શિયાળાની શરૂઆતમાં લાલ થતાં ચિનારના નદીમાં પડતા પડછાયા ખુશનુમાં દેખાવ આપે છે. નદીમાં કિસ્તિ રાતને વખતે વિજળીક દિવા સાથે અદભુત રોનક નાંખતી હતી. ટેકરીની બીજી બાજુએ ગોરાઓનું માનીતું દાલ સરોવર તેના રંગબેરંગી દેખાવો સાથે મહાન ચિત્ર સમાન દેખાય છે, અને ખરેખર કુદરતની કરામતનો અદભુત ચિતાર તે કાંઇ પણ શક વગર આપે છે. લીલા અને પીળા, આસમાની અને કાળા, લાલ અને પીરોજી આ સર્વ રંગ તેમાં જોવામાં આવે છે.

શિકારામાં બેસી આ રંગીત સરોવરમાંથી શાંત અને મીઠે ચેહેરે પસાર થતાં આપણે પણ એક ચિત્રના વિષય થઇ પડયે તેમાં કાંઇ શક નથી.

તે તળાવમાં તરતા વિશાળ ટાપુઓ જોવામાં આવે છે જેની ઉપર અસલ તો કમળના પુલપાનનાં જંગલોનાં જંગલો હતાં પણ હવે તો તેની ઉપર ઉત્તમ પ્રકારની તરકારી ઉગાડવામાં આવે છે. આ તરતા કમલના ટાપુઓ તેના મોટા ખુબસુરત સફેદ ગુલાબી પુલો અને તેના કરતાં પણ મોટાં લીલાં એકસરખાં પંથરાઇ રહેલાં પાતરાં જોતાં આંખ અંજાઇ જાય છે, અને એની ઉપરથી કેટલોક વખત હટતી નથી.

પૃથ્વીના તમામ ખુણામાં ચોરીઓ થાય છે, કોઇ કપડાં ચોરે, તો કોઇ સોનું ચોરે. વળી એડનવાસી હોય તો ચોખા કે મધ ચોરે, ભુલી તો કેમ ગયા. પાલસનેરના ડાક બંગલાની ડોસી હોય તો સાબુ ને તેનો જરમન ડબ્બો ચોરે, પણ કાશમીરમાં તો જ્યારે ચોર પાવરધો પડે ત્યારે એકાદ તરતો ટાપુ ચોરી લઇ તેને પોતાની જમીન તરફ ધકેલી જાય.

જો દુખ હોય નહિ તો સુખની મજાહની કિમત થાય તો કેમ. આ ગણુત્રી પ્રમાણે નદીમાંથી સરોવરમાં દાખલ થતાંજ હરોળબંધ જાજરૂઓ જોવામાં આવે છે. વળી કોઇ વેળા તો પાટયા વિનાના ચોકટાં, જે બાકી રહી ગયાં છે જેનો વપરાસ કરતાં આસામીઓ નિરાંતે નચિંત જીવે તેમાં બીરાજેલા જોવામાં આવે છે. વળી ઘણું થાય તો તેઓ આંખો મિચી દે છે અને એમજ સમજે છે કે એ લોકોને દેખાતું નથી તેથી દુનિયાં એ લોકોને પણ જોતી નથી.

દલ સરોવર તેના સુંદર દેખાવો સાથે સૌથી સરસ સરોવર હોવું જોઇએ.

ટેકરી ઉપરથી શ્રિનગર ઘણું મોટું અને રળીઆમણું દેખાય છે, પણ તેની ખુબસુરતી તો બાબારીશીની માફક લાંબેથીજ જોવામાં સાર છે. તે નદીને કિનારે કિનારે વસેલું છે

શ્રિનગર અને જીલમ નદી. એક બીજો દેખાવ.



સાંજે અને સવારે જીલમ નદીમાં હાઉસ-બોટ તેમજ પોપલર
અને ચિનારના ઝાડના પડછાયા ઘણાજ સ્થિર ને ચોખ્ખા
જોવામાં આવે છે.

શ્રીનગર અને જીલમ નદી.



ત્યાંના રહીશો બોટમાં રહેતા નથી. તેઓ લાકડાના ઘરોમાં રહે છે. ઘર એક મજલાના હોય છે. પણ પાયો એક દિશામાં તો છાપરૂ બીજી દિશામાં ધસેલું દેખાય છે.

તેથી આવવા જવાનો વેહેવાર હોડીઓ જેને શિકારા કહે છે તે મારફતે ચલાવવામાં આવે છે.

હરીપરવતનો કિલ્લો તો જ્યાંથી પણ નજર ચલાવો ત્યાંથી દેખાયા વિના રહેતો નથી; તે નિચાણવાળી જગ્યાની વચમાં ઉંચી ટેકરી ઉપર જડ ઘાલી બેઠો છે.

કેટલાક દિવસ પછી અમારી કિસ્તિ ત્યાંના મીઠા ઠગારા વેપારીઓએ ઘેરવા માંડી, કેટલાકોએ તો પેહેલે નોકરોને સાંધ્યા, જે બનાવથી અમો અંજાણ્યા હતા નહિ અને નચિંત જીવે તે પ્રમાણે થવા દીધું. કચરા જેવી ચીજનાં પણ મોટાં મોટાં દામ દેખાડવાની ચાલાકી ચલાવવા માંડી. તેઓ પોતે જેવા મૂર્ખ હતા તેવાજ સર્વેને સમજતા હતા. બેલાશક જ્યાં ગોરાઓ અને તેઓની સાથે તેઓના બંદરશાહિ ચેલાઓ પારસીઓ હોય ત્યાં મોઘવારી તો થયા વીના રહેવાની નહિં. જે માલ અસલ બે આને હતો તેનું દામ હાલમાં એક રૂપીઓ બોલાતું હતું, એવો હિસાબ હતો. અમે લોકે તેઓની રીતભાત ઘણા દિવસ જોયા કરી અને કોઇ બીજા માલ ખરીદે તે ઉપર નજર રાખતા રહ્યા. એ પ્રમાણે જોઇતી ચીજ માટે ઉતાવળ નહિ કરતાં થોભી ગયાં. આચંદે બધાજ વેપારીઓ પાસેથી માલ જાંગડ રાખ્યો જેઓ એક એકના લોહીના તરસ્યા હતા અને પોત પોતાનો માલ એક બીજાથી છુપાવતા ફરતા હતા કે રખેને બીજો તેનો નમુનો જોઇ લે.

છેલ્લે વખતે બધાને એક એક સામે અફડાવી માર્યા. જોઇ લેઓ મજાહ! તેઓ શૂર ઉપર ચઢયા અને માલનો ભાવ તડાકા બંધ ઉતર્યો. અમારૂં કામ પાર પડયું, જોઇતી ચીજો અમારે ભાવે અમને મળી. એ રીતે કાશમીરને પણ પાઠ શિખવવા નસીબવંત થયા.

શ્રિનગરમાં બગીચા માત્ર બે છે. એક નીશાત બાગ અને બીજો શાલેમાર, જેઓ આજ દિવસ સુધી મોગલ બાદશાહની ઈધાણી જાળવી શકયા છે.

ખરેજ મોગલ સલતનતના હાથ ને પગ ઘણા મોટા હોવા જોઇએ. આવા અતિ ઘણા દુરના મુલકમાં જઈ ચઢવા તેઓએ છોડયું હતું નહિ. જો હાલના જમાનામાં ત્યાં જતાં આવી હલાકી પડે છે તો તે વખતે જ્યારે રસ્તા હતા નહિ ત્યારે કેટલી હલાકી ત્યાં પુગવા પડતી હશે? તે છતાં પણ આ શોખીન બાદશાહો ત્યાં જઇ ચઢવાનું ચુકયા હતા નહિ. વળી ગયા તો ગયા પણ સાથે હિંદના ચુનંદા કારીગરો પણ લેતા ગયા, જેઓએ પોતાની કારીગીરીથી આ બગીચામાં નામ અમર કર્યું છે, જ્યાં આજ દિવસ સુધી તેઓના બનાવેલા ફુંવારા ચાલુ ઉડે છે.

નીશાત બાગમાં દોઢસો અને શાલેમારમાં બસો ફુંવારા દર આતવારે છોડવામાં આવે છે જેની મજાહ ચાખવા ઘણા સેહેલાણીઓ ઉતરી પડે છે. સેંકડો ડેલ્યા અને જીનીયાના રંગ-બેરંગી ફૂલો તેની મોહિનીમાં ઉદાર ઉમેરો કરે છે. ત્યાંની ઘાસની લોનો ચાલનારના પગને અજબ લ્હેજત બક્ષે છે. આ પરીયાંઓનું પરેસ્તાન છે તેમાં કાંઇજ શક નથી. એની મોહિની એટલી છે, કે દિવસભર દિવસ ત્યાંજ ભટકયા કરીએ તોએ મન કે તન બેમાંનું એક પણ તેનાથી થાકતું નથી.

આ બગીચા છોડી બે માઇલ આગળ હારવનનું વિશાળ તળાવ આવેલું છે. તે એટલું તો મોટું અને ખુબસુરત છે કે આટલી નાની કલમ તેની કુદરતી ખુબીનું બ્યાન દર્શાવી શક્તિ નથી. આજ તળાવ સર્વે ફુંવારાને ખોરાકી પુરી પાડે છે અને શેહેરને પણ પાણી એમાંથીજ મળે છે. તળાવની આસપાસ

## નિશાત બાગ.



નિશાત બાગમાં ચઢઉતરના તખતા પર ફૂવારાની હારો લાગેલ
છે. સેહેલાણીઓ ફૂવારાની મજાહ ચાખવા સેંકડોથી ઉતરી પ
છે. ફૂવારાને બગીચા મોગલ બાદશાની મોટાઈના નમુના છે

## નિશાત બાગ.



બગીચામાં ફુવારાના પાણી એક ઉંચા છાલકા તખ્તામાં જમા થઈને ત્યાંથી નીચે બીજા તખ્તામાં સરી પડે છે અને એજ પ્રમાણે પાછું નીચે ત્રિજા તખ્તામાં જઈ પુગે છે. તખ્તા પરથી ઉતરી આવતા પાણી દરેક કાશમીરી બગીચાઓનો શણગાર છે. નિશાત બાગમાં આવા સાત તખ્તા છે.

ચીત્તા, વાઘ, રીંછ, સાબર એ સર્વે ઘણા મળે છે. આ રાજા સાહેબની શિકારની રખ છે.

શેહેર દુરથી જોવામાં જેટલી મઝાહ પડે છે તેટલી તેની અંદર ફરવામાં પડતી નથી. તે મોટું છે પણ તેમાં ગલીચી અતિશય છે. રસ્તા સાંકડા અને એટલા વાંકાચુકા છે કે કોઇ પણ સુધારાને હાર ખવડાવી માહાત કરવાને તાકાત ધરાવતા હતા. ગલીઓ તો ગલીચીથી એટલી ભરપુર કે કોઈ પણ જગ્યા ઉપર નજર નાખ્યા વગર પગ મુકયો તો તેનો નતીજો તરત ચાખવો પડતો હતો. ત્યાંથી પસાર થતાં નાક ઉપર રૂમાલ અને વાઇટ રોઝનો છુટથી વપરાસ કરવો પડતો હતો. વળી સ્વદેશાભિમાની લોકો સ્વચ્છ રહી બાપીકા વતનને કેમ હીંણુ લાગવા દે? મોટે ભાગે તેઓનાં માથાંમાં ઉંદરીનો રોગ જોવામાં આવતો હતો. જો તેઓને તે બાબદમાં સવાલ કર્યો તો તેનો એકજ જવાબ કે "ઇધરકા પાણી એસાજ હય." અરે! પણ પાણી કોઇ પ્રસંગે માંથા ઉપર નાખે તો પછી પાણીનો વાંક કઢાય? જ્યાં જુઓ ત્યાં સર્વ દિશામાં પાણી, પણ આ ભલા આદમીઓને નાહવા સાથે વેર એટલે આંગ ઉપર પાણી નાખવું કેમ તે સમજે શું? બિચારાએ જે દિવસે જનમ લીધો હશે તે દિવસે આંગ ઉપર પાણી નાખ્યું હશે તે પાછો ભુલ્યો ચુકયો મરે તે વખતે એ લોટા જોવા મળે તેટલુંજ!

સ્વચ્છતાનો સવાલ બાજુ મુકતાં તેઓ ઘણા હુન્નરમંદ હતા. આખો વખત કામ ઉપર ચોંટેલા માલમ પડતા હતા. કારીગીરીમાં એક્કા: અને જેમ તેમના ગામને ગલીચીમાં કોઇ હરાવી શકે નહિ તેમ હુન્નરમાં પણ તેઓને હરાવનારા હિંદમાં તેઓના બરાબર્યા કોઇ હતા નહિ.

શિયાળામાં શ્રિનગર જ્યારે બરફમાં ડટાયલું રહેતું હતું ત્યારે આ હુન્નરમંદ કારીગરો તેઓના અવડ જેવા ઘરમાં ઝળ-

ક્તી વિજળીક બત્તી કરી આખો વખત ત્યાંજ ચોંટી બેસી બારી બારણા બંધ કરી, શાળ બનાવવામાં તેમજ ચાંદીનું બારીક નકશીકામ અને અખરોટનાં ચીવટ લાકડાં ઉપર કોતરકામની કારીગીરીમાં પોતાનો સઘળો વખત ગુજારતા હતા.

કાશમીરનો ટીબેટ અને યારકંદ સાથે સારો વેપાર છે. ઉપલી જગ્યાથી વેપારીઓ માલ ઘોડા જેવી પોહોલી પુંછડીવાળા આંગ ઉપર લાંબા વાળ સાથના યાક નામના બળદ ઉપર બાંધી સેંકડો માઇલનો પ્રવાસ કરી શ્રિનગર આવી લાગતા અને અહીંથી જોઇતો વિલાયતી માલ લઇ વિદાય થતા.

અચ્છાબલ ઇસલામાબાદનો ફેરો નક્કી કર્યો હતો તે પ્રમાણે અમારા દોસ્ત તે ત્યાંનાં વતની સાથે મોટરમાં નિકળ્યા. શ્રિનગરથી તે ઠેઠ ઇસલામાબાદ સુધી એકસરખી પોપલરની ઘટાવાળો રસ્તો મળ્યો. નદી તો જાણે સાથેજ રહેવી જોઇએ, તેનાથી તો એક ઘડી પણ છુટા પડાય નહિ. સફાઇદાર પોપલરના એવે-ન્યુવાળા રસ્તા પસાર કરતાં બીજબીહારના ગામ ઉપર આવી લાગ્યા અને નદી કિનારે ત્યાંનું જાણીતું ચિનારીનું ઝાડ જોવા થોભ્યા. આ ઝાડની થડની હેઠળની ગોળાઇ પંચાવન ફીટની હતી. તેનું થડ મોટું તો હતું પણ દેખું આનો તો ખાલી બાંકાં પુંકવાનો ચાલ પડી ગયો હતો. વળી તેની સુંવારી નરમ ચામડીમાં નામ કોતરવાનું ઘેલું નાના શું કે મોટાં સર્વેને એકસરખું લાગ્યું હતું. તેના દેખાવમાં અચરતીમાં ગરકાવ કરી નાખે એવું કાંઇ હતું નહિ, ખાતરી પૂર્વક કહી શકાશે કે તેનાં થડનો ચકરાવો ગુજરાતના વડના ઝાડનાં થડ કરતાં ખાસ વધારે મોટો હતો નહિ, જ્યારે ઉપરનો ઘેરાવો તો દેખાતો નાનો હતો. બેલાશક ચિનારની ખુબસુરતી અને તેનો સંપૂર્ણ છાંયો અને વડના હાડપીંજર બેડોળ દેખાવ વચ્ચે કાંઇજ સરખામણી કરી શકાય નહિ.

## શ્રિનગરમાં શાલેમારનો બગીચો.



નિસાત બાગથી શાલેમારના ફુંવારાની ગોઠવણુ જુદી તરેહની છે. શાલેમારમાં પાણીના મોટા લાંબા ધોધ પડે છે, જે ફુંવારાના ઉડવા સાથે મોટા ઘોંઘાટથી આસપાસની રચના હળીમળી રહે છે. ફુંવારાની વચ્ચોવચ મોટી છત્રિદાર બેઠક છે, જ્યાંથી સેહેલાણીઓ બેશી તેની મજાહ ચાખે છે.

## શ્રિનગર અને જીલમ.



આટલો નદીનો ભાગ શેહેરના ઉદ્યોગી લત્તાને લાગેલો છે, અને સામે રાજાનો મેહેલ બીરાજેલો જોવામાં આવે છે.

ઉતારૂઓની સગવડ માટે સુંદર જગ્યાઓ ઉપર સરસ ડાક બંગલા જોવામાં આવતા હતા, જેનો મનમાનતો વપરાસ યુરોપીયન નરનારીઓ ઘોડા ગધેડા સાથે લાવી પુરેપુરો લેતાં હતાં.

અવાંતીપુરાનું જુનું ખંડેર બુધના વખતની કારીગીરીનો અચ્છો નમુનો છે. તેના દરવાજા અને બનાવટની સંપૂર્ણતા ઘણી તારીફ લાયક છે. આ જગ્યા છોડી ઇસલામાબાદ મુકી અચ્છાબલના પાણીના ધોધમાર ઝરાવાળા બાગમાં જઇ પુગ્યા. આ ઝરા જીલમ નદીનું ચાલુ પોષણ કરે છે. તેનો દેખાવ અને બાગની લીલોતરી મનોહર છે. બગીચો પહાડની નિચે આવ્યો છે, જે પહાડના તળીઆમાંથી ધોધમાર આ ઝરો વહ્યો જાય છે.

ઝરાની બાજુમાં લીલોતરી ઉપર આ સુંદર સ્થળે મુકામ નાખ્યો અને નાસ્તો પાણી કરી બપોરનો વખત અહીંજ ગુજાર્યો અને ત્યાર પછી ત્યાંથી મર્ટન્દભવન તરફ કુચ કરી ગયાં. આ ગોરજીના ગામમાં આવી લાગતાં તેઓ સફેદ જામો અને તેવોજ સફેદ પેજામો ઘાલી તેટલાંજ સફેદ માથાંના શણગાર સાથે ઉદવાડયા અથોરનાનની માફક સજ થયલા અમારી આસપાસ ફરી વળ્યા. વળી તેઓની વધુ સરખામણીમાં હાથો લાંબા કરી સાહેબ શાહીબ બોલી આસોદાદ મેળવવાની પણ એટલીજ ઉતાવળ કરતા હતા. બગલમાંથી ચોપડા કાઢી મુંબઇવાસીઓનાં નામ વંચાવતા હતા અને વળી અમારાં સબકતાં મુબારક નામ પણ આ ખુદાઇ દસ્તાવેજમાં નોંધી આપવાનો આગ્રહ રનમેસ થઇ કરતા હતા. વળી, આય જોજો. રસ્તે સેરીએ જુઠું બોલેલા અને અહીં આવી આવા ખુદાઇ દસ્તાવેજમાં નામ નોંધી આપીએ એટલે તો થઇજ રહ્યું, પછીતો જો નામ જાણવા મળ્યું એટલે ઉપલી દરબારમાં સવા વરસની

ફાંસીની ટૅપ ઠોકાયલી સમજવી. હવે આ લોકોના હાથમાંથી છટકવું તો કેમ? ખાલી એક એક આનો આપીએ તો પણ સો આના ચટની થઇ જાય. અમારા અગમચેતી બીરાદરને સુઝ પડયું તે એક ગોરજીને બાજુએ લઇ જરા ઠપકાના અવાજે કાન ઉપર પડી કહ્યું કે અમો તો મુંબઇના ચઢયાતા પ્રકારના માનવી હતા તેથી સઘળા સાધારણ ગ્રહસ્થો સાથે નામ નોંધી શકતા હતા નહિ. પણ ગોરજીએ તરત તેનો ઇલાજ દેખાડી આપ્યો કે કાંઇ નહિ; નામ નહિ નોંધાવો, પણ કાંઇ મોટી બક્ષીશ તો મળવી જોઇએ.

બાજુમાં એક છાલકો નાનો ચોરસ પાણીનો કુંડ હતો, જેમાં હજારો પવિત્ર માછલાં તેનાં કાચ કરતાં પણ નિર્મળ પાણીમાં સાફ સાફ દેખાતાં હતાં. રોટલી ખાવાની આશામાં આ મસ મોટું માછલીનું ટોળું કિનારે કિનારે અમારી પાછળ આવતું અને જયાં પણ થોભ્યે ત્યાં રોટલીની વાટ જોતું થોભતું હતું. પાણી માત્ર બે ફીટ ઉંડાં એટલે અંદરની દરેકે દરેક ચીજ સાફ સફાઇદાર દેખાઇ આવતી હતી. ચાર મસ મોટી માછલી એકજ જગ્યાએ સ્થિર પડી રહી હતી, જે અમારી આશા જરા પણ કરતી દેખાતી હતી નહિ. તેઓ તો માત્ર પાંચ પચીસ નાની પવીત્ર માછલી ખાઇ ધરાઇ એકજ જગ્યાએ હજમ કરતી સ્થિર પડી હતી. બે આનાની એક રોટલી લઇ અમે પણ આ ધર્મના કામમાં ઠીક રમુજ મેળવી. ગોરજીને વહેંચી દેવા કેટલાક રૂપીઆ આપ્યા અને ત્યાંથી ચાલુ મુકયું. આટલાથી સંતોષ નહિ ઉપજતાં મોટરની પુઠ પકડી. એક બે આના વધુ આપો બસ બીજી વાત નહિ. તેઓની અધીરાઇ રમુજ આપતી હતી અને ટળવળાટ સાથના આજીજીના શબ્દો ખરેખર હસવા સરખા હતા.

બુમઝુ ગુફા જેને માંટે જીજ્ઞાસા ઉશકેરાઇ હતી ત્યાં અર્ધા કલાકની સફર પછી આવી લાગ્યા. મ્હોડું ફસકાઇ પડે

## સાલેમારનો બગીચો.



સાલેમારના બગીચામાં ફૂવારા કમતી છે પણ
પાણીના ધોધ મોટા છે.

નિશાત બાગ અને સાલેમારના સ્થાપક જાંહગીર
અને નુરજાંહ.



લાહોરમાં શેહેનશાહ જહાંગીરના રોજાની સામે શેહેનશાહબાનુ
નુરજેહાંનો રોજો દુર જોવામાં આવે છે.

એવા નામના ગુફા આગળ આવી લાગતાં તેનાં દર્શન થતાં ને વાર નિરાશી ફેલાઇ. અમે તો હિંદના બીજા ગુફા સરખા બલકે તેના કરતાં પણ ચઢયાતા ગુફા જોવાની આશામાં આવ્યા હતા.

આ તો માત્ર બે પથરાની પાટીઓ વચ્ચેનો સીધો ને ઉંડો માર્ગ હતો. કાજળ સમાન અંધકાર શિવાય બીજું જે કાંઇ વિશેષ ધ્યાન ખેંચતું હતું તે તેની માથું ફાડી નાખનારી સુફ્યાની વાસ હતી. વ્યાજમાં કાનચીમોડી માથા ઉપર નજીકમાં ઉડી જીવ ઉરાડી મુકતી હતી.

બત્તીની મદદ છતાં પણ ઉજાશનો પ્રકાશ પડતો હતો નહિ. વળી વાંકાં વળીને ચાલતાં ગરદન અને ગુઠણ એક થઇ ગયાં હતાં. સ્વાસ લેવો પણ મુશકેલ લાગતો હતો, જેની પીડાથી જીવ ગુંગળાઇ ગભરાઇ આવતો હતો. વળી અણદીઠ ઝવાહિર જોવાનું તે સામટાં બાર માણસ અંદર ઘુસ્યાં હતાં પણ હવે જોઇને ધરાઇ ગયલા હતા એટલે સઘળા બહાર નિકળી સાફ હવા લેવાને દિલોજાનીથી ઇંતેજાર હતાં.

આવા સમયે અંદર કાંઇ હાડકાં પડેલાં હતાં તે દેખાડવાનું મન ભોમ્યાને થઇ આવ્યું. ભલેઆદમી કાંઇ એમજ સમજતો હશે કે અમે કોઇ દિવસ હાડકાં જોયાંજ નથી. હાડકાં જોવા જતાં અમારાંજ હાડકાં ત્યાંજ મુકી આવવા પડે એવો મામલો થઇ પડયો હતો. અમે તો પાછાજ વળ્યા અને ઉતાવળમાં બહાર આવી સફાઇવાળી હવા જ્યારે દમમાં લીધી ત્યારે જીંદગીની ખાતરી મળતાં હજાર હજાર શુક્ર કર્યા.

મારી શિખામણ માનતા હોયતો કોઇપણ દિવસ આ ઉંદરના દરમાં ઘુસતા ના, જોવાનું કાંઇ નથી અને બાહાદુરી પણ કાંઇજ નથી. મારા ધારવા પ્રમાણે આ ગુફો કાંઇજ નહિ પણ અચ્છાબળ કે વેરીનાગના ઝરા જેવા મોટા ઝરાનું

ર્‌હોડું હશે જે ઝરો કોઇ બીજી જગ્યાએ ફાટી નિકળતાં અહીંનું પાણી બંધ થઇ માર્ગ ખુલ્લો રહી ગયો હશે.

કાશમીરની મજાહ તેના પુરાતન કોતરકામ અને ગુફાઓમાં નથી પણ હવાની ખુબી અને દેખાવની લેહેજતમાંજ છે. મોટરનો હવાલો લીધો અને જીલમ નદીના મુખની શોધમાં નિકળ્યા.

નામ તો ત્યારે વેરીનાગ પણ દેખાવે તો અસીલ અપસરા. અરે ભાઈ! કોઇ જવાબ વાળશે? કે આ સ્વર્ગ સમાન જગ્યાને દોજખનું નામ શા માટે આપ્યું હશે? આવો અન્યાય ખમાયતો કેમ? એના પ્રોટેસ્ટમાં એનું વર્ણન આપીશ નહિ પણ ટુંકમાં એટલુંજ કહીશ કે દેખાવ બીજા સર્વ દેખાવો કરતાં વધુ સારો હતો.

જયારે જાહાંગીર બાદશાહ મોતના બિસ્તરા ઉપર હતો ત્યારે એની મરતી વેળાની ખાહેશ પુછી. એણે માંગણી કરી કે એના વેરીનાગના ઝરા આગળના બગીચા સનમુખ એક વેળા હાજર કરવો. આ બાદશાહને એના માનીતા બગીચા આગળ લઇ જવામાં આવતો હતો એટલામાં રસ્તામાંજ તે મોતને શરણે થયો.

વેરી નાગની ખુબસુરતી કેવી હશે તે આ ઉપલી ટુંક નોંધ ઉપરથી જણાશે, પણ સર્વ જગ્યા શ્રેષ્ટ એટલે હવે દિલ ઉશકેરનારા હેવાલો આપતાં થાક લાગે છે.

તે દિવસે ઈસલામાબાદ અને તેની આસપાસ ફરતો એક સો માઇલનો ચકરાવો ભમતા ભુતની માફક મારી અમારાં તરતાં મંદિરમાં રાત્રે આવી આરામ કર્યો.

પાછા ફરતા હતા ત્યારે રાત અંધારી હતી. રસ્તો દેખાતો હતો નહિ તેથી ઘણા આસ્તે આસ્તે નચિંત જીવે પસાર થઇ રહ્યા હતા. મોટરની વીજળીક રોશનાઈ તો ઘણા દિવસથી કામ

## શ્રિનગરમાં ચશ્મે શાહિ.



ચશ્મ એટલે જમીનમાંથી ફુટી વેહેતો ઝરો એના નામ પ્રમાણે આ એક પાણીના ઝરાઓનો શાહ હતો. લોક તેના પાણી માટે વખાણ કરતાં હતાં, પણ તે પાણી કરતાં આ જગ્યાના ફળફળાદી અને ફુલપાન ખરેખરાં બાદશાહી હતાં.

અચ્છાબલ



શહેનશાહ જહાંગીરનું સૌથી વધુ માનીતું મથક. આ બગીચામાં ઝરાઓમાંથી હજારો ગેલન પાણી વહી જઈ જીલમ નદીનું પોષણ કરે છે. મરતી વખતે શહેનશાહે આજ બગીચામાં જવાની ખાહેશ દેખાડી હતી.

આપતી બંધ થઇ હતી. મોટરના કેરોસીન સાઇડ લેમ્પ ઉપરજ આધાર રાખવો પડતો હતો. જેવા અમે જઇ રહ્યા હતા ત્યારે સામેથી એક ઘોડાની વંજાર લાધેલા માલ સાથે શ્રિનગરથી આવી રહી હતી. ટટ્ટુઓ છુટાં છુટાં આખો રસ્તો રોકીને ચાલતાં હતાં અને રખેવાલો અને ઢીમચાં જેવા માલેકો લાધેલાં ટટ્ટુની ઉપરજ કરારે જાનવરોની ગર્દન ઉપર માથું નાંખી નિદ્રાને શરણે થયા હતા. રસ્તા ઉપરની એક પણ જણુસ આ અંધારાંમાં જોઇ શકાતી હતી નહિ. વાર બે વાર ઉપર જ્યારે તેઓ હતા ત્યારે મને લાગ્યું કે સામે કાંઇ હતું. મ્હોડેની બુમ; હોર્ન; હેન્ડ બ્રેક; ફુટ બ્રેક; જેટલું થાય તેટલું સર્વે, પણ બધું ફોકટ. મોટર વરૂની માફક વંજારમાં પડી. ટટ્ટુઓ બોજાની સાથે ધડોધડ ઉઠલાઈ પડયાં. કમબખ્ત રખેવાલો જાગ્યા ને તરત મામલો જોઇ પોતાનાં ટટ્ટુને ફટકા લગાવી રસ્તો છોડી આસપાસ ખેતરોમાં ઉતરી ગુમ થઇ ગયા. શાબાશ આ બી ઠીક તાલ! એબી હુન્નરમંદીનો જીવતો જાગતો નમુનો. અમે અત્તી ઉતાવળમાં મોટર છોડી ઉતર્યા. ફરીને ડોકયું કરી હાંક માર્યો તો કાંઇ જવાબ મલે નહિ. બાપડાં બે ટટ્ટુ તો જાણે ગોળી લાગી હોય તેમ સપાટ થઇ જમીન ઉપર સુતેલાં, વળી બોજા સાથે ઉઠાય પણ કેમ, બોજો પણ એટલો લાધવાની આદત કે આ પ્રાણીઓ બસ જમીન ઉપર બેસી નહિ જાય ત્યાં સુધી તેની શકિતની કસોટી કરે. મારાં પેટમાં તો ધસકો પડે કે પરાયા મુલકમાં વગર વાંકે ટટ્ટુઓ કચરી નાંખવા માટે કોઇ પીનલ કોડની કંપાવનમી કલમ લાગુ પડેચ કે કેમ? ટટ્ટુ તો નહિ હાલે કે ચાલે. આ બાજુ જ્યારે મને આ પ્રમાણે તરખાટ ઉપજે ત્યારે સામી બાજુ પેલા પોબારા માપી ગયલાઓ ખેતરો અને વાડોમાંથી તરખાટના માર્યા ભરાઈ છુપાઇ જુવે કે મોટરની શી દશા થઇ હતી અને રખેને મોટરની કીંમત ભરી આપવી પડે. (કદાચ પ્રાઇસ-લીસ્ટ પણ ઉઠલાવવા પડયાં હશે) આ

હિસાબે ઘોડાનું પુંછડું ને પગ અમેજ ખસાડી મોટરનો માર્ગ કરી જાનવરોને ત્યાંજ પડતાં મુકી હાંક મારા બાપ બોલી, હું દક્ષીણ તરફ નાઠો ત્યારે પેલા સ્વદેશિઓ ટટ્ટુને ઉઠાડી પુંછડાં મરડતા ઉત્તર તરફ ભાગ્યા.

કેટલાક વધુ દિવસ આરામમાં કાઢયા પછી ત્યાંના એક પ્રીય દોસ્ત અને બીજા તેમના રમુજી ગોઠયા સાથે શિકારઘાહે કેટલાક દિવસ ત્રાલના પહાડ ઉપર ગાળ્યા.

શિકારની બારીકે બારીક ગોઠવણુ તો અમારા પ્રીય દોસ્તને આભારી હતી. જો કે શિકાર ઘણા ઉત્સાહ સાથે ઉપાડયો હતો નહિ તે છતાં મારી જીંદગીનો સર્વથી દિલ ઉશકેરનારો સફ્રો તે નિવડી આવ્યો.

શિકારના કાયદા પ્રમાણે પરવાનો મેળવી એક ખુશનુમા સહવારે અમારી ત્રગડી મોટરમાં અવાંતીપુરાના ગામ સુધી પુગી. જયાંથી ત્રાલના ગામ અને પહાડ તરફ ટાંગામાં કુચ કરી ગયા, કારણ શિકારની જગ્યા એજ નામના પહાડ ઉપર નક્કી રાખી હતી.

ટાંગો ચોકસ ગામ આગળ આવી અટકયો કારણ રસ્તો આગળ હતો નહિ. ત્યાંથી અમે ટટ્ટુ ઉપર સવાર થઇ ત્રાલના ગામ ઉપર પોંહોંચ્યા. રસ્તે સુંદર દેખાવો મુકતાં વરસાદ વાદળમાંથી પસાર થતાં સાંજના ત્રાલના પહાડ નિચે અમે આવી લાગ્યા. અમારા કેટલાક માણસો અમારી સાથે હતા. મુખ્ય શિકારી આદુ પણ સાથેજ હતો.

આદુ એક કદાવર બાંધાનો શરીરે સીધો અને ટટાર પણ ઉમ્મરને લીધે ખભેથી જુકેલો પંચોતેર વરસનો મરદાના મરદ હતો. રસ્તે રસ્તે શેરોને હાથો હાથની લડાઈમાં આપેલી શિકસ્તની વાતો કરી અમને બેહેલાવતો હતો અને તે લડાઇના ટેકામાં

હાથ પગ, ગરદન અને તેનાં કંધારી શરીર ઉપર જગેજગ્ય પડેલા ઘા દેખાડતો જતો હતો. તેની દિલ ઉશકેરનારી વાતો સાંભળતાં અને તે વખતના તેના ઝનુની ચેનચાળા જોતાં અમારો વખત સપાટામાં નિકળી ગયો અને તેની કારકીરદી માટે અમને ઉંડો છાપ બેઠો.

તેણે ભલાભલાઓને શિકાર રમાડી દીધો હતો અને અમને પણ કેમ રમાડયા તેની હકીકત કહીશ.

શેઠે પુછયું "આદુ, અપના મુકામ કિધર હય." આદુ જાણતો હતો કે જો એ એમ કહેશે કે પહાડની ટોંચ ઉપર જવાનું છે તો રાત નિચેજ ગુજારવી પડશે. પહાડની ચઢાણ-માંજ કેથે ધુમાડો નિકળી રહ્યો હતો તે દેખાડી તેણે ઉત્તર વાળ્યો "ઇધર ધુવેંકી બાજુમે થોડાસા ઉપર."

અમારી અબલખ ઘોડાની સ્વારી એમ તેમ વાત કરતી આગળ વધી. મૂર્દાલ ટટુઓ એક એકની પાછળ નહિં ડોકયું કે નહિ પૂંછડું હલાવતા આસ્તેથી કઢણ ઉપર પગ ઠેરવી ઠેરવી પોતાનો ફાળો સાબુત એક સરખો આપતાં ઉપર ચઢયાં.

પહાડ, ઝાડ અને ઉંચી કઢણ જોઇ વિકાળ પ્રાણીના ફત્તેહમંદ શિકારની ખાતરી મળતી હતી.

આદુ સર્વેને દોરતો આગળ ચાલતો હતો. એ પ્રમાણે પહાડની વાંકવાળી બારીક પગથી ઉપરથી ઇસ્તકબાલ તેની પછવાડે ઉપર ને ઉપર ચઢતો હતો. આ પ્રમાણે એક પછી એક ચઢાણ અમે ચઢતા ગયા.

સૂર્ય અસ્ત પામ્યો અને ઉજાસના કમી થવા સાથે ગીચ ઝાડીને લીધે અમારો હમેશનો દોસ્ત અંધકાર બહુ ઉતાવળમાં

આવી લાગ્યો. ધુમાડાવાળી જગ્યા તો કયારના અમે મુકી આવ્યા હતા, જે હેઠાણુમાં દેખાતી હતી. શેઠજીએ તો પોતાના પગ ઉપર વધુ વિશ્વાસ મુકી ટટ્ટુની પીઠ છોડી આપી હતી.

શેઠજીએ પ્રશ્ન કર્યો. "આદુ, મુકામ કિતનાં દુર હય." કંધારી આદુએ લાકડી જમીન ઉપર સામે ટેકવતાં થોભી ડોકયું ઉંચકી મ્હોડું જરા મલકાવી આંખ જરા ઉંચી કરી તાબડતોબ પોતાનાં કદમ પાછાં ચાલુ કર્યાં.

આટલો વખત તો રસ્તો જેમ તેમ પણ દેખાતો હતો પણ હવે અંધકાર વધતો ચાલ્યો અને આખરે તો રસ્તો આંખે પડવાના પણ વાંધા પડયા.

શેઠજીએ તો ટટ્ટુનો આશરો છોડયો હતો અને પોતાના બે વફાદાર નોકરોની વચમાં ચાલવાનું શરૂં કર્યું અને અમને પણ તેમજ કરવાની સુચના કરી પણ અમે તો ટટ્ટુની પીઠ વધુ પસંદ કરી તેની ઉપરજ ચાલુ રાખ્યું. આ વફાદાર પ્રાણીઓ વજનદાર બોજા સાથે રસ્તો પોતેજ ખોળતાં અને ધીરજથી પગ ગોઠવીને આગળ ચાલતાં. વાદળ હતાં અને ઝાડોની ઘટા પણ ખીચોખીચ હતી એટલે અંધકાર પુરેપુરો વ્યાપી રહ્યો હતો.

શેઠજીએ આદુને ત્રીજી વેળા મુકામ માટે પ્રશ્ન કર્યો, જેનો જવાબ વાળ્યા વગર આદુએ તો પગ ગોઠવી ગોઠવી ઉપર ચઢવાનું ચાલુ રાખ્યું.

અરે ભાઇ, અસલ ધુમાડો જે આદુએ દેખાડેલો, તેતો જમીન સાથે લાગી રહેલો અને તે છોડવા પછીતો હજારો ફીટની ઉંચાઇએ ચઢયા તોએ આ અદરક આદુ તો હજુર ઉપર ને ઉપર ચાલ્યું જતું હતું.

હું તો સમજતો હતો કે શિકારીઓ તો એજ પ્રમાણે કરે અને એટલા માટે ધીરજ ધરી મક્કમપણે ચઢવાનું ચાલુજ

રાખ્યું. સિહામાં સિહા અંધકારમાંથી અમે એક પછી એક ટટ્ટુના હાથમાં જાન સોંપી શાંતિથી પસાર થતા હતા. અનુકૂળ નાકાંઓ ઉપરથી સિસોડી અને મ્હોડેથી મોટા અવાજ મારતા હતા કે જો છાવણીમાંથી અમારો કોઇ માણુસ તે સાંભળી બત્તી અથવા મસાલ લઈ સામે આવે તો મદદગાર થઇ પડે અને વળી આકળા પડી ગયલા જીવને સધ્યારો પણ મળે કે રસ્તો ચુકયા નથી.

કમબખ્તી! આદુ અલ્લાનું નામ લઈ જમીનને શરણે થયો. મેં ધાર્યું કે બુઢો માણુસ થાક ખાવા બેઠો હશે. જ્યારે મારા જેવા જુવા-યાઓ ટટ્ટુની પીઠ ઉપર બેઠા બેઠા થાકયા હતા ત્યારે આ બુઝર્ગ કદીમ માનવી કેમ થાકે નહિ?

મુકામના માણસોના વળતા જવાબની આશામાં અમે વારંવાર બુમ મારતા સિસોડી ફોડતા પણ અત્યાર સુધીમાં તો કોઇએ જવાબ વાળ્યો હતો નહિ. અંધારૂં એટલું સખ્ત હતું કે એક દિવાસળી સળગાવતાં આખા લત્તામાં ઉજાશ વ્યાપી રહેતો હતો જેની બને તેટલી તક લઇ લેતા હતા.

આદુ તો લખલખાંથી ધ્રજતો તેના સુરણુની ગાંઠ જેવા ગુંઠણુ પનીર જેવાં પેટમાં ખોસી જમીન ઉપર પડયો હતો. અંધકારમાં અમારી હાલત જોવા જેવી થઇ રહી હતી, અનેક જુદી જુદી કલ્પના મગજમાંથી પસાર થઈ. આદુને સવાલ કરતાં તેણે ધ્રુજતા કરાંજવાના સાદ શિવાય બીજો કાંઇ ઉત્તર વાળ્યો નહિ.

અમારી સફરનો છેડો ત્યાંજ આવશે કે કેમ તેની ચિંતા થઇ પડી. કાળાસ તો સિહા હતો, અમને એક એકના કોઠાં પણ જોવાનો ઓસ્તો થઇ પડયો હતો, વળી સામેથી જવાબની

ગેરહાજરીમાં અમારાં અધીરાં પડતાં જીગરને ધીરજ મળતી નહિં. ટદુની પીઠ છોડી આદુની આગળ જવાની મેં મારી ફરજ અદા કરી પણ કાંઇ મદદ તતકાળીક આપી શકાય તેમ હતું નહિ.

મેં ધારી લીધું કે આદુએ રસ્તો લેવામાં ચુક કરી હતી અને ઠપકામાંથી બચવાને આવો તોડ કાઢયો હતો. ભલાભલાઓ રસ્તો લેવામાં થાપ ખાઇ જાય છે અને આદુથી પણ એજ પ્રમાણે બન્યું હતું; એટલા માટે આ પ્રમાણે તેને કરવાની કાંઇ જરૂર હતી નહિ. આવી ઠપકાની દરખાસ્ત મનમાંને મનમાં અનેક વખત પસાર કરતાં જીવ પણ જરા તપવા લાગ્યો. જરૂર પડે તો કોઇ મોકળાસવાળી જગ્યા જોઇ ત્યાંજ પડાવ નાખી થોડો અસબાબ ખોળી લાકડાં સળગાવી રાત ત્યાંજ પસાર કરવાની અને સવાર પડતાં પાછી કુચ ચાલુ કરવાની ધારણા મેં મનમાંજ કરી રાખી.

આદુ અચુક હતો. થોડી ઘડી પછી તે પાછો બેઠો થયો. પળવારમાં પગભર થયો અને એક પણ બોલ બોલ્યા વગર જાણે કાંઇ બન્યુંજ નહિ હોય તે પ્રમાણે આ મુજવણમાં પડેલી ટોળીને દોરતાં આગળ ચાલુ મુકયું. અમો અચરત તો થયા અને અમે પણ તેમજ કર્યું અને એક સ્વર પણ ઉચ્ચાર્યા વગર પગ ઉપાડયા.

આદુ માટેનાં મારાં અનુમાનો ખોટાં ઠર્યા. આ તો બીજીવાર આદુએ થાપ આપી હતી.

દિવાસળી સળગાવી તેના પ્રકાશનો સારામાં સારો લાભ લઇ અમો આગળ વધતા અને દરેક મુખડાની જગ્યાએથી અમારી છાવણીના માણસને સાદ મારી જગાડવાની કોશીશ ચાલુ કરતાં નિચેના ગામમાંથી વળતો જવાબ મળતો હતો પણ અમારે મનસે તે અક્કરો ઝેહેર સરખો લાગતો હતો.

હું આગળ કહી ગયોછું કે આદુએ બીજી થાપ આપી. ત્યારે હવે પેહેલી થાપ એને હાથે ક્યાં મળી હતી તે હું દરશાવીશ.

જ્યારે અમારા મિત્ર શિકારની તૈયારી કરતા હતા, ત્યારે વારંવાર બોલતા હતા કે આદુ તૈયાર નથી અથવા આદુ આવશે ને થશે ત્યારે મને વિશેષ અચંબો એ લાગતો હતો કે અદ્રકનું શિકારમાં એટલું તે શું કામ હશે. આદુનો શોખ શેઠયાને ઘણો હશે કરી ખામોષ રાખી બેઠો. વળી ઓળખ પણ નવી એટલે વધુ ઉંડાણમાં હું ઉતર્યો નહિ.

પણ જ્યારે સ્વાદિષ્ટ આદુએ દેખાવ દીધો ત્યારે તેનો ભરમ ફૂટયો. અદ્રકતો દેખું આ પુખ્ત થઇ ગયલું મનુષ્ય નિકળ્યું. આ આદુની પેહેલી થાપ હતી.

લગભગ પહાડની ટોંચ આવી લાગી હતી, સફરનો અંત ટુંકમાં આવશે એવી આશા ખાતરીથી હતી, કારણ બુઝુર્ગ શિકારી મક્કમપણે નિશ્ચિત પગલાં ભરતો હતો અને સર્વને તેની પછવાડે ચાલવા કહેતો હતો. બીજું થોડુંક ઉપર ચઢયા અને માણસને પોકાર ફરીથી કર્યા. આ વેળા સાંમેથી જવાબ મળ્યો. અમે ત્યાંજ થોભ્યા, માણસો બળતાં લાકડાંની મસાલ અને બત્તી લઇ આવ્યા. રસ્તો સાફ સાફ દેખાવા લાગ્યો. રસ્તામાંજ પડાવ નાંખવાનો સંભવ દુર થયો. ત્યાં કાંઇ જગ્યા એવી ખુલ્લી ને સફાઇવાળી પણ નહિ હતી કે એ પ્રમાણે કરી શકતે. વળી ભુલ્યો ચુકયો વાઘ મામો પણ ખભાંમાંથી પકડી કોઇને ઉંચકી જાય તેની ધાસ્તી પણ નજર સામે ડોળા ઘુરકતિ હાજર હતી. કેટલીક ઈંતેજારીથી વાર જોયા પછી જ્યારે માણસો બળતી મસાલ લઇ આવ્યા ત્યારે માર્ગ ખુલ્લો દેખાયો અને પગ ઉપાડી ચાલવા માંડયું.

---

# પ્રકરણ સોલમું.

## થંડીનો થડથડાટ, વાઘ સાથેની જુંબેસ, અને રીંછની કુરબાની.

ટોચ ઉપર મુકામે પોંહોંચતાં થંડી તો કહે મારૂં કામ. કપડાં ઉપર કપડાં અને રગ ઉપર રગ, પણ જંપાય નહિ. સામેના બરફના પહાડ ઉપરનો શિતળ પવન હાથ પગ અકડાવી રહ્યો હતો. મુકામ તૈયાર થતાં તેનો આશરો ઉતાવળે લીધો અને આરામ કરતા સુતા.

સવાર પડતાં લીલોતરીવાળી ખુલ્લી સપાટ જગ્યા જોઈ શકયા. રાત્રે ધુમસ સખ્ત પડતો હતો તેથી જમીન ભીનાસ-વાળી અને ચીકણી થઈ રહેતી હતી જેની ઉપર પગ ઠેરવવા મુશકેલ હતું. જો જરા અંજાણ રહ્યા તો સરી પડાતું હતું. આસપાસના નાના ખાબોચ્યાંમાં બરફ બંધાઈ ગયું હતું. આ વળી અમને રમવાનું નવું સાધન મળ્યું. બરફ તોડી હું મુકામે લઈ જઈ શકયો હતો.

પહાડ ઉપર ચાલવાનું ઘણું મુશકેલ હતું અને ચીકણી જમીનને લીધે પગ વારે ઘડીએ સરી જતા હતા. વળી પહાડની ઉંચાઈ ને પાતળી હવાને લીધે સખ્ત હાંફ ચઢતી હતી. વીસ કદમ ચાલીએ તો મુંબઈના વીસ દાદરા ચઢયા હોઈએ એટલી હાંફ ચઢે અને છાતી તો જાણે ધમણની માફક ઉચકાય; જ્યારે દમ લેવાયજ નહિ ત્યારે મ્હોડું ખુલ્લું રાખી દમ લેવો પડતો હતો. જગ્યા ઘણી ચઢઉતરવાળી એટલે જો ચઢાણ મળી તો પછી પગલે પગલે થોભ્યા વિના પુરી કરી શકતા નહિ.

અમારા રમુજી દોસ્ત જેઓનું આંગ માશાહ હતું તેઓને આ ચઢાણુ અતિશય દુખદાયક લાગતું હતું. વળી તેની સાથે ચીકણી જમીનને લીધે પગ સરી જઇ જમીનદોસ્ત થઇ પાછા પગભર થવાની તકલીફ ઉપાડવી પડતી હતી. જો એકજ પ્રયત્ને ઉઠાયું તો ઠીક પણ જ્યારે અનેક કોશીશ કરવી પડતી ત્યારે દેખાવ ઘણો રમુજી થઇ રહેતો હતો.

અમે તો રબરના સોલની મદદ વડે મુસ્તકિમ રહી ઉભા ઉભા કાદવમાં સરી પડતા દોસ્તના ઉઠવાના પ્રયત્ન નિહાળતા ગમત લેતા હતા. કોઇક વાર તો પતેતના સાદ સાંભળી ડોકયું પાછળ ફેરવતા તો કાંઇજ નહિ પણ આ ગબરૂ જવાનના હાથ પગની આ ચીકણી જમીન સાથની હુમાજોરી નજર પડતી હતી. સૂર્ય જેમ તેજસવી થતો હતો તેમ છાતીની ધમણને રાહત મળતી હતી.

અમે જ્યારે કપડામાં લપેટાઇ ગયલા જેવા દેખાતા ત્યારે ત્યાંના વતનીઓ આવી સખ્ત થંડીમાં પણ અંગ ઉપર ફાટેલી ચડી અને તેટલાંજ ફાટેલાં અંગરખાં શિવાય બીજુ કાંઇ નાખતા દેખાતા હતા નહિ. પડી ગયલું ઝાડ સળગાવી તેની પાસે નવરાસને વખતે બેસી વખત ગુજારતા હતા. આ ઝાડ દિવસો સુધી પજરીને સળગ્યા કરતું હતું જેની ઉપર કુલીઓની ખાધ ખોરાકી પણ તૈયાર થતી.

સહવારના ખબર મળી કે આદુ તાપથી ધર્મલોથ પડયો હતો અને ખરેજ એમ હતું. રાત્રે પણ જ્યારે તે જમીનને વશ થયો ત્યારે પણ તે તાપથીજ સસડતો હતો. નિમાઝી માણુસ તે શરાબને તો અડે નહિ તેથી જોન હેગ નામની દવા અને કિવનાઇન ઘણી સારી રીતે ચાલી શકયું, અને તેની અસર હેઠળ કલાક પછી તે શિકારની તૈયારી કરતો માલમ પડયો.

નવને સુમારે અમે અમારા દારૂગોળા સાથે શિકારને માટે બહાર પડયા અને દરેક દિશાના ખુણેખુણા શોધવા માંડયા, પણ કોઇ પણ જાતના પ્રાણી ઉપર નજર પડી નહિ. આટલી સખ્ત શોધ પછી એક પણ જાનવર જોવા મળ્યું નહિ તેથી નિરાશી ફેલાઇ રહી અને ભવિષ્યની ફત્તેહ માટે પણ શંકા ઉત્પન્ન થઇ. મુકામ ઉપર પાછા ફર્યા અને કમનસીબી ઉપર વિલાપ કરવામાં વખત નિકળી ગયો. બીજે દિવસે એક વધુ મોટી અજમાયેશ લેવાનો ઠરાવ કર્યો.

એ પ્રમાણે બીજા દિવસના જનમ સાથે સવારના થંડીમાં થરથરતા ચીકણી ભોંય ઉપરથી સરી પડતા ભારે હાંફ સાથે ધમણની માફક છાતી ચલાવતા જંગલી જાનવરો સાથે જંગ મચાવવા બહાર પડયા. તેઓ પણ સવારની શિતળ થંડીને લીધે ગોદડું ઓઢી સુઇ ગયા હશે કે કેમ એટલે એક વાર ફરીથી નિષ્ફળ નિવડયા. આખો દહાડો આ સુંદર જગ્યા ઉપર તેનાં રાક્ષસી ઝાડોની ઘટામાં ઘુમ્યા પણ કશાનો પત્તો લાગ્યો નહિ.

આ લીમ શિકારીઓની પશુમાં ખબર ફેલાતાં તેઓ જીવની સલામતી માટે ખુણે ખંટોળે કે ઉંદરોના દરમાં ભરાયા હશે કે કેમ તે બીજે દિવસે પણ ફત્તેહ મળી નહિ.

નિરાશ નહિ થતાં સાંજને છેડે આ વિકટ ટેકરીની જુદી જુદી દિશાઓ ઘેરી અમો ત્રણે જણા મોટા ખડકો અને જંગલી ઝાડોની ગુંચવણ ભરી જાલમાં બંદુકો તૈયાર કરી વાટ જોતા બેઠા. આ ખડવસ્તર જગ્યામાં વખત પસાર કરવો ઘણો કઠણ લાગતો હતો. એટલામાં મારા શિકારીની તિક્ષણ ગીધ જેવી આંખો નિચાણની ટેકરીઓમાં એક ઝાડની હેઠળ રીંછની ઉપર પડી. મારી જગ્યા ઉપરથી તે માત્ર એક માખ કરતાં પણ નાનું દેખાતું હતું, પણ આ કાબેલ પહાડી શિકારીએ રીંછની શોધ માટે બાહોશી પુરવાર કરી નામ મેળવ્યું.

અમે બેઉ તે જાનવરની પછવાડે ઉતર્યા. આ જાનવર ઝાડ ઉપર ચઢી કાંઇ કરે અને પાછું ઉતરી એમ તેમ ગમત કરતું હતું. જે ઝાડ હેઠળ તે હતું તેની નિશાની રાખી ઉતાવળથી પણ સાવચેત પગલે તે દિશામાં ચાલ્યા જતા હતા. લગભગ નજીકમાં હતા એટલામાં બે ગજબનાક ગર્જના અમે સાંભળી. બીજીજ પળે એક વિક્રાળ મોટા ચીત્તા વાઘે એક જબરી તડાપ જંગલી મરઘાં ઉપર મારી. મરઘો તો કોક કોક કરતો ઉડી ગયો અને આ પ્રાણી મ્હોડું મટલાવતો તેની ફાફડા જેવી જીભ વડે ચટાકા મારતો ત્યાંજ ઉભો. આ દેખાવ જોવા હું જરાએ તૈયાર હતો નહિ.

શિકારીએ બેઉ મુઠ્ઠી વાળી જમીનમાં ડુબકી મારી તેની સાથે ઓવર કોટની કિનારી ખેંચી મને પણ તેજ પળે નિચે તોડી પાડયો.

અમારી નિરાશી વચ્ચે આ પ્રાણી ત્યાંથી ગુમ થઈ ગયું. પથરા સમાન જડ થઇ, ખૂંધા બની છુપાતા અમે ત્યાંજ બેઠા અને તેના પાછા ફરવાની કાગને ડોળે વાટ જોતા હતા.

મારો દિલાવર શિકારી તેની કાતિલ ચબરાક આંખો આ પ્રાણીની તપાસમાં ચોગમ ચમકાવી રહ્યો હતો. હું પણ સર્વ શિકારીને સોંપી બેઠો હતો નહિ. રખેને આ ચપળખંધુ જાનવર છુપાઇને પાછળથી હુમલો લાવે તેની તપાસમાં પાછળ હું નજર નાખતો હતો.

અમને કાંઈ ઝાઝું થોભવું પડયું નહિ. મોટી છાતી અને પુનમના ચાંદ જેવાં મોટાં માથાંવાળો વાઘ ગોરજીની માફક ડોળતો ડોળતો એક પછી એક તેના મોટા પંજાવાળા પગ ઉંચકતો અને મેળતો આવી લાગ્યો અને આસપાસનું અવલોકન કરતો જમીનદોસ્ત થયલાં એક મોટા ઝાડની કમાન હેઠળ સામે આવી ઉભો. આ પળ તેના ઝનુની કૃત્યોનો છેડો લાવ-

વાને અનુકુળ હતી. આવા મોટા શિકાર માટે એવાજ કાતિલ અને ચાલુ વપરાશના હથીઆરની જરૂર હતી. કમનસીબે આવા જાનવર સાથે બાથ ભીડવી પડશે તેની મને જરાબી ખબર હતી નહિ. મારી બંદુક તેટલી શકિત ધરાવવાને સામર્થ હતી તેને માટે મનો ઘણો શક હતો. કાંઈ નહિ, આવી તક ફરી ફરીને મળતી નથી. ઉશકેરાયલાં મનને શાંત કર્યું અને હથીઆરની ઘટમાં બીજી કાંઈ તદબીર વાપરી અચુક થવાનો નિશ્ચય કર્યો.

પેટ ઉપર સુઈ જમીન સાથે ઘસડાતો ઘસડાતો થોડાક કદમ આગળ વધ્યો પણ ચબરાક અને ચકોર જાનવરને અમારી હાજરીની ખબર મળતાં ને સાથ જાગૃત થઈ તેનું જમાના ખાઈ ચુકેલું મોટું માથું એમ તેમ ફેરવવા લાગ્યો. મારો શિકારી પણ તેના હરીફની માફક તરતજ ખબરદાર થયો અને જોસભર મારા બુટનું તળીયું ખેંચી ગોળી ચલાવવા મને કોણી મારી ઇશારત કરી આગ્રહ કર્યો. મન તો હજુ આગળ વધવાનું હતું પણ મારે તેના આગ્રહને નમવું પડયું.

એનું કહેવું પણ ખરૂં હતું. આ ચીત્તો વાઘ ઘણો કદાવર બાંધાનો અને જમાનાનો ખાધેલો હતો. આ તેનું પુનમના ચાંદ જેટલું માથું મોટું કરતાં તેણે કેટલાક દાયકાઓ લીધા હશે.

ઘાયલ થયા પછી પણ બે ફલંગમાં આવી લાગતાં એકનો જીવ લઈ લે તો એમાં કાંઈ નવાઈ નહિ.

મેં મારી બંદુક ગોઠવી અને ધારી ધારીનેજ જયારે ખાતરી મળી ત્યારેજ ગોળી ચલાવી. શાબાશ ! ગોળી તો લાગી. તેનાં ડાબાં ખભાંમાં પ્રવેશ તેણે કર્યો. તે બાજુમાં તે ઢળી જઈ ઝનુની બની તેનું મોટું માથું ધુણાવી ગોળી ઝટકી નાખવા માગતો હોય તે પ્રમાણે હલાવી, તરત ઝાડનાં થડ

ત્રાલના પહાડનું એક ખુંણું. દિલાવર શિકારીના
દોષીત કુદકાવાળી જગ્યા.



આ જગ્યામાં વાઘ મામા ભેટયા હતા અને જમણા હાથના
ખુણામાં ગુમ થઈ ગયા હતા.

## શિકારીઓની ત્રગડી.



વાઘ સાથે હાથોહાથ બાથ ભિડનાર આદુ શિકારી ડાબી બાજુમાં ચિત્રમાં કપાઇ ગયલો દેખાય છે. કરીમ દિલાવર અને અબદલ્લા સફ મારી બેઠા છે. દિલાવર ખરો દિલાવર આજ માણસ વાઘની પછવાડે બંદુક સહીત કુદયો હતો.

તેઓના ચેહેરા ઉપર શિકારી ખમીર દેખાઇ આવે છે.

પાછળ આસરો લીધો, પાછો તરતજ તે બહાર આવ્યો. કદાચ તેનાં દિલમાં કિનો લેવાનો જુસ્સો તેને થઇ આવ્યો હશે. તેની ઉપર બીજી અને ત્રીજી ગોળી ચલાવી પણ ઉતાવળમાં તે ખાલી ગઇ, અને તેની સાથે બાજુના અંધારા ઝાડીવાળા ખાડામાં તે દુખના અવાજ સાથે કંરાંજતો ગુમ થઇ ગયો.

ખરી મજાહ તો હવે હતી. ગોળી તો લાગી. વાઘ પણ ભુંડની માફક છેડાયો. મારો શિકારી વાઘ પાછળ પડયો અને તે જ્યાં ગુમ થઇ ગયો હતો ત્યાં તે પણ તુટી પડયો. હું પણ તે જગ્યા ઉપર જઇ લાગ્યો.

વાઘ તથા શિકારી બેઉ ગુમ થયલા જોઇ મેં સર્વ દિશામાં નજર નાંખી. દિલાવરને હાંક માર્યો પણ કાંઇ જવાબ મલ્યો નહિ. બાજુમાં જ્યાં વાઘ ને દિલાવર ગુમ થયા હતા ત્યાં કેટલીક પળ ફિકર કરતો થોભ્યો. બીજો એક વધુ હાંક આ ઉશકેરાયલા શિકારીને માર્યો તેનો પણ ઉત્તર મળ્યો નહિ.

દિલાવર શું આ ઘાયલ થઇ વિકાળ થયલા વાઘનો ભક્ષ થઇ પડયો હશે? ઘણાજ જોશમાં બીજો અને ત્રીજો સાદ માર્યો. જ્યારે કશો જવાબ મળ્યો નહિ ત્યારે બંદુક બાજુએ મુકી એક હાથમાં રીવોલવર અને બીજા હાથમાં બરછી સાથે ઘાયલ થયલા પ્રાણી અને ગુમ થયલા શિકારી પાછળ પાસેના અંધારા ગુફામાં મેં પણ જોકાવ્યું.

આ મસ મોટો ખાડો પહાડની ઢલાણ ઉતરતાં નિચે ચક્રાવો ખાઇ તેની વાંક ખાતી કિનારીથી બન્યો હતો. તેમાં નાનાં મોટાં ઝાડો ગીચોગીચ હતાં. સાંજનો વખત છતાં રાત્રે બાર વાગા જેટલું અંધારૂં અંદર થઇ રહ્યું હતું. તેની ઘટ દળદાર ઝાડીને લીધે બે ફુટ ઉપર પણ કાંઇ ચીજ દેખાતી હતી નહિ. ઉશકેરાયલાં દિલ સાથે દિલાવરને શોધતો અંધારાંમાં

ફાંફાં મારતો. તેને વારંવાર હાંક મારતો ઝાડી હાથે હાથે ખસેડતો હું ઉંડાણમાં ઉતરતો ચાલ્યો. ઝાડી અતિ સખ્ત હતી એટલે જમીન દેખાતી હતી નહિ.

દરેક બાજુએથી નાનાં મોટાં પશુ પંખેરાં રાતના વિશ્રામમાં ખલલ થતાં મારા અવાજે ગભરાઇ એમ તેમ દોડધામ કરી ખડખડાટ મચાવી અવાજ કરતાં હતાં. દરેક અવાજ મને તો જાણે વાઘની છલંગ બરાબર લાગતો હતો. તે તરફ ઉતાવળમાં રીવોલવર ધરી દઈ હું પણ એટલાજ ગભરાટથી સર્વે દિશામાં ચક્કર મારતો તૈયાર રહેતો હતો. જ્યારે મારા પગ પાણીમાં પડવા લાગ્યા ત્યારે જગ્યાની સલામતી માટે શક જતાં પાછળ હઠવાનો ઠરાવ કરી જે જગ્યાએથી ઉતરેલો હતો તેજ માર્ગ પાછલે પગલે ધીમો ધીમો પાછો ધર્યો.

ઉતરતાં તો ઉતરાયું, પણ વળતી સફર અત્તિ સખતાઈ પછીજ કરી શકયો. ઘણી સખ્તી અને થાક પછી મારી અસલ જગ્યાએ કે જ્યાં બંદુક મુકી હતી ત્યાં છોલાયલાં ગુંઠણો અને મ્હોડાં ઉપર ડાળીઓના સરેટા સાથે આવી લાગ્યો. મ્હોડાં માથાં ઉપરથી કરોળ્યાનાં જાળાં અને ધુળના લપેટા ખંખેરી કાઢી, હું મારા શિકારીની શોધમાં બીજી દિશામાં નિકળ્યો. ઉંઘમાં પડયો હોય તોએ જાગી ઉઠે એવા મોટા સાદે હાંકો માર્યા. જ્યારે કાંઇજ જવાબ મળ્યો નહિ ત્યારે ઘડીભર તો આશા પણ મુકી કે બિચારો કોતરમાં પડતાંને વાર આ ઘાયલ થયલા પ્રાણીનાં મ્હોડાંનો ભક્ષ થઇ પડયો હશે.

નજર પોંહોંચે ત્યાં પોંહોંચાડી પણ નિરાશી શિવાય બીજું કાંઇ જડયું નહિ. આવા ડામાડોળ સંજોગ વચ્ચે હાંફળો ફાંફળો એખલો ફાંફાં મારી રહ્યો હતો, તેટલામાં સાથીઓને વાઘની ગરજના અને બંદુકના ઉપરાસાપરી અવાજ કાને પડયા

અને પહાડની જે બાજુ હું હતો તે બાજુ આવી લાગ્યા અને સિસોડી ઉપર સિસોડીઓ મારી.

મેં પણ તેનો ઉત્તર તેટલાજ જોર સાથે વાળ્યો. મારી તાજુબી વચ્ચે શૂરો શિકારી જાણે જમીનમાંથી સિસોડીના જાદુઇ અવાજે ધરતીમાતાના પેટમાંથી પેદા થઇ નિકળ્યો હોય તે પ્રમાણે એક મોટાં ઝાડની બાજુમાંથી કેટલેક દુર દેખાયો. એને પાછો ફરેલો જોઇ મારી જંજાળનો અંત આવ્યો અને ફિકરમંદ ચેહેરો ખુશાલ બન્યો. એને જીવતો જાગતો જોઇ મેં પચાસ વાઘ માર્યા હોય એટલો જીવ આવ્યો. તે ખરડા-યલો લચડાયલો પોતે પણ ધુળના લપેટાથી વાઘ જેવો દેખાતો કપાળ ઉપર હાથ મારતો મારી સામે આવી ઉભો.

હું તો એને જોઇ ખુશી થયો પણ તે મને જોઇ કપાળ ફોડી બોલ્યો "અફસોસ! અયસા જાનવર કોઇ દિન દેખા નહિ. તેણે અલ્લાના સોગંદ ખાધા અને કહ્યું કે કલ ઇસકી પીછાડી લગકે ઇશકુબી ઢુંઢ નીકાલું જબ મેં પઠાણ બચ્ચા!

મારા કરતાં આ શિકારી વધારે પશેમાની કરતો હતો, અને મુકામે પોંહોંચ્યા ત્યાં સુધી દરેક પગલે હાથ પગ પછાડી તેની અને તેની વાત કરતો. ટુંકમાં બીજી સવાર પડી. વાઘનો કાંઇ પત્તો લાગ્યો નહિ અને હું અને એ હાથ ઘસતા રહી ગયા.

રાત તો વાઘ અને વાઘના વિચારમાં ઉંઘ વગરની પસાર થઇ. આખી રાત બંધ આંખોએ પણ એનો એજ વિચાર આંખ સામે ભમ્યા કર્યો. પણ બીજી સવારે કાંઇક થોડોક એનો બદલો મળતાં એ વિસરાઇ ગયો.

આ સવાર કંઇક રીતે વધુ નસીબવંતી નિવડી. શિકારની બાબમાં આ દિવસ અતિ ઝળકતો હતો. હું અને મારી સાથે એક શિકારી એક ગીચ ઝાડીવાળી કઢણ ઉપર જુનાં પડી

ગયલાં ઝાડની બાહેર નિકળતી જડ ઉપર સવારી કરી બેઠા હતા. ઝાડ એવી રીતે પડયું હતું કે થડ અને તેની જડ ઉંચાણુમાં હતાં જ્યારે મથાળું નિચાણમાં ઢળી પડયું હતું. ઝાડ ઘણાં વરસોનું પડી ગયેલું એટલે એનાં મુળ અને લાકડું કોહી સડી નરમ તુટી પડે એવાં થઇ રહ્યા હતાં. પહાડ સેવટીનાં પુલોથી એક સરખો પંથરાઇ રહ્યો હતો. એની એક બાજુ ભીંત સરખી ઉભી હતી જેની ઉપર ચઢવું ઉતરવું મુશકેલીથી કરી શકાતું હતું. મોટા મોટા પથરાઓ તે દિવાળમાંથી નિકળી મોટી રાક્ષશી સીડીનો દેખાવ દેતા હતા. આની ઉપર ઝાડપાન વેળા સર્વે પુર બહારમાં ઉગી તેને અનહદ ખુબસુરતી બક્ષતા હતા. આ જગ્યા ખુબસુરતીની બાબમાં સંપૂર્ણ હતી.

મોટાં ઝાડોની છાયાં હેઠળ કિનારી ઉપર મારી જગ્યા પસંદ કરી અમે બેઠા હતા. જો સમતોલપણું કોઇ હિસાબે ખોયું તો સેંકડો ફીટ નિચે ગબડવાનો જુમ્મો હતો. પણ આ જગ્યા શિકાર લાયક હોવાને લીધે પસંદ કરી હતી.

સર્વે દિશામાંથી શિકારને અમારી સામે હાંકવાનું શરૂ થયું. અમે તો બસ શિકાર સામેથીજ આવવાનું ધારીને બેઠા હતા. પાછળથી તે આવવાનો સંભવ હતો નહિ કરી તેની સાવચેતી રાખી હતી નહિ. સામેથીજ શિકારની વાટ જોતા બેઠા હતા તેટલામાં એકાએક એક રીંછ જેને કાશમીરીઓ ભાલુ કહે છે તે પછવાડેથી પહાડની ભીંત જેવી કરાડ ઉતરતું ઉતરતું ગુપચુપ આવ્યું, અને આવી લાગતાં ને સાથ મારા શિકારીને પાછળથી ધરવા બે પગે માણસની માફક ઉભું થઇ તેને ધમકાવતું હોય તેમ માથું અને તેના ખુબસુરત હોઠ હલાવી બે મોટા જંગલી સાદ કાઢયા, જેના પડઘા નિચે ખીણમાં ફેલાઇ રહ્યા. હાંકો કરનારા માણસો તરત સમજ્યા કે ભાલુ કોઇની સાથે જુંબેસમાં ઉતર્યું હતું. વળી ગોળીબારની ગેરહાજરીમાં

ચિંતા કરવા લાગ્યા કે તેઓમાંના કોઇને આ ઘાતકી પ્રાણીએ ધર્યો હશે.

શિકારી ઘરડો હતો પણ જુવાન માણસ માફક એક કુદકા સમેત મારી સામે આવી લાગ્યો. ભાલુ તો અમારા બેઉની સામે તેની સીમમાં દાખલ થવાને લીધે સખ્ત રીતે છેડાયું. જે રીતે હું બેઠો હતો તે પ્રમાણે તો મારી હાલત કફોડી થઇ પડી. નહિ મારાથી ઉઠાય કે નહિ પાછળ ફરાય. ઝાડ તો આખું કોહિ ગયું હતું કે જેથી કાંઇ પકડી ઉઠવા જાઉં તો તે મારા હાથમાં તુટી પડે. જો પગ ટેકવી ઉઠવા જાઉં તો પગ હેઠળ તે કચડાઇ તુટી પડે. ભાલુ તો બોલ બોલતામાં આવી લાગ્યું. ઝાડનાં મુળ ઉપરની સ્વારી તો ભારી પડી ગઇ, કારણ મારાથી જરા પણ પાછળ ફરી શકાતું હતું નહિ.

ભાલુને શિકારી કાંઇ પાતળો પડયો કે શું કે તેને છોડી તે ઝાડનાં થડ ઉપર થઇ બે હાથ ઉંચા કરી લાડ કરતું મારી તરફ દોઢ મારતું આવ્યું અને પોતાની નાજુક બાથમાં મને ધરવા જતું હતું. આ તક મને સારી મલી. મેં મારા શસ્ત્રનો પુર ઉપયોગ કરી તેના જુસ્સાના માર્યા જોસથી ધપકતાં હ્રૃદયની સાબુત તપાસ લઇ, મારી સાથે બીજી વખત વધુ સંભાળથી વર્તવાની શિખામણ તરીકે કાતિલ ગોળી ચલાવી અને મારી સોડમાંજ ગુંલાંટ ખવડાવી. ગોળી લાગવા સાથે બે મોટા અવાજ કરી તે બસો ફીટ હેઠળ ગગડી પડયું. શિકારીએ બુમ મારી "દુસરા ચલાવ, દુસરા ચલાવ," અરે પણ દુસરા ચલાવે કાયકુ. મારી તો ખાતરી હતી કે તેના હ્રદયના પુડચા ઉડી ગયા હતા.

તેના પસાર થવા સાથે શિકારી અને હું એક એકનાં ફિક્કાં મારી ગયેલાં મ્હોડાં જોતા ઉભા. બેઉ જણ ભાલુએ મચાવેલા તરખાટના ભયનો કિસ્સો તત્કાળ ભુલી જઇ શકયા હતા નહિ

એક એકના બચાવને માટે ખુશી થઇ હાથ મેળવ્યા અને મારી સ્તુતિ કરી તે બોલ્યો કે "અલ્લા રખને વાલા હય લેકિન હજુરકી શેરદિલી આજ બોઓત કામ લગી. ઓર કોઇ દુસરા હોતા તો નિચુ ગિર જાતા." આ પીરસાયલો મસકો મીઠો તો લાગ્યો પણ રીંછે ધાંધળ ધરપચ તો એવી કરી મુકી હતી કે બેઉના ચેહરા ફિક્કા માર્યા હતા અને કાંઇક વખત પછીજ લોહી પાછું ફરવાની આશા હતી.

આ ભાલુનો ચેલો ખુદા પાસે દાણા પાણી લખાવી લાવ્યો હતો. અમે જ્યારે તેના ઉસ્તાદની સાથે બાથ ભીડવામાં રોકાયલા હતા તેટલાં અમે કાંઇ તેની ઉપર ધ્યાન આપી શકયા નહિ, પણ ઉસ્તાદના હૃદયના વિંધાઇ જવા પછી મારો હાથ છુટો થયો તેટલાં તો એ એક ઝાડીમાં ગુમ થઇ ગયું. તેની શોધમાં અમે પડયા પણ તેને શિક્ષણ એવું તો મજબુત મળી ચુકયું હતું કે તે થોભ્યુંજ નહિ.

અમે તો અમારા માહાત થઇ ગયલા હરીફને નિચેથી ઉપર કેમ લાવવો તેની ફિકરમાં પડયા હતા. તેટલામાં સામેથી બીજી બંદુકનો અવાજ કાને પડયો. ખાતરી મળી કે બીજે છેડે અમારા સાથી પણ નસીબવંતા થયા હશે અને ખરેજ એમ હતું. શેઠજીની એક સુંદર ગોળીએ વિંધાઇ જઇ એક મસ મોટું ભાલુ નીચે ખાહીમાં ગબડી પડયું હતું.

હવે અમે અમારી જગ્યા છોડી અને ઉંચાણમાં ચઢવા માંડયું. ચઢાણ બહુ મુશકેલ હતું. માહા માહા જેહેમતે પથ્થરવાળી દિવાળ અમે ચઢી શકયા. એક ઠેકાણે તો ઝાડની ડાળી અને વેળાનાં દોરડાં બનાવી માણસે તે વખતે મને ખેંચી લીધો.

હવે વિચાર અને ફિકર મને એકજ હતી કે આ મસ મોટા જાનવરોને ઉપર લાવશે તો કેમ? પણ આ અથંગ

પહાડીઓ બે કલાકની જેહેમત પછી હાંફતા અને પરસેવાથી ગરકાવ થયલા ખુમો અને શોરથી આખી ખીણ ગજાવતા તેને ઉપર ઉંચકી લાવ્યા અને એજ પ્રમાણે બીજાને પણ ઉપર લાવ્યા.

તેઓનાં ચામડાં ફત્તેહની ઇધાણી તરીકે કાઢી લઇ અમારે મુકામે થાકેલા પણ ખુશ મગન પાછા ફર્યા.

પહાડ ઉપર ચાલવાની થાક ઘણી લાગતી હતી તેમા વળી આવી નિચાણવાળી જગ્યામાંથી પથ્થરે પથ્થરે લટકી ચઢ ઉતર કરતાં દમ આખર થઇ ગયો હતો. મુકામે જઈ પગને ખુબ ચંપી કરતા આસાએશ લેતાં સુતાં અને સાંજનુ ખાણું લીધા પછી બિસ્તરને શરણે થયા.

તાઢ સખ્ત હતી અને રાત્રે હીમ વરસ્તો હતો. સર્વ કપડાં આંગ ઉપરજ રાખવા છતાં ગરમમાં ગરમ ઓઢવાના પણ પુરેપુરી રાહત આપી શકતાં હતાં નહિ. ઉંઘ તો માત્ર થાકને લીધેજ આવી જતી.

શેઠજી અને હું શિકારનો સ્વાદ ચાખી શકયા હતા પણ અમારા ત્રીજા મિત્ર બાકી રહી ગયા હતા.

થંડી સાથે પાછી સવાર ખુશનુમાં પડી. કોઇ પણ તરીકે મિત્રને તેનો ફાલો આપવા ધાર્યો હતો. તેઓએ પણ આ હિમ્મત નિચેની ખીણોમાં જઇ જગ્યા લીધી. અમે નવી જગ્યા પસંદ કરી અને ત્યાં જઈ થોભ્યા.

આ વેળા જાનવરની શોધ માટે નવી ખીણની પસંદગી કરી હતી કે આગલે દિવસે નાઠેલાં જાનવરો ત્યાંથી મળી આવે.

ફરીથી હાંકો શરૂ કર્યો અને અર્ધા કલાકમાં મિત્રએ ગોળીના અવાજ સાથે એક મોટું રીંછ ટપકાવ્યું. પણ આ બળા ગોળી લાગતાંની સાથે આબેહુબ માનવી સમાન ઢોંગ કરી હાથ પગ વાળી નાખી પહાડની ઢાળ ઉપરથી લોટતું મુવેલાં

મુડદાની માફક હેઠળ આવ્યું. જો કે મારી બાજુએથી તે પીપની માફક ગગડી ગયું પણ તેના ઢોંગ એટલા સાબુત હતા કે હું પણ જાણી શકયો નહિ કે તે જીવતું હતું. જ્યારે તળેટીએ પુગ્યું, ત્યારે ઉભું થયું અને આસપાસના માણસોને લપડથપડ મારી પોતાના જખમમાં ઘાસ પાતરાં ખોશી ચાલતું થયું.

આજનો દિવસ મારા બાબમાં લુખ્ખો જાય એમ લાગતું હતું, પણ મારી કાળજીનો બદલો થોડાજ વખતમાં મળ્યો. એક ઝાડીમાં કેટલાક સાબરો હાંકાના અવાજથી ચમકી છુપાઇ રહ્યા હતાં. જો તેઓ ત્યાંથી જતાં રહે તો મારે ફાળે કાંઇ પડે નહિ. તેઓમાંના કેટલાંક સમજણાઓએ તો હાંકો મારતા માણસોના માથાં કુદાવી નિકળી ગયા પણ એક બાપડું મારી ગોળીએ વિંધાઇ પડયું. તે પડયું તે પહેલાં તેની ઉપર અનેક ગોળી ચલાવવી પડી હતી.

દોસ્તે પણ થોડાજ વખતમાં બીજા ભાલુ ઉપર ગોળી ચલાવી. આ વખતે ચોકસ રહી આગળા અનુભવનો વપરાસ કરી તેને ત્યાંને ત્યાં ઠાર કર્યું. આજે તો અમો ખાધ ખોરાકી પણ સારી રીતે છાવણીમાં લાવી શકયા પણ ચાલતાં પગના તળીયાં ઉપર સોજો આવી ગયો હતો. હવે જો પગનું કામ વધુ પડતે તો તે કરવાને તૈયાર હતા નહિ. એક દિવસ આસાએશમાં કાઢયો પણ વળી રાત્રે ફ્લાઇંગ ફોક્ષ મારવાની તૈયારી કરી. આ પક્ષીની ચામડી સુવાળી અને રૂવાંટીવાળી હોય છે તેટલા માટે સરદી-વાળા મુલકમાં તેના કિમતી કોટ બનાવવામાં આવે છે. નાના નાનાં ચામડાં જોડીને તે બનાવવામાં આવે છે એટલે .ખરેખર તે ઘણો કિમતી થાય છે.

આ પક્ષી રાત્રેજ બહાર પડતાં હોવાને લીધે તેનો શિકાર રાત્રેજ કરવામાં આવે છે. તેઓ ભમતા ભમતા અગ્નિની બાજુમાં ઝાડ ઉપર આવી બેસે છે.

સાંજ પડતાં તો એવી સખત થંડી શરૂ થઇ કે ફરજીયાત તંબુનો આસરો લેવો પડયો. જમ્યા પણ તંબુ બંધ કરીને. વળી પાટલુન ઉપર પાટલુન અને કોટ ઉપર કોટ અને બાકી રહી ગયેલો હોલ્ડઓલ પણ બુટ ઉપર લપેટયો, મન તો ઘણુંએ થાય કે ફ્રોક્ષની ઝડતી લેવા જઇએ. તેઓ અવાજ કરી અમારી તાકાત તપાશે પણ ટાઢને લીધે તંબુની બહાર ડોકયું કઢાય નહિ. શિકાર કરવાને બદલે ગુંચળુ વળી અમો ત્રણે બિસ્તરા ઉપર ભરાયા અને ફ્રોક્ષ ફ્રોક્ષની જગે નચિંત જીવે રોજ માફક અમન ચમન કરતાં રહ્યાં.

તેઓ આવ્યાં અને ગયાં તે અમે સઘળું જાણ્યું; માણસોએ પણ આવી અમને તેની ખબર આપી પણ ડોકયું બહાર કાઢવાના સોગંદ લીધા હતા તેથી તેઓને અંદરથીજ જવાબ વાળી પાંણીચુ આપ્યું.

શિકારઘાહ ખતમ થવાનો છેલ્લો દિવસ એટલે અમો ખુશી હતા. છોકરાં બચ્ચાંઓને જઇને મળવાનું. વળી ચાર ચાર ચાસણી ઉમેરીને વાતો કરવાની, એ સર્વ ઉમેદમાં વખત ખુશનુમાં પસાર થઇ ગયો.

ટટ્ટુઓ આવી લાગ્યા અને અમારો શિકારી કિસ્સો ફત્તેહ સાથે ખતમ કરી સહવારના નિચે ઉતરવાનું શરૂ કર્યું.

---

# પ્રકરણ સત્તરમું.

## નાઝનીનો ઉપર ફિદાગીરી અને તેઓને હાથે મળેલી ચીમકી.

રાતને વખતે ધડક ધુજારામાં પસાર કરેલી ચઢાણ સવારને વખતે આસાનીથી પસાર કરી ગયા અને નિચે આવેલા ત્રાલના ગામમાં આવી લાગ્યા. અહીં મને કેવી ચીમકી મળી તે હું જણાવીશ.

ગામમાંથી આસ્તે આસ્તે પસાર થતાં મારી નજર બે ખુબસુરત નાઝનીન ઉપર પડી. તેઓનો દમામદાર, ગુલાબી, તંદરોસ્ત, ખુબસુરત ચેહેરો, અને કીનખાબની ટોપી હેઠળ વેરાયલા છુટા બાલ અને તેની ઉપરથી લટકતા ચાંદીના છેડા જોઇ મારૂં મન તેઓની સબી ઉતારવાનું થયું.

થોડા કદમ આગળ વધી ટટ્ટુ ઉપરથી ઉતરી પડી આસ્તેથી કેમેરા ખોલતો ખોલતો સામે આવ્યો અને જે ઘડીએ સબી ટપકાવવા જતો હતો તેજ પળે તેઓનું ધ્યાન મારી ઉપર ખેંચાયું.

આ ચાલાક નારીઓ ઠસ્સા સાથે ઉઠી આંખો ચઢાવી ચાલી ગઇ અને મારી સામે ઘરનું બારણું જોસભર અફડાવી ભીડી નાંખ્યું. પણ નફ્ટ થઇ સબી તો ટપકાવી. ઘર આવી ફિલમ ડીવેલપ કરી સબી તો બરાબર આવેલી. પાસે બેઠેલા બે ગંદા છોકરા માઇનસ પેલી બે અબળાઓ હતી, અને તેની જગ્યાએ પેલાં બે અફડાતાં બારણાં જોવામાં આવ્યાં. નાક કટા તો કટા પણ ઘી તો ચટા કરી સબી લીધી હતી; પણ અહીંતો "નાક કટા અને ઘી ન ચટા."

જે વેળાએ આશણું છુટી નાંખ્યાં ત્યારે મારૂં મ્હોડું જોવા જેવું થઇ રહ્યું હતું. રંજ ખેંચ્યો, ટટ્ટુ ઉપર ગોઠવાઇ મજેહમાં બેઠેલો તે શ્રમ ખેંચી નિચે ઉતર્યો ને નફામે બે જુતી. કાંઇ નહિ, મનમાંને મનમાં તેનો વિલાપ કરતાં ટટ્ટુનો હવાલો પાછો ધર્યો અને સ્વારી કરી ચાલુ મુકયું.

અમારા રમુજી દોસ્તને ઘોડી એવણના જેવીજ ફરબે મળી હતી. વળી પગ ઉપાડી ચાલવામાં પણ સારી હતી. તેને ચલાવવાની કવાયત લેતાં અનેક પ્રયોગ કરતાં આવડતા હતા પણ એક વેળા તેમના નાના જેવા બોજાનું સમતોલપણું આગળ વધી પડવાથી તેમજ રસ્તાની સરખાઇ બરાબર નહિ હોવાને લીધે વળી તેની સાથે જાનવર બે જીવશે હોવાથી પોતાના આગળા પગ વાળી દીધા. એટલે ભાઇ તો જાણે કસરત કરતા હોય તે પ્રમાણે ટટ્ટુની ગરદન સાથ પેટ ઘસતા ડોકયું ખેંચી તેના કાનમાં ફૂંક મારતા હોય તે પ્રમાણે આસ્તેથી જમીન ઉપર આવ્યા. ટટ્ટુ તો તરતજ ઉભું થયું પણ દોસ્ત તો કેટલોક વાર પછીજ પડયા પડયા રીકાબમાંથી પોતાને હાથે પગ કાઢી ધીરજનો ધડો અમને શિખવી હળવેથી પગભર થયા. ટટ્ટુ સાથનો એમનો આ અખતરો છેલ્લોજ હતો.

વળતો રસ્તો લાંબો તો લાગ્યો પણ વખતના વેહવા સાથે તે પસાર કરી આવાંતિપુરાના જુના ગામ આગળ જ્યાં મોટર મુકી હતી ત્યાં આવી પુગ્યા. ખુશી સાથે તેનો હવાલો લીધો અને શ્રિનગર આવી લાગ્યા. કોટ ઉપરથી કોટનો બોજો ખલાસ કર્યો. પણ પાટલુન ઉપરથી પાટલુન ઉતારતાં તો વિશેષ વાર લાગી, કારણ સખ્ત થંડીને લીધે એક એકની ઉપર સાત વસ્ત્ર ઘાલ્યાં હતાં.

વચમાં થોડા દિવસની આસાએશ લઇ એક દિવસ છોકરાં બચ્ચાં સાથે સર્વે મળી બે મોટરો થઇ ગાંધરબળના તળાવ

ઉપર ફરવા નિકળ્યા. તેનાં વખાણ ઘણે મ્હોડે સાંભળ્યાં હતાં પણ ફેરો ધારવા મેળે લેહેજતદાર નિવડયો નહિ.

એકતો શરૂઆતમાં શેહેરની ગળીઓમાંથી પસાર થતાં દમ ગયો, પણ શહેર છોડયા પછી સારા દેખાવો જોતાં અમો આગળ વધતા હતા, એટલામાં અમને આ માર્ગમાં તાશકંદથી નિકળેલો વેપારી કાફલો મળ્યો, જેનો દેખાવ હંમેશના દેખાવ કરતાં જુદોજ હતો. લોકો પણ જુદા અને તેઓના યાક નામના બેલ પણ જુદાજ દેખાતા હતા. આગળ ચાલતાં સરસ ખુલ્લાં ચઢઉતરના પગથ્યાં જેવાં ડાંગરનાં ખેતરો પસાર કર્યાં. આખે રસ્તે પાણીની મેહેર પુષ્કળ હતી જેનો ઉપ્યોગ આ ડાંગરનાં ખેતરમાં સેહેલથી લેતાં હતાં.

રસ્તે એક ચોકી આવી જ્યાં વેપારી માલ ઉપર દસ્તુરી લેવાતી હતી. કોઇ નસીબનો લીલો વેપારી તેનું મજબુત ઘોડું દસ્તુરીના બાજટ સાથે બાંધી કાંઇ કામ સર અંદર ગયો હતો. મોટરોના અવાજે આ જોરેમંદ જાનવરે ભડકણ લીધું. તે જીવ લઇને નાહઠું અને તે પોતા સાથે દસ્તુરીનો સરકારી બાજટ પણ ખેંચતું ચાલ્યું. બાજ-ટના અવાજથી તે વધુ ઝનુની બની જીવ ઉપર આવી પાછળ છાલકાં પાણી સાથનું તળાવ હતું ત્યાં બાજટ સાથે જઇ પડયું. તે પેટ સુધીના કાદવવાળા પાણીમાં અફડાતું જીકાતું, પડતું ઉભું થતું, દોડવા લાગ્યું, જ્યારે દસ્તુરીના બાજટે તેની દોસ્તી છોડી નહિ અને પછવાડે પછવાડે તરવા લાગ્યો. ટટ્ટુએ તેની શકિતનું સારૂં પ્રદર્શન કર્યું, પણ તેના રખેવાલની હાલત જુદીજ હતી. તે બુમો મારતો તેનું બોડેલું માથું ખુલ્લું કરી તાળકી ઝળકાવતો ફટકો હાથમાં ધરી ટટ્ટુને તેનું શાહઝાદા શાહઝાદાના નામથી પોકારતો ગુઠણ પુર પાણી સુધી તો જઇ ચઢયો. પણ જયારે તેના શાહઝાદાએ મચક

નહિ આપી ત્યારે ત્યાંજ થોભી જઇ વમાસણમાં પડયો. જ્યાં સુધી નજર પુગી ત્યાં સુધી તો તે જાનવર બાજટને ઉંડાં ને ઉંડાંજ પાણીમાં ખેંચ્યો જતો હતો. તેનો નિવેડા શું આવ્યો તેતો ઇશ્વર જાણે. માલેકને માટે દિલસોજી તો ઘણી દોરવાઇ અને હસવું ઘણું આવ્યું જે થોભાવવું મુશકેલ થઇ પડયું હતું.

ગાંધરબલનો ફેરો કાંઇ ગવાયો નહિ; દુર ઘણું જવાનું અને તેના બદલામાં કાંઇ ખાસ લેહેજતદાર દેખાવો હતા નહિ. આખો દિવસ ત્યાંજ ગુજારી સાંજને છેડે અમો અમારે મુકામે પોંહોંચ્યા.

માણુસબલે અમને અચ્છો સ્વાદ ચખાડયો. તે કાંઇ શ્રિનગરથી બાર માઇલ હશે. અમારા મુંબઇગરા દોસ્તની સાથે બે વાગતાને સુમારે અમારી જગ્યા છોડી. પાંચેક માઇલનો રસ્તો કાપ્યા પછી માર્ગ ચુકયા, અને બે ત્રણ માઇલની પાછી સફર પછી ખરે માર્ગે ઉતર્યા. રસ્તો કાચો હતો તે છતાં તે કાપવાની મજાહ ઠીક પડતી હતી. દેખાવ કાંઇક ગાંધરબલ કરતાં વધુ સારો હતો, પણ સામેથી ગુલમર્ગનો પહાડ તેની ચાલાકી દેખાડી રહ્યો હતો. અમે તો આગળી બેઠક ઉપર એન્જીનના ગરમાવા આગળ સલામત બેઠા હતા, પણ પાછળી બેઠકવાળાના બરડા થંડા થઇ ગયા હતા. જરા સરાગાત કરી એમ કહીએ કે બરફ બંધાઇ ગયું હતું તો પણ ચાલે.

થંડો શિતળ પવન ગરમ કપડાંમાંથી પણ ચામડીમાં દાખલ થતો હતો. એટલા સબબ સર સફરની મજાહમાં ખલલ થતી હતી અને કયારે તે ખલાસ થાય કે ઘરેબારે જઇ અગ્નિ પાસે બેશી થરથરી જતા બરડાને સેક આપીએ એમ થતું હતું.

આ જગ્યાનો દેખાવ એકંદરે સારો હતો પણ ત્યાં પુગતાં સુધી સાંજ પડી ગઇ હતી અને પાછા ફરતાં થંડીએ સખ્ત દામ લીધું હતું.

સાંજના જ્યારે સરોવર ઉપર જઈ ચઢયા ત્યારે સૂર્ય અસ્ત પામતાં, આકાશ ઉપરના સફેદ વાદળના કિનારી ચાંદી સમાન ચમકાવતો હતો અને સરોવર ઉપર તેના પડછાયા નાખી તેને અજબ જેબ આપતો હતો. આ સાથે તેના આસપાસનાં વાદળાં જ્યારે ઘેરો લાલ રંગ અખત્યાર કરતાં ત્યારે આ આખો દેખાવ ખરેજ મોહક થઈ રહેતો હતો. આ દેખાવ વખાણવા વખતની વધુ છુટ જોઇતી હતી પણ અમે રસ્તાની શોધમાં ઘણા મોડા થઈ ગયા હતા. સામે ગુલમર્ગની બાજુએથી અમારી સામે વધતા આવતા વરસાદના દેખાવથી બીહી જઇ સર્વે ઘરે પાછા ફરવાની ઉતાવળમાં પડયાં હતાં.

ખરેખર વળતી સફર દરમીઆન શિતળ પવન સાથના વરસાદ સમેતનાં તોફાને અમારી ખબર ઠીક લેવા માંડી. જરાક અંધારૂં પણ થઇ પડયું હતું અને વરસાદજીએ જોસબંધ છંટકાવ કરવા માંડયો. આગલી સીટ ઉપર અમે તો ઠીક હતા પણ બિચારા પાછલી સીટવાળા તો બરફના સેકથી અકડી ગયા હતા. ઘેર જઇ સગડી ઉપર જ્યારે તેઓને ભુંજ્યા ત્યારેજ તેઓના બરડા ઉપરનું બરફ પીગળવા પામ્યું. શ્રિનગરમાં અમારી મોકળાસવાળી બોટમાં ઘણા સુખી દિવસ ગુજાર્યા. થંડી દિવસે દિવસ વધુ પડતી ગઇ. પંજાબ અને નિચેના મુલકમાં ગરમી ખતમ થવા સાથે થંડી મોસમની શરૂઆતના સમાચાર મળ્યા એટલે કાશમીર છોડવાનો વિચાર રાખ્યો.

કાશમીર છોડીશ તે આગમજ ભવિષ્યના મુસાફરને બે બોલ કહીશ. ત્યાં જવા પેહેલાં પરેસ્તાનના પ્રવાસે નિકળતાં હોય એવો ધખારો રાખવો નહિ. જેઓને કુદરતી દેખાવનો શોખ હોય તેઓનેજ ત્યાં વધારે સારૂં લાગશે.

ઝાડે ઝાડ અપસરા અને મેવા અંગુરનો ખ્યાલ ખોટો છે, પરીઓ એક ઝાડ ઉપરથી બીજા પર ઉડતી દેખાશે કે રસ્તે

ત્રાલ ઉપર પશમીના.



આ બકરાંના રેશમ જેવા બાલમાંથી શાલ બનાવવામાં આવે છે. આ બકરાં સાધારણ બકરાં કરતાં મોઘાં મળે છે.

# તાશખંદથી શ્રિનગર.



સરમાળુ તાશખંદી વેપારી યાક ઉપર માલ લાદી છસો માઈલની મંજલ કાપી શ્રિનગર આવી પુગે છે અને ત્યાંથી વેપારી જણસો લઈ પાછા ઉપડી જાય છે. યાક બલદ જેવો હોય છે પણ તેનું પુંછડું ઘોડા જેવું હોય છે.

શેરીએ ચાલતાં સફરચન પગે પગ ઠોકરાશે કે મ્હોડું ઉંચું લઇ જતાં રસની ગગડતી દ્રાક્ષ તેમાં પડી ગુમ થઇ જશે એવા ખ્યાલ ફોકટ છે. અહીં તો પરીને ઠેકાણે પંજાબથી ઉપર ચઢી આવેલી નાકનાં ટીચકાં ચઢાવતી મડમ મળશે. રસ્તે સફરચનની જગ્યાએ ઢોરે મેલું કરી પુરેલા ચોક અને રસની ઝઝરતી દ્રાક્ષ બદલે ચિનારનાં ખરતાં પાતરાંઓ જોવા તૈયાર રહેવું.

કાશમીર પણ હિંદનો એક ભાગ છે. ત્યાંના લોક અને તેઓનો રાહુરસમ કાંઇ થોડાક અપવાદ સીવાય આપણા દેશ જેવોજ છે. "માત્ર જરાક વધારે જુઠ્ઠા" ત્યારે ત્યાં આસમાની સુલતાની જોવાની આશા મિથ્યા છે. જે કાંઇ વધારે જોવામાં મળે તે ત્યાંના બરફના દેખાવો અને થંડા મુલકને લીધે ત્યાં ઉત્પન્ન થતાં ફળ ફુલ છે.

ખુશનુમાં થંડી હવા અને કુદરતી દેખાવો ચાહનારા માટે તે સારૂં છે.

હાઉસ-બોટમાં રહેવાનો અનુભવ નવો છે એટલે કેટલેક દરજ્જે મજાહ અને તેટલેજ દરજ્જે સજા પણ છે. બોટના માજીઓની બેઇમાની અને જુઠું એટલું તો છે કે બોટની મજાહ તેઓના કૃત્યને લીધે ત્યાંજ ખતમ થાય છે.

રેશમી કાપડ હાલમાં તો ઘણા હલકા પ્રકારનું મળે છે, જે ઉપર વેપારીઓ જુઠું બોલી પૈસા પેદા કરવાને ફોકટમાં ફાંફાં મારે છે. મારી આંખોએ તો ત્યાંનું રેશમ અને ભરતકામ ત્યાંજ સારૂં લાગ્યું. મુંબઇ પાછા ફર્યા પછી તો તે જોવા પણ ગમ્યું નથી. તેઓ આપણી પાસેથી કોઇપણ તદબીરે નાણાં કઢાવવાની તદબીર ચલાવે છે, જે કરવામાં હદ ઓળંગી જાય છે, જે ત્રાસ ખરેખરો પાછળ પાછળથી તો ધિક્કારવાજોગ થઇ પડે છે.

કાશમીરમાં અમારા છેલ્લા દિવસો બહુ ઉતાવળમાં પસાર થઇ ગયા અને વળતા પ્રવાસની ધધુખડમાં પડયા. આખરે ઉપડવાનો દિવસ આવી લાગ્યો. સામાન મોટરો ઉપર ચઢાવ્યો. સરસામાન બાંધવામાં હવે તો કુશળતા પુરતી મેળવી હતી એટલે કાંઇ વાર લાગ્યો નહિ. અમારી મોટર ખુશામત્યા લુચ્ચા નોકરોએ ઘેરી. અમે તેઓને પુરતો બદલો આપવા ધાર્યો હતો અને છુટે હાથે બક્ષેસ આપી. તેઓ પણ બેલાશક ખુશી થયા, પણ અમારો મુખ્ય માજી જે બોટનો ધણી હતો તે પોતાની જાત બતાવવા ચુકયો નહિ. આ માણસ જોવામાં તો ઘણો તંદરોસ્ત હતો પણ હાંફણથી ચાલુ પીડાતો હતો. તેને વારંવાર મેં દવા આપી રાહત આપી હતી તે તેના બદલામાં ચાપલુસીવાળી જીભ ચલાવી, જો હું એક મહીનો વધુ રહેવું તો બોટનું ભાડું વટીક છોડી દેવા તે તૈયાર હતો. તે છેલ્લા દિવસનાં ભાડાંની જીકરમાં પડયો. અમારે જતી વખતે ખુશી સાથે છુટા પડવાનું હતું કરી તે પણ આપ્યું ત્યારે આસ્તે રહી તે નગુણા માણસે સોપ બેઝીનની ખોપરી ઉપડી ગઇ હતી તેના પૈસા માંગ્યા. શાબાશ! કોઇનો આભાર માનવો હોય તો એમજ માનજો. અમે મુંબઇ જઇ નવું મોકલી આપવા કહ્યું અને છુટા પડયા!

વળતો પ્રવાસ દોસ્ત આસનાઓની ભલી દુવાઓ અને ચાહની લાગણી વચ્ચે ચાલુ કર્યો. એકવાર આવી ગયલા હેવાલને લગતો હેવાલ ફરીથી ચાલુ થયો. પોપલર અને ચિનાર, વળી અખરોટનાં મોટાં સુંદર ઝાડ એ સર્વે એક પછી એક મુકતાં ચાલ્યાં. આ વેળા રસ્તે રસ્તે પાણી ઓછું દેખાતું હતું તેમ શિઆળાની થંડક વિશેષ લાગતી હતી. બાલામુરા આગળ પોપલરનાં ઝાડને છેલ્લી સલામ કરી.

---

# પ્રકરણ અઢારમું.

## ઉરીથી ગરી પાછા ફરી, ચાલ્યા મરી.

પાછો ઉરીનો ડાક બંગલો જ્યાં અમારા દોસ્તને પડેલી વિપતિનું વર્ણન અને જાલમ જેલમનું આપઅખત્યારપણું નજર પડયું.

ઉરી અખરોટથી ઉભાઇ જતું હતું અને તે પણ શ્રિનગર કરતાં ઘણી સ્વાદવાળી હતી. વળી ત્યાંના ખાઇબદેલા વેપારીને અર્ધે ભાવે મળતી હતી. મોટરમાંના દરેક ખુણે ખુણામાં અમે તે ભરી લીધી અને ગરી તરફ એક પછી એક આગળના દેખાવો જોતા કુચ કરી ચાલ્યા. ચિનારી પસાર કરી વાંકવાળો રસ્તો કાપી એક વખત પુર ઉલટમાં મુકી ગયલા ગરીના ડાક બંગલામાં આવી લાગ્યાં. આ આશ્રમ તેની અસલ જાહોજલાલીમાંજ હતો. તેની કીર્તિ કાંઇ કમતી થઇ હતી નહિ. જાલીમ જીલમનો ખળભલાટતો એવોને એવોજ હતો જો કે પાણી કાંઇક કમતી થયા હતા. લટાર મારવાની તક મળી તેનો પુરો ઉપયોગ કર્યો. રાતના આસાનીથી આસાએશ લઇ સવારના મંજલ પાછી ચાલુ કરી.

છે ચિનારી, મરી, ગરીને ઉરી, વળી,
બસ ડાક બંગલો ચાંપ કટલેસ ચાવલ કરી;
આસાનીથી હાંસલ થઇ સફર ખરી,
જવા થાય મન મરી, ફરી ફરી.

મરી હીલ આવી લાગતાં લાયકીવાળા જરથોસ્તિના હોટલમાં આસરો લીધો. તેઓએ સર્વ સગવડો હાજર કરી અમને આસાનીમાં રાખવાની દરેક તજવીજ કરી. અમે પણ

વગર અચકવે તેનો સંપૂર્ણ લાભ લીધો. જતી વેળા પણ મરીએ અમારાં દિલ જીતી લીધાં હતાં અને વળતી વખતે પણ એટલાજ ઉમંગ સાથે તેની તરફ અમારી લાગણી દોરવાઇ.

બીજી મોટરના સાથીને ઉતાવળ નહિ હતે તો એક દિવસ વધુ રહી તેને પુરો ન્યાય આપતે. મરી ખરેજ બહુ રળીઆમણું હતું, અને તેની આબોહવા પણ તેવીજ તાઝગી બક્ષનારી હતી. રહેવાની સગવડ પણ સારી હતી પણ અમારી ઉતાવળજ ભારી હતી.

બીજે દિવસે ત્યાંથી ઉપડી અમારા શિકારના શેઠજી અને પીન્ડીના રહેવાસીને ઘરે આવી ઉતારો લીધો. શેઠજી તો શ્રિનગરમાંજ હતા પણ તેમના બંગલાનો વપરાસ હેશાની સાથે કર્યો.

ગરીથી તે પીન્ડી સુધીના માર્ગમાં આકાશને માથે લાગેલા ઉજ્જડ પર્વત ઉપરનાં ઝુંપડાંઓએ અમારી દિલસોજી એકવાર ફરીથી ચાલુ જોશભર ખેંચી હતી.

પીન્ડીનું પાણી વગર શકે ઘણું સારૂં હતું. ભુખ ઘણી સારી લાગતી હતી અને પીન્ડીવાસી જુવાન જવાન્યાની ટોળી પણ ઘણી માયાળુ મળી હતી. તેઓની મેહેમાનગીરી ઘણી મોહોબત સાથની હતી. અહીં એક દિવસ વધુ રહ્યા અને તેઓની માયાનો સ્વાદ ચાખ્યો.

કાશમીરથી જ્યારે નિકળ્યા ત્યારે અને રાવલપીંડીમાં પેશાવરની તારીફ ઘણી સાંભળી હતી, તેટલા માટે દિલ તે તરફ દોડયું. પેશાવરનું નામ બદલામ એટલે સર્વેએ ટ્રેનમાંજ જવાની સલાહ અમને આપી, પણ મોટરમાંજ સફર કરવાનો અમારો નિશ્ચય અમે તોડયો નહિ.

નામચીન પેશાવરીઓએ નામના તો એવી મેળવી છે કે તેઓનાં કતું કોએ ઘણાંક હૈડાં જમાના પસાર થયા તે છતાં ધ્રુજતાં રાખ્યા છે. તેઓની કારકીર્દીમાં મારામારી લુટફાટ અને ખુના મરકી, ઇલમમાં ગોળીબાજી અને જુગાર, હુન્નરમાં પહાડ કુદાવવાની ચતુરાઇ અને ચોરેલો માલ જમીનમાં દાટવાની તદબીર એ સર્વ માણસના હાડકાની કલમે અને લોહીની શાહીથી ઘણીક નિર્દોષ કબરો ઉપર તેઓના ઝાલમ કૃત્યની યાદગારી તરીકે કોતરાયલાં છે.

તેઓનાં ક્રૂર કૃત્યોની અનેક વાતો સંભળાવી અમને બિહિવડાવતાં હતાં, પણ આટલી સફર મોટરમાંજ ખતમ કર્યા પછીજ માત્ર ધાસ્તીને માર્યાં ટ્રેનનો આશરો લેવો અમને ઠીક લાગ્યો નહિ. બળતવારીથી તૈયાર થઇ આ ખુની-ખાટકીના મુલકમાં ચાલુ મુકયું. પણ જેમ બીજે સર્વ ઠેકાણે નભરવસ જીવે પ્રવાસ કરતા હતા તે પ્રમાણે અહીં નચીંતાઇથી નિકળ્યા નહિ. સર્વ હથીઆર નજીકમાંજ તૈયાર રાખ્યા હતાં. નજરતો સર્વ દિશામાં અહીથી ત્યાં ચમક ચમક ઉડતીજ રહેતી હતી કે કઇ જગ્યાએથી છુપો છાપો મારવામાં આવશે. શરૂઆતનો માર્ગ ઉજ્જડ ઝાડપાન પાણી વગરનો જોવામાં આવતો હતો અને ગામ ગામડાં પણ જવલ્લેજ મળતાં. આ પ્રમાણેનો રસ્તો કાપતાં સંગજાનીનું ગામડું વટાવી જનરલ નીકલસનનો સ્તંભ અને તે ટેકરી વચ્ચેનો રસ્તો કાપી આગળ વધ્યા. રસ્તામાં વટેમાર્ગુનો વેહેવાર કાંઇ ઝાઝો હતો નહિ પણ ઠેકાણે ઠેકાણે ઉંટોના ટોળાં એનાજ જેવા કદરૂપાં કાંટાવાળાં ઝાડોની ડાળીઓ સોરી સોરી પેટનું ભજન કરી રહ્યાં હતાં.

મોગળ બાદશાહના વખતની અસલ હિંદની સરહદ ઉપરનો અટકનો મોટો કિલ્લો આવી લાગ્યો. આ જગ્યાએ કાબુલ અને સીંધુ નદીઓ એકએકને મળે છે. સીંધુ નદીએ તો ઘણો

લાંબો વખત આગળનો અમારો સંગ કર્યો હતો. તે અતિશય વાંકીચુકી અને આડીઅવળી વેહેતી હતી. વાંકી કે આડી પણ તેને હંમેશ જોઇ ધીરજ આવતી હતી. બીજી મોટરની સોસ જોકે ઓછી થઇ હતી તો પણ વારંવાર તેનું ગળું સુકાતું હતું.

અટકનો કિલ્લો કાબુલ અને સીંધુ નદીના સંગમ ઉપર બાંધવામાં આવ્યો છે. તે દુરથી ઘણો દમામદાર દેખાતો હતો. આ મોટો કિલ્લો અસલ મોગળ બાદશાહના વખતમાં બાંધવામાં આવ્યો હતો અથવા તે પેહેલાં પણ બાંધવામાં આવ્યો હોય તો તેમાં કાંઇ નવાઇ નથી.

તે મોટો અને કાંઇપણ ઘાટઘટમ વગરનો હતો. તેની ત્રણ બાજુ સીંધુ અને કાબુલ નદી ફરી વળી હતી.

હાલના એના બાહાદુર રખેવાલો તેની ઉંચી ભીંત અને તેના કરતાં પણ ઉંચા મીનારા ઉપરથી અમારા પોલાદી રખસ અને વિનાશી બદનની પાસબાની કરતા બંદુક ચઢાવી ટટાર ઉભા હતા.

શાબાશ છે કિલ્લા અને કીર્તિવંતા યોદ્ધાઓ તમે આજ હતા કે મારા જેવો મુસાફર આવા બદલામ દેશમાં પણ આલબચ્ચાં સાથે આરામથી આવી લાગ્યો.

તેઓની નિઘેહબાની હેઠળ મોટર આસ્તે આસ્તે કિલ્લો અને તેની પાસે તેજ નામનું ગામ છોડી આગળ સરકી. ગામમાં ઘરોનાં ખંડેરોની કાંઇ ખોટ હતી નહિ. ત્યાં જોઇએ એટલાં દરવાજા વગરનાં ઘરો હતાં પણ વસ્તી ઘણીજ થોડી દેખાતી હતી. તે પણ સર્વ ડોસી ડગરી સ્ત્રિઓ હતી, મરદ તો જોવામાં આવ્યાજ નહિ.

નદી ઓળંગવાની ઉલટમાં ઉફણાઇ જઇ મનમાં ગરૂરી કરતો હતો કે હે કાબુલ નદી! આજ રોજ તને પણ મેં જેર

## નામ નહિ લેવાય, નહિ તો બેયોનેટથીજ વાત!



"હટ હુકમસે ડર," "મોટરમેસી ઉતર જાઓ," "ઓર પાંઉં પેદલ ચલકે જાઓ."

કાબુલ નદીનો દેખાવ.



કેમ ભાઈ નદીના પાણી જોઈને પણ તરખાટ લાગે છે કે? સામે પાર જે ગામ છે તેને સારી નામના મેળવી છે. પેશાવર જતી ટ્રેનને સિગનલ ઉંચકી અટકાવી હતી અને બ્રેકમાંથી તિજોરી લઈ ચાલતા થયા. સામે થનાર બહાદુર પારસી ગાર્ડને ઠાર કર્યો હતો.

કરી છે. નદી પૂલ વડે ઓળંગવાની હતી જેને નાકે અહીં મજબુત લશ્કરી પાહારો હતો.

પૂલ ઓળંગવા જેવી મોટર જતી હતી તેવોજ એક લશ્કરી બંદુક સાથે બરાબર વચમાં આવી ઉભો અને મૂર્તિમાફક સ્થિર થઇ કૉહું ભોપવા લાગ્યો. વળી એક અમલદાર બોલ્યો સબ લોક ઉતર જાઓ. વળી એ શું નવી આફત! અહીં સુધી દોડી ધામી ચાલી ચલાવી આવ્યા, તે શું ઉતરી જવાને માટે કે? કાંઇ અફધાન સરહદમાં ભુલથી આવી પડયા તો નથી?

પાછળથી સમજ પડી કે આ પૂલ ઓળંગવાનો કાયદો એવો હતો કે સૌએ ચાલીને જવું અને એકજ માણસ મોટર હાંકી જાય. મેં શાંતિ ધરીને સમજ પાડી કે "સબ બાઇ બચ્ચે લોક હય. એસાજ જાને દયંગા તો બેહેતર હય." કોણ જાણે આ ગબરૂ સરદારને શું ધ્યાનમાં ઉતર્યું કે તેણે તુરત અમને પસાર થવા દેવાની રજા આપી અને તેજ પ્રમાણે હુકમ કર્યો. પૂલને બીજે નાકે પણ એજ પ્રમાણે ટેલીફોન ઠોકયો. અમે હેશાંનમાં ઉપકાર માની દમામમાં દાખલ થયા. સંત્રીએ હથીઆર નમાવી સલામ આપી. અમે તે તેટલીજ ચાલાકીથી સ્વિકારી અને પૂલને બીજે છેડે જઇ પોંહોંચ્યા. પૂલમાં સફાઇ તો એવી રાખી હતી કે દુશમનના હાથમાંથી બચાવવા આ લાંબો મોટો પૂલ બેજ કલાકના અરસામાં ઉખેડી નાખવાની દરેક યુકિત જોવામાં આવતી હતી.

કિલ્લાનો દેખાવ નદીને સામે કિનારેથી વળી ઓરજ જોવામાં આવતો હતો. તેના ખુણાઓ એક એક કરતાં બહાર નીકળી આવ્યાં હતાં. તેનો ઘાટ કેટલા ખુણાનો હતો અને કેવો હતો તે કાંઇ સમજી શકાતું ન હતું. એની ઉપર સરકારી ધજા જોસબંધ ફડફડી રહી હતી. આ સઘળું જોવામાં પ્રવાસ અતિશય આસ્તે થતો હતો.

હવે દેશનો દેખાવ બદલાતો ગયો, ઉજ્જડ મુલકની જગ્યાએ ફળદ્રુપ દેશ જોવામાં આવ્યો. રસ્તે રસ્તે ઝાડોની ઘટા વધતી ગઇ તેમજ આબાદી દેખાવવા લાગી. લોકોને માટેનો અમારો અભીપ્રાય બદલાયો હતો. ઝનુની પેશાવરીને બદળે માયાળુ લોકો મળ્યા જેઓની વર્તણુક ઘણી સભ્ય હતી. પાણી અને એવી અનેક મદદ ખુશી સાથે કરતા હતા. અમારા સાંભળવામાં ને જોવામાં બહુ ફરક પડયો હતો જેથી અચંબો લાગતો હતો.

જેમ આ સુંદર રસ્તા ઉપર આગળ વધતાં ગયાં તેમ નિર્દોષી ઓછી દેખાતી ગઈ અને તેની જગ્યા દોષીત હૈડાંઓએ લીધી.

અટક મુકયા પછી પેહેલું અગત્યનું મથક નૌશેરા હતું. અહીંથી પસાર થતા હતા એટલામાં કોઇ એક જરથોસ્તિની નજર અમારી મોટર ઉપર પડી. આ જવાને અમને જોઇ અચરત થઇ ઉતાવળમાં ઈસારત કરી અમને થોભાવ્યા.

આ સદગ્રહસ્થ પૈસે ગરીબ પણ દિલે તવંગર હતા. મોટરમાં પેશાવર ભણીની કુચનું કારણ પુછયું. સફરની અમારી તવારીખ સાંભળી ખુશી થયા. અમારે માટે ચાહ પાણી તરતજ તૈયાર કરાવ્યું, અને થોડીજ વારમાં બીસકીટ ચાહ સોડા સર્વ ચીજથી અમને નવાજેસ કર્યા.

હોટી-મરદાન તરફ જવાનો રસ્તો તેની હકીકત અને તે તરફનો કાબુલ નદી ઉપરથી જવાનો પૂલ જોતાં વખત નીકળી ગયો.

હોટી-મરદાન એક લગભગ સ્વતંત્ર તાયફાવાળાનું ધામ છે. ત્યાંના નેક નૈયત ધર્મના બાપલાઓનો એક સદગુણી રસમ સમજજો. જયારે પણ આ લોકોમાંનો કોઇ ધર્મરાજ કોઇ નિર્દોષ

વટેમાર્ગુને લુટીને જાન લે છે ત્યારે એ અનેક પ્રયત્ન કરી કોઇ પણ તદબીરે તેનું શબ લઇ જઇ પોતાનાજ ખેતરમાં ગાડે છે કે જેનાથી તેના ખેતરની આમદાની વધે અને આબાદ થાય અને વળી તેનાં પાપ પણ ધોવાઇ જાય.

આ પ્રમાણે કલાક ઉપર આ ભલા જરથોસ્તિને માન આપવા જતાં અને આવી આવી બીજી અક્કલમંદી હુન્નરમંદીની વાતો સમજતાં નીકળી ગયો, જેથી પેશાવર પુગતાં મોડું થયું. પેશાવરવાસીઓ તો રાત દિવસ ધડક ધુજારો જોતાં આવેલાં એટલે કુદરતી રીતે ફિકરમાં પડયાં. કેટલીક વાર અમારે માટે રાહ જોયા પછી અમારી ગેરહાજરીની ખબર ટેલીફોન વડે રાવળપીંડી પોંહોંચાડી પણ વધુ ઘોંટાળો થાય તે પેહેલાં અમે સહીસલામત જઇ પુગ્યા.

રાવળપીંડીના જાણીતા વેપારીએ પોતાની પેશાવરની પેહેડી મારફતે અમારે માટેનો બંદોબસ્ત કર્યો હતો. તેઓની મેહેરબાનીથી ઘણા સુખી દિવસ હેશાન સાથે ગુજાર્યા. તેઓના એજંટોએ ઘણી મોટી તકલીફ અમારે માટે ઉપાડી લઇ અમને સુખમાં ઉતારો આપ્યો.

પેશાવર ખરેખર ખુશનુંમાં રેઠાણ હતું તેની જાહોજલાલીનો કાંઇ પાર હતો નહિ. તેની લશકરી ધમચકરીનું કાંઇ બિયાન આપી શકાય તેમ નથી. ઓફીસરોની મેસ અને જીમખાનામાં રોશની અને ખાણીપીણી પણ એટલીજ દોરદમામથી ચાલી રહી હતી. એટલાજ પ્રમાણમાં ગામમાં ગુનાહનો પણ દોરદમામ હતો. જરા કાંઇ મતફેર પડયો તો તેનો ચુકાદો બસ છરી ચુલ્યાથીજ થતો હતો.

---

# પ્રકરણ ઓગણીસમું.

**બજારમાં ફરવા હરવાની ગમત ઠીક લાગતી હતી : પણ ફિકર એટલેજ બલકે વધુ દરજ્જે મોજુદ રહેતી હતી.**

પેશાવરની બજાર સ્વપ્ના સમાન થઇ પડી. ઘણા ખોટા ખ્યાલ સાથે અમે ત્યાં ગયા હતા. ધુળથી ભરાયલી છુટી છવાઇ દુકાનો, લોહીના તરસ્યા આફ્રિદીઓ, તેઓની લોહીથી ખરડેલી છરી અને વાયેજાહાન સુના રસ્તાઓ શિવાય બીજું કાંઈ જોવાની આશા બાંધી હતી નહિ. તેથી જે કાંઇ નજરે પડયું તેણે અમારા ખોટા ખ્યાલને મજબુત ફટકો લગાડયો.

દુકાનો તેના ગજા ઉપરાંત માલથી ભરેલી હતી અને તે દુકાનની બહાર વટીક પડેલો હતો. આખું બજાર મેવાના વાસથી પમરી રહ્યું હતું અને તેની સાથે વળી બીજા પુલો અને ખાસ કરી ગુલાબનો પમરાટ જોસભર નીકળી રહ્યો હતો. લોકોની ભીડ વિશેષ હતી જયાંથી મોટર પસાર થવાની પણ જગ્યા મળતી હતી નહિ. મોટર હાંકતાં સંભાળ તો ઘણીજ રાખતો હતો કે જો કોઇને કાંઇ ઇજા થાય તો પછી આપણો ખુર્દો થઇ જતાં વાર લાગે નહિ. રખેને જોરથી હોર્ન મારવાથી કોઈના સ્વમાનને ધોકો પુગે અને અપમાન લઇ પડે એટલા કારણસર હોર્ન પણ મારતાં ફિકર લાગતી હતી. જગેજગ સીપાહીની જોડી પેહેરો ભરતી હતી. ત્યાં કાંઇ પાલનપુરી ગાડીવાળા ચોંઇ હતા નહિ કે તેઓ ઉપર દમદાટી ચાલી શકે, પણ અહીંતો પઠાણ અને આફ્રિદી બચ્ચા હતા જેઓને જેર કરવાના હતા.

લેહેરી પેશાવરી માથાંમાંથી જાકીટ ઉપર ટપકે એટલું તેલ તેના કાળા લાંબા બાલમાં ઘાલી કાન ઉપર એનાં માથાં જેવડો ગુલાબનો લચ્છો ખોશી આંખોમાં કાજળ લગાડી મખમલની લાલ લીલી જાકીટ અને ત્રીસ ગજ લાનક્લોથનો લેંઘો પેહેરી, ફાંકડો બની અલબેલો થઇ એમ તેમ ડોળી અમન ચમન કરતો હતો.

તેની મુખ્ય રોકાણુ જુગાર હતી પણુ વખત મળતાં મારામારી અને ચોરીમાં પણુ ભાગ લેતો હતો.

બજારમાં કાચકામ, કાપડ, લોખંડ કામ, ગલીચા અને મેવો તેમજ બીજી અનેક વસ્તુની દુકાનોની અલગાર લાગી રહી હતી અને આ સર્વના ખરીદનારા સોદાગરો પણુ કકડી જતા હતા.

રસ્તાની બાજુમાં સરાફો સફ માંડીને પરચુરણુ અને છુટા રૂપીઆનો ઢગ માંડીને બેઠા હતા જે જોઇ પેશાવરીને તો શું પણુ મને પોતાને મ્હોડાંમાં પાણી છુટતાં હતાં.

ઉંટોની વંજારની વંજાર ઠેઠ કોરેસ્તાન અને કાબુલથી વેપારી માલ લઇને આવતી હતી અને તેટલોજ વિલાયતી માલ લઇ વિદાય થતી હતી. આ માલ લાવ લઇ જવાનો મુખ્ય માર્ગ ખૈબર હતો.

અમે જયારે ગયા ત્યારે પેશાવરમાં સખ્ત તાપ પડતો હતો પણુ બીજે દિવસે સાંજને છેડે વાદળ ચઢી આવ્યું અને જોસભર કરાં પડવા સાથે થંડક થઇ રહી.

બીજે દિવસે સ્વતંત્ર તાયફાવાળા અને બ્રીટીશ મુલકની સરહદવાળા મીચ્છલી રોડ ઉપર અમારા નમ્ર સભ્ય વિવેકી અને સાલેસ દોસ્તની રાહબરી હેઠળ ફરવા ગયા. પઠાણોની

સામે બ્રીટીશોને કેમ હાંકવુ પડે છે તેની નજરો નજર તપાસ લેવાની તક મળી.

અહીં ચાળીસ માઈલના ચક્કરમાં હજાર હજાર વારને છેટે એવી સેંકડો માઈલની સરહદ સુધી કાંટાવાળા તાર સમેત નાના નાના કિલ્લાઓ "બ્લોક-હાઉસ" બાંધવામાં આવ્યા છે જેમાં દેશી લશકર એક સરખો રાત દીવસનો રંજ ખેંચી ચોકી કરે છે. કોઇ ભુલ્યો ચુકયો તેટલી જગ્યામાં ઘુસ્યો તો વીંધાઇ જવા વિના રહેતો નથી.

કાંટાવાળા તાર અને એવી અનેક લશકરી હિકમત અને બંદોબસ્ત છતાં પણ આ અફલાતુન આફ્રિદીઓ નજર ચુકાવી અંદર ઘુસી આવી પોતાનો કિનો લેવા ચુકતા નથી.

આ જગ્યાએથી હમદીન વતન ઇરાનના યઝદ અને કેરમાન શેહેર બહુ નજીક પડે છે એવું જ્ઞાન કોઇ બુદ્ધીવાન ચતુર હમદીનને મળવાને લીધે તેઓ માટે પેલે પાર તળવળતાં હમવતની સાથે આજ માર્ગે હાથ મેળવવાનો પ્રયત્ન કર્યો. થોડાક માઇલ કાપ્યા હશે નહિ તેટલામાં તો આ પરદુખભંજનને આફ્રિદીઓએ ઇંગ્રેજના જાસુસ તરીકે ધર્યો અને બીજુ કાંઇજ નહિ કરતા માત્ર પથ્થર ફોડવાનું કામ સોંપ્યું. બિચારાના શરીરમાં તાકાત હતી ત્યાં સુધી તો એ કામ કર્યું પણ જ્યારે સુક્કા બાજરીના રોટલા અને પાણી ઉપર જ્યારે હાડકુ ને ચામડું થઇ રહયા ત્યારે મરડાની બીમારીથી નાચાર બની બિસ્તરો તો હોયજ શાનો તે પરાળ ઉપર પોઢયા.

આફ્રિદીઓને પૈસાનો લોભ જરા પણ નહિ એટલે તેને છોડવા માટે નાની સુની વીસ હજારની રકમ માંગી. જરથોસ્તિઓએ ફંડ ઉઘરાવી માહ મુશકેલીએ પાંચશો રૂપીઆ ખંડણી ભરી છોડવી લાવ્યા. બાવા, દોરાબજી છેઉં. બાવા ઓળખોચ કે ? પણ બાવાની સફાઇદાર છોલેલી દહાડીની જગ્યાએ

ઘાસ જેવા બાલ; ભરેલા ગોટા જેવા ચેહેરા ઉપર ખુંટા જેવા નીકળી આવેલાં હાડકાં અને ભુત જેવા જુથી કકડી જતા બાલને લીધે એટલો તો દેખાવમાં ફરક પડી ગયો હતો કે તેઓના સગા બાપ અને મા ઓળખી શકતે નહિ.

દરેક નદી ઉપરના પૂલને બેઉ નાકે ઉંચા બુરૂજો જોવામાં આવતા હતા જે ઉપર લશકરીઓ ઉભા રહી ઉસ્તવારીથી તેની દેખરેખ રાખતા હતા અને તેની ઉપરથી પસાર થતી દરેક ગાડી કે મોટરનો પરવાનો તપાસતા હતા.

જો કે લડાઇ કાંઇ ચાલુ હતી નહિ પણ દેખાવ તો આજે પણ તે ચાલુ હોય તે પ્રમાણે ટકોરાબંધ મામલો જોવામાં આવતો હતો. અમારા જેવા વટેમાર્ગુ કળેજું મ્હોડાંમાં લઇ ફરતા હતા ત્યારે ત્યાંના ખાસડકુટયા વતનીઓ માથાની તાલકી ફાટી જાય એવા તડકામાં આંગળી કાનમાં ઘાલી લાડમાં ખભાં ડોળાવતા બાર કોસ સંભળાય એવા સાદ કાઢી ગીત ગાતા અથવા તો શેરડી ચુસ્તા રસ્તો કાપતા દેખાતા હતા.

જ્યાં નજર નાખો ત્યાં લશકરી દૉરદમામ જોવામાં આવતો જેને પ્રતાપે કમતરીન માણુસમાં પણ લડાયક જુસ્સો પેદા થયા વિના રેહેતો નહિ.

લશકરીઓ ખુશાળ અને ફરજ અદા કરવાને તત્પર દેખાતા હતા.

શરૂઆતમાંજ ત્યાંના મુખત્યાર થાકેદાર જે તાયફાનો વડો છે તેની રજા લેવી પડી જ્યારે તેની રજા મળી ત્યારેજ અમે આગળ વધી શકયા. ત્યાર પછી તેણે અમારી સલામતી માટે આગળના થાણુાને ખબર આપી. જ્યારે અમો તે થાણું વટાવી ગયા ત્યારે વળી આગળવાળાને આગળ ખબર આપી. એ પ્રમાણે આ ઝનુની દાઢીવાળાઓના હાથમાં અમારા જાન સોંપી આ મચ્છલીનો માર્ગ જોઇ આવ્યા.

આ તો ખરા જરમન બચ્ચા. અરે જરમનથી થાકયા પણ આજ એક મુલક છે કે જે બ્રિટીશને રૂમ રૂમ પુકરાવી રહ્યા છે. આજ અસરાફ્રો જયારે રજા આપે ત્યારે તેઓના પવિત્ર મુલકમાં પગ મુકી શકાય, નહિ તો ભલા લાટ સાહેબને પણ બાંધી મારે. પરવાના માટે પણ તેઓ સામે ઉભા રેહેવુ પડયુ હતું અને જયારે તેઓ હુકમ આપતા ત્યારેજ આગળ વધાતુ હતું.

આ જગ્યા ઉપર ફરી આવ્યા પછીજ સરહદનો ખરો ખ્યાલ આવી શકે છે. ચોપડી વાંચવે તે ધારી લેવાતુ નથી.

જયારે થોડે થોડે માઇલને અંતરે કબરસ્તાન જોવામાં આવ્યા ત્યારે વિચાર આવ્યો કે આટલાં બધાં કબરસ્તાન શા કારણસર હશે. લાયકીવાળા ભલા અને શરમાલ દોસ્ત જેમણે પોતાનું કામ છોડી અમારે માટે ખાસ તકલીફ ઉપાડી હતી તેઓ આ લત્તાના અથાગ ભોમ્યા હતા. બોલી પણ સારી રીતે બોલી જાણતા હતા. વળી એક બે ચઢાઇ વેળા તેઓએ પોતે હાજરી પણ આપી હતી. તેઓને રસ્તે રસ્તા અને ખુણે ખુણાની માહિતી હતી. તેઓ આ સર્વ જગ્યાની માહિતી અમને આપતા હતા, જે અમે ઘણી ઇંતેજારીથી ધ્યાન ધરી સ્વાદ લઇ સાંભળતા હતા.

આ સઘળાં કબરસ્તાન આફ્રિદીઓના લડવૈયા ઝનુંની ખમીરનું પરિણામ હતું. વખતો વખત હિંદી ટુકડીઓ ઉપર તુટી પડી આ ખુવારીઓ લાવી નાખી હતી. ખરૂં પુછો તો આ કબરસ્તાન લશકરી કીર્તિના સ્તંભ સમાન હતા, પણ તેઓની સંખ્યા ઘણી હતી જે જોઇ રેડાયલાં લોહી ઉપર વિલાપ થતો હતો.

હરેક ખુણામાં નજર નાંખતાં કાંઇનું કાંઇ નવું જોવા મળતું હતું જેના અભ્યાસમાં રસ પડતો હતો. આવા અસ્વસ્તાર

રણક્ષેત્ર કાપતાં મીચ્છલીનો ચકરાવો ખલાસ કરી સલામત અમારે મુકામે પુગ્યા અને અમારા રાહબરે જે તકલીફ ઉપાડી હતી તેને માટે ઘણો ઘણો ઉપકાર માન્યો.

આજની સફર ઘણાજ રસાળ મુલકમાંથી કરી હતી. ત્યાં વરસાદ થોડો પડવા છતાં શેરડી અને એવો બીજો પાક ઘણો આબાદ જણાય છે. જુવાર અને બાજરી ઘણી મોટી નજરે પડતી હતી. ઉભો પાક એટલો તો સારો હતો કે એક ઘોડેસ્વાર વગર દેખાવે તેમાંથી સેહેલથી પસાર થઈ શકે.

રાવલપીંડી તો આની આગળ વેરાન દેખાતું હતું. મારા જોવા પ્રમાણે અમારી સફરમાં સૌથી ફળદ્રુપ જીલ્લો પેશાવર હશે. જ્યારે અટકનો કિલ્લો પસાર કરતાં હતાં ત્યારે પેશાવર તાલુકાના પાકની આબાદી અને વેપારની જાહોજલાલીનો સેહેજ સ્વપનો પણ હતો નહિ. અમે તો રાવલપીંડીના ખુલ્લા સુકા મુલક સમાન જગ્યા જોવાના ધખારામાં હતા પણ જે પાક અને વેપાર જોવામાં આવ્યો તેનાથી તો દંગ થઇ ગયા.

અમારે માટે ખૈબરની પાસ મેળવી હતી એટલે શુક્રવારની સવારે તે તરફ બે મોટર બરાબર લચોલચ ભરી કુચ કરી ગયા. અહીં વળી ફરીથી ઉજ્જડ બલકે ઉજ્જડ કરતાં પણ કાંઇક દરજ્જે વધુ ઉજ્જડ ચિતાર જોવામાં આવ્યો. આ જગ્યા તદન વેરાન હતી, પાણીનું ટીપું પણ જોવામાં આવતું નહિ. ઝાડ તો શું પણ જમીનમાંથી ઉભેલું એક ઘાસનું તણખું વટીક ત્યાં હતું નહિ.

જગ બત્રીસીએ ચઢેલો ખૈબર પાસ ફકત બે ઉજ્જડ પર્વતો વચ્ચેનો માર્ગ હતો. તેની કોઇ જાતની મોહિની હતી નહિ ઉલટો તેનો દેખાવ કદરબિહામણો હતો. એશિયાની તિજોરી અને જુની દુનિયાના મધ્ય બિંદુમાં તુટી પડવાનો એ એખલોજ

માર્ગ હતો એટલા માટે એને આટલી બધી અગત્યતા આપ-વામાં આવતી હતી.

પાસમાં દાખલ થવા પેહેલાં જમરૂદનો કિલ્લો જોવામાં આવ્યો. તે અસલ કિલ્લાઓ જેવો મોટો અને દેખાવડો હતો નહિં, તે જમીન સાથે લાગી ગયલો લાગતો અને માટીના રંગ સાથે ભેળાઇ જતો પણ બેલાશક તેનાં જીવલેણ હથીઆરો અસલ કરતાં વધુ કાતિલ હતાં. એની આસપાસ જબરદસ્ત ચોકી પેહેરો રાખવામાં આવતો હતો તેજ દેખાડી આપતું હતું કે આ કિલ્લાને મોટી અગત્યતા આપવામાં આવતી હતી. જે વટાવી અમો આગળ વધ્યા અને અલીમસ્જીદ અને ફોર્ટ મોડ આગળ આવી લાગ્યા.

જમરૂદ છોડી જેમ આગળ વધતા ગયા તેમ લશકરી દોડધામ વધુ ને વધુ માલમ પડતી ગઇ. પાસમાં દાખલ થયાં એટલે અહીં મધ્ય એશિયામાંથી વેપારી માલ લઇને આવતો કાફલો અમારી નજરે પેહેલ વેહેલો પડયો. આ દેખાવ ખરે-ખરજ જોવા જેવો હતો. તેના દેખાવથી અમે એટલા તો હેરત થયા કે ગાફેલ જેવા કલાકો સુધી તેની ઉપરથી નજર ખસાડી નહિ.

હજારો ઉંટો એક પછી એક સરખી હારમાં માલથી ખીચોખીચ ડોળા ખાતાં અમારી સામેથી પસાર થઇ જતાં હતાં. જ્યાં તુલક દ્રષ્ટી પુગે ત્યાં સુધી હરોળબંધ આવા હજારો આકાશમુનિ શિવાય બીજા કશા ઉપર નજર દોડતી હતી નહિ.

તેઓ ઉપર મુખ્યમાં અંગુર, સપરચન, મધ્ય એશિયામાં બનતા ગાળીચા અને એવી અનેક જણસો હતી. ઉંટના રખેવાલો બકરો અને મરઘી વટીક બાંધી લેવાનું ચુકતા હતા નહિ કારણ પેશાવરમાં તેનાં દામ સારાં આવતાં હતાં. જોવામાં ઉંટો આ તરફના આકાશમુનિ કરતાં વધારે સોહામણાં દેખાતાં હત

## સરહદના તાયફાવાળા.



જુઓ આ માતાના સપુત જાયા;
વસ્તા જેઓ હેઠળ સેતાનની છાયા.
દોઢિયાની હતી બસ એકલી માયા;
દમડીના લોભમાં નાશ કરતા કાયા.

વેપાર કે વણુજમાં હતો જુગાર;
ખેતી કે વાડી ન કરતા લગાર.
જોતા ગૃહસ્થો પર કરતા બંદુકના બાર;
આ સેતાનની ખસલતના જુઓ આકાર.

## છેલ્લી હદ.



પારસી નરનારીઓનો અફઘાન સરહદ ઉપર હુમલો.

તેઓ શરીરે પણ વધારે મોટાં અને લાંબા હતાં જેમ તેઓના શરીર મોટાં તે પ્રમાણે માથું પણ મોટું હતું, જેને પ્રતાપે અકલમંદ પણ વધુ હતાં. મસ્તક ઉપરના મોટા ગુચળાવાલા વાળ અને શરીરનો તપકિર્યા રંગ તેના દેખાવમાં વધારો કરતા હતા. વળી થાપા ઉપરથી બેઉ બાજુ ઝુળતા તેવાજ ઘેરા રંગના ગુચ્છા તેની ચાલવાના ઠોકાની મરોડમાં લ્હેજત આપતા હતા.

તેના મેલા ચિંથરેહાલ રખેવાલો સંપૂર્ણ બેદરકારીથી કાંઇનું કાંઇ ખાતા મ્હોડું વાગોળતા હજારો માઇલની સફર કરતા પોતાના હવાલાની બાજુમાં કુચ કરતા હતા. તેઓના મેલા ઝનુની ચેહેરા જોયાથી અજાયબી સાથે દેહેશત પેદા થતી હતી. તેઓની સફમાં સ્ત્રિઓ પણ વિશેષ હતી, જેઓ પણ પોતાના મરદો સાથે આ મોટા શ્રમ અને જેહેમતભર્યા કામમાં ચિંથરેહાલ ઉઘાડે પગે એક સરખો બલકે વધુ મોટો ફાળો આપતી હતી. તેઓનાં બાળબચ્ચાં પણ તેઓની સોડમાં હતાં અથવાતો ઉંટ ઉપર સખ્ત તાપ તડકામાં ઉઘાડાં ડોળા ખાતાં હતાં. આ ચિતાર અમારા જેવી અંજાણી આંખને બહુ રોકી રાખતો હતો, જે કલાકો સુધી નિહાળવા છતાં અમે જરા પણ થાકયા હતા નહિ.

આ સફરમાંના કોઈક આકાશમુનિ મોટર જોઇ કોઇ વાર ચમકતાં હતાં અને સફ છોડી વાંકાંચુંકાં થઇ હેમકની માફક વર્તતાં હતાં, જે બનાવથી તેના રખેવાળો મુશકેલીમાં આવી પડતા અને તેના અવેજમાં અમારી તરફ ગુસ્સાવાળી આંખો કાઢી બડબડાટ કરતા હતા.

આવો એક સરખો કાફલાનો દેખાવ જોતાં અમે અલી મસ્જીદ આવી લાગ્યા. અહીં વેરાન સુકા પહાડનો એક સરખો દેખાવ ખચ્ચરો માટે પતરાંના છાપરાં અને લશકરીઓ માટે

તેવાંજ મકાનોએ ભાગ્યો હતો. આ જગ્યા પણ અગત્યનું ધામ છે. અહીંથી પાણીનો નહિ જેવો ઝરો વેહેતો હતો. આ રડતીના આંસુ જેવા ઝરાને પણ મોટી માહાભારત અગત્યતા આપવામાં આવતી હતી. "ઉજ્જડ ગામમાં એરંડયો પ્રધાન" આખા ખૈબરમાં અહીંજ પાણી એટલે સર્વ વટેમાર્ગુ તેનો આસરો લેતા હતા. વચમાંની ટેકરી ઉપર સામે ફોર્ટ મોડ દેખાતું હતું.

સર્વે દેખાવો કાંઇ ખુબસુરત હતા નહિ પણ સઘળો મામલો જીંદગીભરની નવી નવાઇ જેવો હતો.

આ દેશની કોઇ પણ વેળા નહિ જોયલી વાતાવરણ અને રાહરસમ, દોર અને દમામ, તાબેદારી અને વિરૂધતા એ બધુ જોવા જાણવામાં રસ લઇ ભાગ લેતાં અને અમારી જીજ્ઞાસાને સંતોષ આપી સમાધાની કરતાં.

જગેજગ ખાસેદાર અથવા તો બીજા બોલમાં કહીએ તો ત્યાંનાજ નામચીન વતનીઓને મોટા ભાઇ બનાવી વરસે દહાડે કાંઇ લવાજમ આપી ચોકીદાર બનાવી દીધેલા હતા. તેઓ તિત્યાન તડકામાં રસ્તાની બાજુમાં અથવા ઉંચાણ જગ્યામાં ખાટલી નાખી તડકું ઘોરતા હુકકો ચલમ ચળાવતા વાંકાચુંકા પડી બેદરકારીથી પોતપોતામાં ઠઠ્ઠા મશકરી કરતા અથવા તો પાનાની રમતમાં મશગુલ થઇ બેઠા હતા.

તેઓની કોઇ લાંબી તો કોઇ ટુંકી પણ લાડકી બંદુકો બાજુમાંજ પડેલી દેખાતી હતી. આ ટોળીઓની વાતો અથવા તો જુગારની રમતનો કાંઇ અંત હતો નહિ.

જ્યારે અઠવાડયામાં બે વાર કાફ્ળો આ પાસમાંથી પસાર થાય ત્યારે આ કાયદા, અને જાનમાલના રક્ષકોએ તેના બચાવમાં બહાર ફરતા રેહવું જોઇએ. જો લુટ થઇ તો તેના જુમેદાર તેઓજ ઠરતા હતા, એટલે નાના શું કે મોટા લાડકી

ખૈબરની વધુ જોખમ ભરેલી જગ્યા.



આ જગ્યા પર વારંવાર દુશમનો તરફથી ગોળી છોડવાનાં બનાવો બને છે.

## ખોરાસાનથી પેશાવર.



આ સેન્કોપાન્ઝા પોતાના નાના રખસની ગરદન ઉપર માંથું નાખી પુર શાંતિમાં ઉંઘાતો ઉંઘાતો સફર કરતો હતો જ્યારે એના પંદર નંબરના રાક્ષસી જોડા જમીન સાથે ઘસડાતા હતા. ઘણી જેહેમત પછી આ રમુજી અસવારની પુઠ પકડી અને કેમેરા એની સામે આવી શકે તેટલામાં એની શાંતિમાં ખલલ થવાથી એના આસાન તખત પરથી માંથું ઉચકી મારી સામે નિર્દોષ ચેહેરે જોવા લાગ્યો.

બંદુક ખાંધે લટકાવી તેની ઝાડુ જેવી દહાડી અને ભુત જેવા બાલ સાથનું ઉંઘાડું માથું એમ તેમ ઘુમાવતા ફરતા રહેતા હતા. તેઓની આપણી તરફની વલણ અતિશય બેદરકારી ભરી હતી. સાલેસાઇતો બાપદાદાથી ગુમ થયલી તે જાણે પચાસ પેહેડીએથી પાછી વળશે કે કેમ તે તો એનોજ શેહતાન જાણે.

ઘણા ચઢઉતરના રસ્તા પસાર કરી અલી મસ્જીદથી લંડી કોટલના કિલ્લા સુધી આવી લાગ્યા. શિયાળાના દિવસ છતાં સૂર્ય માથે આવતાં એનું જોર ઠીક અજમાવી રહ્યો હતો. આ જગ્યાએ સર્વેએ કિલ્લામાં જઇ તેના વડાને પરવાનો દેખાડવો પડે છે અને વધુ આગળ જવા માટે રજા માંગવી પડે છે, જે અમે કર્યું. અમને આગળ વધવાની પરવાનગી આપી અમો આગળ વધ્યા અને થોભ્યા.

અફઘાન સરહદ સાફ સાફ દેખાતી હતી. એક તરફ હિંદી લશકરી અને તેની સામેની ટેકરી ઉપર તેનો વિરોધી અફઘાન પોત પોતાના દેશના વાવટાનું સ્વમાન સાચવતા બેયોનેટ સાથે બંદુક લઇ પેહેરો ભરતા હતા અને પોતાની ફરજ તત્પર તૈયારી સાથે અદા કરતા હતા. મારા જેવા મુસાફરની સાધારણ આંખે પણ મામલાનું અચોકસપણું તરત જણાઇ આવતું હતું અને ભડકાંનો સમો જોઇ સર્વ ઘડીપળનો વખત સમજી કાળજીથી વર્તતા હતા.

વાતાવરણ તો એવી હતી કે કોઇ પણ ઘડીએ ધડાકા બંધ ભડકું લઇ ઉઠશે. પણ કયારે તે કોઇ કહી શકતા હતા નહિ. કોઇ એકના પણ ચેહેરા ઉપર શાંતિ જોવામાં આવતી હતી નહિ. હરકોઇ કાંઇ અગત્યના ઘડીપળના કાર્યમાં રોકાયલું હોય એ પ્રમાણે જોવામાં આવતું હતું.

એક ઉભી ટેકરીની હેઠળ છાંયાવાળી જગ્યા જોઇ મોટરો ઉભી રાખી. અમે અને અમારા યજમાને સારી પખે નાસ્તો

લીધો. કેટલીક બીરની બાટલીનાં માથાં ભાગ્યાં. ભુખ તો ઉડી ગઇ હતી એટલે આ ઇલાજ ઠીક કામે લાગ્યો.

ત્રણ વાગતાંમાં તો પાછા ફરવું જોઇએ એટલે થોડા વખતના આરામ પછી અમારી સ્વારી રોટલી ભુંજાય એવા સખ્ત તાપમાં જગબત્રીસીએ ચઢેલી સરહદ છોડી પાછી ફરી. માત્ર થોડોજ રસ્તો કાપ્યો નહિ તેટલાં પાછું થોબવું પડયું. એક સખ્ત ચઢાણ ઉપર અમારી આગળ એક મોટર અટકેલી હતી, બાજુમાંથી પસાર થવાય એટલો જગો બાકી હતો નહિ. વળી તે મોટર એક લશકરી ગાડું ઉપરથી ધસી પડી આડું થઇ પડયું હતું તેને લીધે અટકી હતી. તે મોટરમાં ત્યાંનો જાણીતો ઘણા જુના વખતનો બુઢો જનરલ હતો. તેણે ઉતરી ગાડાંની એક બાજુ બળદની જગ્યા લીધી અને તેની સામેની બાજુ તેના સીખ ડ્રાઇવરે લીધી હતી અને આ બે ખચ્ચરો જોર અજમાવી રહ્યા હતા. પણ ગાડાંએ તો એવી સખ્ત જગ્યા અખત્યાર કરી હતી કે એક ઇંચ પણ તે ચસ્યું નહિ. અમારી મોટરમાંના પેશાવરવાસીઓએ આ જનરલને તરત ઓળખ્યો, જેને જોઇ અમે ત્યાં ગયા અને પૈડાંને ખભાં આપ્યાં, ગાડું બાજુએ કરી માર્ગ મોકળો કરી આગળ વધવા મોટરમાં પાછા બેઠા. પણ આગલી જનરલવાળી મોટર તો અટકી, જરા જનરલ સાહેબનો ડ્રાઇવર ક્રેન્ક કરવામાં કાચો હતો. મારો ક્લિનર આ બાબમાં ઘણો બાહોશ હતો તેણે તો જઇને એનો હાથ એવો તો અજમાવ્યો કે મોટર પણ એની જગ્યાએથી હઠાવી નાખી અને તે ખટારાને આખર ચાલુ કરી આપ્યો. સાહેબે નમી નમી ઉપકાર માન્યો અને ઉતાવળમાં આગળ વધ્યા. આ જગ્યાએ થોબતાં અમે મોટરમાં તદન સેકાઇ ગયા હતા, એવો સખ્ત તાપ પડતો હતો. જ્યારે મોટર આગળ વધી ત્યારેજ જીવ આવ્યો. વળતી વખતે પણ આજ આકાશમુનિની વંજાર જેનો જાણે છેડો હતોજ નહિ તે લેહેકા લટકા કરતી પાછી મળી.

ખૈબર પાસ.



વંજારનો દુરનો દેખાવ.

## ખૈબર ને કાફલો.



ખૈબરમાંથી કાબુલ, ઇરાન, ખોરેશાન, અને બીજા રશીયન મુલકમાના વેપારી કાફલા અઠવાડયામાં બે વખત પસાર થવા દેવામાં આવે છે. તે સમયે ત્યાંના સર્વે લોક આદમીઓ વિચિત્ર ઘાટઘટમની બંદુકો લઇ પાસબાની કરવા નીકળી પડે છે.

અમારી આખી સફર દરમીઆન આજનો દિવસ શિક્ષણની બાબમાં સૌથી ઉત્તમ પસાર થયો અને અમારે મુકામે ત્રણ વાગ્યા પછી આખાં હાડકાં સાથે અને વધુ વિદ્વાન બની આવી લાગ્યા. આજે જે કાંઇ જોવામાં આવ્યું હતું તેની યાદ જાવેદાની સુધી જળવાઇ રહેશે; તેમાં ખાસ કરીને ઉંટોની વંજાર તેના ચીભડાં ખાતા રખેવાળ, ત્યાંના ઉજ્જડ અપાર પહાડો અને તેના પાકદામન થાકેદાર એ સર્વનો દેખાવ અમારે માટે અજબ હતો.

લશકરીઓ માટે મોટી જેહેમત ભર્યા રાત દિવસ પસાર થતા હશે. બધી જગ્યાએ હિંદી લશકર જોવામાં આવતું હતું પણ કિલ્લાઓમાં બ્રિટીશો ફરજ અદા કરતા હતા.



# પ્રકરણ વીસમું.

## ટેક્ષીલાનો તલેસમાત.

એક દિવસના વિસામા પછી પેશાવરથી વળતી સફર દોસ્તોની ભલી દુવા સાથે શરૂ કરી. માર્ગ પગ હેઠળ આવી રહેલો એટલે તે ટુંક વખતમાં ખલાસ કરી રાવલપીંડી આવી લાગ્યા.

ત્રીજે દિવસે ત્યાંના દોસ્તો સાથે અસલ બુધ્ધના વખતના એશિયાના પાયતખ્ત ટેક્ષીલાનાં જુનાં ખંડેરોની મુલાકાત લેવામાં ગાળ્યો. રાવલપીંડીથી ટોળી ઘણી લ્હેરી મળી હતી અને આ પુરાણા ગામનો ફેરો ફત્તેહમંદ બનાવવા માટે તે બિરાદરોએ જર અને જેહેમતનો ભોગ બહુ મોટો આપ્યો હતો. ટેક્ષીલામાં ઇસવી સન પુર્વેની મુર્તિ અને એવાંજ બીજાં કોતરકામ જે જમીનમાંથી ખોદી કાઢવામાં આવ્યાં છે તે અજબ પ્રકારે જળવાઇ રહ્યાં છે. વળી તેમાં ખુબી તો એ છે કે કેટલીક મુર્તિ અને પુતળાં પથરાના નહિ પણ કાચી મટોડીના બનાવ્યા છતાં આજ બે હજાર વરસ ઉપર થઇ ગયા છતાં એવીજ હાલતમાં સચવાઇ રહ્યાં છે.

સાંભળવા પ્રમાણે ટેક્ષીલામાં દટાયલી દોલત અનહદ છે, જે ખોદી કાઢવાનું કામ ચાલુજ છે.

આ ખંડેરો સર્વ બુધ્ધને લગતાં જોવામાં આવે છે. તે દરાયસના વખતનાં અને ઇરાનને લગતાં હોવાના બોરંગાઓ તદન ખોટા છે. હજુ કાશમીરીઓમાં ઇરાની ખાશિયત અને રીતભાત સારી રીતે જોવામાં આવે છે, પણ અહીં તેની કાંઇ

# ટેક્ષિલા ત્રણ હજાર વરસ ઉપરની હિંદની રાજધાની.



હાલમાં જે સ્થિતિમાં તેને જમીનમાંથી ગરક થયલું ખોદી કાઢવામાં આવે છે તે ઉપરથી સાફ માલમ પડે છે કે આ રાજધાની શેહેર એક મોટા ધરતીકંપમાં તારાજ થઇ ગરક થયું હશે. ત્ય જે પુરાણાં ખંડેરો ખોદી કાઢયા છે તે હિંદુ રસમના કોતરકામથ ભરપુર છે. જે મૂર્તિઓ નીકળે છે તેનું કોતરકામ સંપૂર્ણ અને અખંડ જોવામાં આવે છે. ઘણી મૂર્તિઓના નાક અને માથ ઉત્તર તરફના ચઢાઇ લાવનારાઓએ છુંદીને નુકસાન કરેલુ માલમ પડે છે. ટેક્ષિલા રાવલપીંડીથી સતર માઇલ દુર આવેલુ છે. આ શેહેર એશિયાનું મધ્ય બીંદુ હતું, અને આજ જગ્યાએ હિંદ ઉપર સત્તા ભોગવવા મોટી મોટી લડાઇઓ થઇ હતી શરૂઆતમાં ત્યાં અથંગ ખજાનો મળી આવતો હતો કારણ લડાઇ પછીની કતલમાં લોકો લખ્ખોનો ખજાનો ગાડી દઇ નાઃ ભાગ કરતા હતા. હિંદના વતનીઓની આ શહેર તરફન બેદરકારી કોઇ રીતે માફ કરી શકાય એવી નથી.



ઉંટની ગાડી

અઢારે વળ્યાં ઉંટના અંગ વાંકાં
કહો ઢાંકીએ તો રહે કેમ ઢાંક્યાં.
ગાડી જો દોડી તો થાયે સાફ આર્યાં
પ્રવાસ જો કરો તો નથાય કામ ધાર્યાં.

ઘણુનસલ જણાતી નથી અને આતશબેહરામને લગતાં અફરગાન્યાં અને એવી બીજી જણસોની વાત તદન કલ્પિત છે. એ જીલ્લા માટે ખાસ કાયદો ઘડયો છે કે કોઇ ખેડુતે રજા વગર બાર ફીટ કરતાં વધુ ઉંડું ખોદકામ કરવું નહિ. ત્યાં આગળ કોઇક વેળા અસલના સોનાના સીક્કા મળી આવે છે.

આખો દિવસ ત્યાંજ ગુજારી જગેજગનાં ખોદકામોની મુલાકાત લઇ સાંજને છેડે રાવલપીંડી પાછા ફર્યા. જાણે આટલાથી પેટ ધરાયું ન હોય તે પ્રમાણે પીંડી નજીકમાંના બગીચા સમાન સ્થળ જોવા શીરપુર અને નુરપુર ગયા અને રાત્રે મોડેથી ઘરે પાછા ફર્યા.

ટેક્ષીલાથી પાછા ફરતાં રસ્તામાં જનરલ નિકલસને સિખ લોકો ઉપર મેળવેલી ફત્તેહનો સ્તંભ દેખાય છે. પેશાવરના રસ્તા ઉપર વીસ માઇલ દુરથી તે ખુબ અચ્છી રીતે બેઉ બાજુએથી સરખા ગોઠવાયલા પહાડો ઉપર ઘણી ખુલ્લી રીતે જોવામાં આવે છે. અહીં મારો પણ જાવેદાનનો થાંભલો ઠોકાઇ જાય એવો મામલો થયો હતો, પણ નહિ બોલવામાં નવ ગુણ કરી આગળ ચાલ્યે.

એક વધુ દિવસ રાવલપીંડી રહી વળતી મુસાફરી વિચિત્ર ઘાટના ડુંગરાઓ અને તેમાંથી પસાર થતા વાંકવાળા રસ્તા ઉપરથી કરી જીલમ અને ત્યાર પછી લાહોર ઉપર નિઘાહ દોડાવી.

જીલમમાં સરોવર જેવો સીધો સરદાર તૈયાર હતો પણ તેને વધુ તકલીફમાં નહિ ઉતારતાં ડાક બંગલો પસંદ કર્યો. જીલમ વખતસર જઇ પોંહોંચ્યા અને ડાક બંગલામાંજ ઉતારો લીધો. અમારી અજાયબી વચ્ચે સરદાર સાહેબ ત્યાં આવી લાગ્યા, ખેર આફ્રિયત પુછી અને બહુ આગ્રહ સાથે વધુમાં પુછયું કે

ગઈ વખતે કાંઇ મેહેમાનગીરીમાં બાકાત રહી ગઈ હતી કે આ વેળા અમોએ ડાક બંગલો પસંદ કર્યો. ઘણા ઉપકાર સાથે વળતો જવાબ અમે વાળ્યો અને તેઓની સાથે ગામમાં ફરવા નિકળ્યા.

મારી માનીતી મંગલીએ ચાલવામાં પેહેલીજ વાર હેરફેર દેખાડયો અને આનાકાની કરી, જેથી મારૂં તન અને મન દુઃખી થઇ ગયાં. રાત આખી તેના દુઃખી વિચારમાં કાઢી અને સહુવારના પોહોરમાં જયારે સર્વ રજાઇઓમાં લપેટાઇ ઘોરતાં હતાં ત્યારે ટાઢમાં થરથરતા બહાર નીકલી તેની મેં ઝડતી લેવાની શરૂ કરી. પણ આ દુઃખી દિલ થોડાજ વખતમાં શાંત પડયું. ત્રણ હજાર માઇલ ઉપર દોડયા છતાં મેં કારબ્યુરેટરને હાથ લગાડયો હતો નહિ તેને લીધે તેની અંદર ધુળ, રેતી, પાણી અને એવી અનેક ચીજનો દહિ જેવો રગડો થઇ રહ્યો હતો, જે કાઢી નાંખી સાફ કરવા સાથે મંગળી પુર બહારમાં તેજીમાં આવી અને પોતાનું અસલ ખમીર જણાવવા લાગી.

સહુવારનાજ ત્યાંથી રવાના થઇ બાદશાહ જાહાંગીર અને નુરજાંહના શબને રાહત આપતી અને રાજા રણજીતસીંગની રૂડી રળીઆમણી નગરી લાહોરમાં આવી મુકામ નાખ્યો.

લાહોર તારા નામમાં જેટલી બાહદુરી સમાયલી છે તેટલોજ તારા પાણીમાં કસ છે. સર્વ માણસો બસ ટટાર થઇ ચાલતાં હતાં અને તેઓના ચેહેરા ઉપર ગંભિરતાનો છાપ દેખાતો હતો.

રાજા રણજીતસીંગનો કિલ્લો અને ત્યાંજ તેનો રહેવાનો મેહેલ, બાદશાહ જાહાંગીરની કબર અને તેનીજ સાંમે તેની માનીતી રાણી નુરજાહાનની દરગાહ અને ત્રણ મિનારાની મસીદ એ સર્વ જોવા જોગ છે. ત્યાંનો નવો લત્તો અતિશય રોનકદાર

રાવલપીંડીથી જીલમ તરફનો રસ્તો.



રસ્તો એકાંત અને જરા બીહામણો હતો.

સતલજ નદી ઉપરનો પુલ.



અહિં મોટર જોઇ ગાય ભડકી અને ઘોડો જીવ લઇ
નાઠો તેમ કરતાં પગ ભાગ્યો.

અને હમામવાળો માલમ પડતો હતો. ત્યાંનાં મ્યુઝિયમે અમારો ઘણો વખત લીધો, જ્યાં ફરતાં ફરતાં ઘણી સખ્ત થાક લાગી.

કાશમીરની માફક જાંહાંગીર બાદશાહે શાલેમારનો ફુંવારા સાથનો બાગ અહીં પણ બનાવ્યો છે, પણ ત્યાંના મુકાબલામાં તો આ જાંખો દેખાતો હતો. રાતને સમયે મોલનો નવો લત્તો ઘણો ખુશનુમાં લાગતો હતો, જે વિજળીક બત્તીઓ સાથે ઝકઝકી રહેતો હતો. લાહોરમાં પાણીના વાખા છતાં બાગ ઘણો સારી હાલતમાં જળવાયલો હતો.

નિમકને માટે જાણીતા થયલા ખેવરાના ગામની ખાણો જેની વખાણો ચોતરફથી સાંભળી હતી તે જોવા જવાનો વિચાર તો લાહોર આવતાં રસ્તામાં લાલામુસાના સ્ટેશન ઉપરથીજ રાખ્યો હતો. પણ મોટરો રાખવાની મુશકેલીને લીધે લાહોર સુધીનો ધકેલો ખાવો પડયો, કારણ લાલામુસાથી મોટરનો રસ્તો હતો નહિ એટલે ટ્રેનમાં સફર કરવાની હતી.

લાહોરથી ટ્રેન ધરી અને એક વાર ફરીથી લાલામુસા તરફ સફર ચાલુ કરી. ટ્રેનમાંથી કાંઇ પણ રસ્તો જોતાં જીવ બળતો હતો અને ઉતરી પડી તેની ઉપર મોટર દોડાવવાનું મન થઇ આવતું હતું. આ રસ્તો કાચો અને અપૂર્ણ હતો, નહિતો ભાડુતી ટ્રેનના ખટારાનો આસરો લેવો પડતે નહિ અને ફોકટનો બસો માઇલનો ફેરો પણ પડતે નહિ.

જીલમથી લાહોર તરફ જતાં તો લાલામુસાનું સ્ટેશન ઘણી ડામાડોળ હાલતમાં છોડયું હતું. ઘડીભર મન થાય કે મોટરનો કાંઇ પણ બંદોબસ્ત કરી ત્યાંજ તેને રાખી ત્યાંથીજ સીધા ઉપડી જવું, બીજા હેંસી માઇલનો ફેરો શા માટે ખાવો. વળી બીજી બાજુએ મોટર માટેની કાંઇ પણ સગવડ

થઇ શક્તિ હતી નહિ. વળી સાંભળવા પ્રમાણે ત્યાં કોચીનના શાહુકાર પુષ્કળ હતા એટલે મોટરમાંજ સરસામાન છોડી ત્યાંથી જરા પણ ખસી શકયા નહિ. આ બધા કારણસર ત્યાં નહિ થોભતાં લાહોર ચાલી ગયા.

લાલામુસા આવી લાગતાં સુધી તો ટ્રેનમાં આખો દિવસ પસાર થઈ ગયો અને અકડાઇ જીકાઇ ખોખરાં થઇ ગયાં. ખેવરા પુગ્યાં પેહેલાં ત્રણ ત્રણ જંકશનો બદલવાના હતા. ઉતારૂઓ વધારે હતા એટલે બેસવા ઉઠવાની અગવડ પણ ખમવી પડી; જ્યારે આવી હલાકી ખમતાં ત્યારેજ મોટરની મુસાફરીની આસાનીની કદર દિલમાં વધુને વધુ કરતાં હતાં.

લાલામુસાના સ્ટેશન ઉપર જો કોઇ પણ ચીજે અમારૂં ધ્યાન વિશેષ ખેંચ્યું હોય તો તે તરફનાં ઉંચાં બેવડા હાડકાંનાં કંધારી બૈરાંઓ હતાં; જો તેઓ મરદના લેબાસમાં હોય તો કોઇ તેમને સ્ત્રિ તરીકે ઓળખી શકે નહિ, જ્યારે તેથી ઉલટુંજ આપણી તરફના કેટલાક બરમુછયા નાજુક મરદ સ્ત્રિના લેબાસમાં ઉકમાઇ લઇ સજ થયા હોય તો તેઓ મરદ તરીકે પણ ઓળખાય નહિ.

આ સ્ટેશન છોડયા પછી એકાદ લાડકવાયા નામ સાથનું બીજું જંકશન છોડી ખેવરા આવી લાગ્યા.

ટોળીમાંના અક્કલમંદોએ સ્ટેશન ઉપરથીજ નિમકની ખાણોના બાકોરાંઓ પહાડના ટેકરાઓમાં જોયલાં ધારી લઇ અનેક તર્કો બાંધવા લાગી પડયાં. ઉજ્જડ પહાડો ઉપર જ્યાં પણ કાળું ધાળું માલમ પડે એટલે નિમકની નવી ખાણની શોધની ખબર તરતજ બહાર પડે.

પાસેજ ડાક બંગલો હતો ત્યાં ઉતારો લીધો. બંગલો કડવા આવે એવી વેરાન ટેકડીની બાજુમાં ભાગેલાં ભસ્તાં જેવો

હતો. તેનો રખેવાલ વળી તેના કરતાં પણ સરસ કદર બિહામણો ઝુંફતો સાઠ વર્ષ ઉપરનો ખાઇબદેલો માણસ હતો. અમે જઇ ગોઠવાયા, પણ એણે એની ખોલી છોડી નહિ, અને ત્યાંજ આરામમાં પડયો રહ્યો. પાછા વળતી વખતે હાથ ધરવો એજ એની ફરજ એ સમજતો હતો, અને તે હકસાઇ માટે પુર મુસતાક રેહેતો. સર્વેએ એને દાન આપવું, પણ એણે કોઇની જરૂરીયાતો પુરી પાડવી તે તે સમજતો હતો નહિ. વળી ડાક બંગલાનો આશરો લેતા મુસાફરો એને શ્રાપ સમાન હતા.

દિવસે તો તાપ સખ્ત લાગ્યો હતો, પણ સાંજ પડતાં ઠંડક થતી ચાલી અને રાત તો ખુશનુમા પસાર થઇ. સવારે ખાણનાં મોઢાં ઉપર જવા નિકળ્યા. નવ વાગામાં તો તડકો સખત લાગવા માંડયો. પગેજ ચાલીને જવા શિવાય બીજો કાંઇ છુટકો હતો નહિ. ખાણને પ્રતાપે લોકોમાં આબાદી સારી હતી, એટલે કોઇ કોઇની દરકાર કરતા હતા નહિ. જેઓ ચાલવાને શકિતવાન ન હતાં તેઓ માટે બીજી કાંઇ સગવડ હતી નહિ.

અમારી સાથે લાહોરથી જોડાયલી એક ટોળીના બાનુ સભાસદ માટે નહિ ચાલતાં ગધેડાંની મદદ લેવી પડી. તે જાનવરે પોતાને અનુકુળ નહિ થઇ પડે એવા બોજાથી શરૂઆતમાં ગભરાઇ જઇ પાંચ પચીસ પુસતંગ એમ તેમ ચલાવી, પણ આખર લાચાર થઇ તેની નાજુક કમ્મર હવાલે કરી.

આંગ ઉપરની કેટલીક ચરબી તવાયા પછી ઉકમાઇવાળી જગ્યા ઉપર આવી લાગ્યા. ખાણમાં દાખલ થવાનો પરવાનો તો ત્યાંના સુપ્રીનટેન્ડન્ટ પાસેથી સેહેલથી મળ્યો. એક ભોમ્યાની રાહબરી હેઠળ એક સીધા બુગદામાંથી દાખલ થવાનું શરૂ કર્યું. ખાણમાં ઉજાસ કરવા બત્તીઓ અને શોભાવવા બીજી કોઇક આતશબાજીની જણસો લઇ લીધી હતી. બુગદાનાં મોઢાં ઉપર આવી લાગતાં

વીસ પચીસ માણુસોનું ટોળું તેલની બળતી દિવી અને મસાલો લઇ અમારી રાહબરીમાં જોડાયું.

દાખલ થતાંને વાર અંદરની ઘેરાયલી હવાની અસર માલમ પડવા લાગી. કાશમીરી બુન્ઝુ ગુફાનો સ્વાદ કાંઇ ભુલાઇ ગયો હતો નહિ, એટલે તરત પાછા ફરી એક માણુસને અંદરની હવાની ખબર પુછી જોઈ. જ્યારે તે સધ્યારાભરી મળી ત્યારેજ આગળ ચાલવા માંડયું. વળી અહીં કાંઇ જોવાનું હતું કરી જીવ ધાડો કરી, વધુ ને વધુ ઉંડાણુમાં ચાલતા ગયા.

અહીં તમો તમને અજબ મકાનમાં દાખલ થયલા જુઓ છો. અંદર મોટી મોટી ગુલાબી મીઠાંની દિવાલો અને તેટલાંજ મોટાં દિવાનખાના નજર પડે છે. દિવાલો ઘણી જાડી છતાં પછવાડેથી બત્તીનો ઉજાસ ભીંતમાં થઇ જોઇ શકાય છે. આ જગ્યાએ બપોર્યા અને બીજી ઉજાસવાળી જણુસો સળગાવ્યાથી દેખાવ ચમત્કારીક થઇ રહે છે.

એક મુખ્ય માર્ગમાંથી બીજા અનેક ફાંટા નીકળતા હતા, જેમાંના એકમાં ભોમ્યો અમને લઇ ગયો. વધુ અંદર ઘુસ્યા, પછી આરાસ્તે ગોળ ગુંબજ સાથનો ગુફા સરખો એક ખંડ આવ્યો, જેમાં પાણીનું એક તળાવ એક બાજુમાં હતું. ગુંબજ ઉપરથી મીઠાંનાં પાણીનાં જાડાં ટીપાં ટપકતાં હતાં. તે ટપકતાં બંધાઇ જઈ લાકડીના આકારમાં લટકતાં હતાં, જે લાકડી હાથ લાગતાં તુટી પડતી હતી. અહીં બપોર્યા તેમજ ફુલકણીઓ ઘણા જથ્થામાં સળગાવ્યાથી પાસાદાર ઝળકતાં નિમક ઉપર તેનો આબ અજબ પ્રકારે દેખાતો હતો.

આ ગુંબજવાળા ગોળ ખંડમાંનો દેખાવ માણુસાઇ દુનિયાંથી તદન વેગળોજ હતો, જેનો દેખાવ નહિ સ્વર્ગ કે નહિ દોજખ સાથે સરખાવી શકાય.

તળાવમાંનું ખારૂં પાણી તેલ સરખું જાડું હતું. જો કોઈએ આપઘાત કરવાની નિષ્ટાથી અંદર નખાવી દીધું હોય તો જેમ બુચ પાણી ઉપર તરે તે પ્રમાણે એમના એમ પાછું આવવું પડે અને વળી એક બે ગોટ પેટમાં તેના ચાલ્યા ગયા હોય તો સઘળો પેટનો કચરો સાફ થઈ જાય અને બાર વરસ જુલાબની જરૂર પડે નહિ.

સૌથી વધુ અચંબો પમાડનારી બાબદ તો એ હતી કે આ મીઠાંના નક્કર ખડકમાં બધી જગ્યાએથી પચાસવાર દુર એક લાકડું મીઠાંમાં દટાયલું મળી આવ્યું છે, જે એમનું એમ લોકોને દેખાડવા માટે ત્યાંજ દટાયલું રાખી મુક્યું છે. આ એક વાર જેટલો લાકડાંનો જાડો કટકો હજારો વરસ થયાં ત્યાંનો ત્યાંજ હશે, પણ તેની હાલત આજે પણ નવાં લાકડાં જેવી જોવામાં આવે છે. તેનો સાકેસાકો તદન મજબુત સારી હાલતમાં છે.

આ મંગળ અને બ્રેસપતીની દુનિયાંના ચમત્કારીક રેહ-ઠાણો જોતાં ત્રણ કલાક સેહેજે નીકળી ગયા. અંદર ને અંદર ફરતાં થાક પણ પુષ્કળ લાગી હતી. અંદરની ઘેરાયલી હવાને લીધે ચેહેરાઓ પણ થાકેલા માલમ પડતા હતા. જયારે બહાર આવ્યા ત્યારેજ ખુશનુમા હવા ફેફસાંમાં લીધી અને થાકેલા ચેહેરા જરા ખુશાલ બન્યા.

હવે પાછા ડાક બંગલા ઉપર આવવાનું હતું. એ દુઃખ કાંઈ ઓછું લાગતું હતું નહિ. ત્યાંની હવામાંજ કાંઈ હશે કે શરીર કોઈ જાતનો ઉર્જમ પકડતું હતું નહિ.

લાહોરથી અમારા યજમાનના બે લ્હેરી નબીરાને સાથે ઘસડયા હતા. તેઓના ઉર્જમ અને ચાલાકીથી સારૂં જમણ કરી સાંજની કંટાળાભરેલી ટ્રેન ધરવા પાછા સ્ટેશન ઉપર આવી લાગ્યા. કમનસીબે ટ્રેનમાં ભીડ અતિશય હતી. મોટરમાં

પોહોળાચોડા થઈને બેસવાની આદત પડી હતી, તેથી આ દુઃખ બહુ ભારી લાગતું હતું. જેમ તેમ કરતાં ઘણી અગવડે જગ્યા લીધી હતી. વળી મોડી રાત્રે ટ્રેન બદલવાની હતી એ બધું જોતાં અમારી મોટરની મુસાફરીને હજાર હજાર શુક્ર હતા, જેમાં અમે અમારે પસંદ કરેલે વખતે નીકળ્યે અને ફાવતી જગ્યાએ સગવડ પડતાં ઉતર્યે. આ જાતનાં સુખની સરખામણી ટ્રેન સાથે તો થઇ શકેજ નહિ.

જ્યાં ત્યાંથી લાહોર પોંહોંચી જવાને અમે ઘણાં ઈંતેજાર હતાં, અને જ્યારે ઘરેબારે આવી લાગ્યા ત્યારેજ જપ પડી. સર્વે મુસાફરીમાં ખેવરાથી ઘણાજ બેજાર થઇ ગયાં હતાં. જેટલી ત્રણ હજાર માઇલની સફરમાં થાક લાગી હતી નહિ તેના કરતાં પણ વિશેષ આ માત્ર બસો માઇલમાં લાગી હતી.

લાહોર પુગ્યા અને એકવાર ફરીથી અમારા માનીતા પોલાદી રખસને ભેટયા. ફરીથી તેણે અમને તેના તન બદનમાં વસાવ્યા અને તેની સાથે અમારૂં સુખ એકવાર ફરીથી ચાલુ થયું.

લાહોર ફરી ફરીને ખુબ જોયું, જુદી જુદી જગ્યા ઉપર ખુબ ફર્યાં. વળી લાહોરના મોલ ઉપર મોટર વધુ ઝડપે હાંકવા માટે નામ ને નંબર પણ આપવો પડયો, પણ વાણીયાગત કામ લાગી અને હેરાનગતીમાંથી છુટયા. ત્યાંની ખુશનુમા મંડળીને ઝટપટ છોડી શકયા નહિ. જુલમથી તેમ કર્યું અને એક વાર ફરીથી અમરીતસરનો સ્વાદ ચાખવા બહાર પડયા.

## લાહોર.



આ ઝમઝમ નામની તોપ રાજા રંજીતસીંગ પાસેથી લડાઈમ
જીતી લીધી હતી. હાલમાં તેને મ્યુઝયમ સામે
ગોઠવવામાં આવી છે.

## દોજખનું પરેસ્તાન.



પેશાવરથી ફરતી અફગાન સરહદ. આ સરહદ પર ફરનારા પોતાની બાયડીને ચોક્કસ કલાકની મુદત આપીને ઘરથી નીકળે છે કે જો આટલા કલાકમાં પાછા ફરીએ નહી તો તારી ચુડી તોડી મારો ફાતયો ભણાવજે.

# પ્રકરણ એકવીસમું.

અકાલીના પગથી મારૂં હૈડું ધબકાય,
પણ સોનેરી મંદિરથી અમરીતસર વખણાય.
ટ્રેનોના ઘોંઘાટમાં ગુંનગુંન સંભળાય,
ત્યાં કાલકાના સ્ટેશન પર ગૃહસ્થો છેડાય.
આબ શું કે હવા સૌ ગૃહસ્થો દેખાય,
તેથી ઉત્તમમાં ઉત્તમ સિમલા કહેવાય.
જ્યાં પ્રવાહ કે પાણી સાથ ઠગાઇ રમાય,
આ "ઇબ્લીસ દસતોર" ના મિયા અંબાલે વેઠાય.

અમરીતસર આવી લાગતાં રાતને વખતે ઓળંગેલો રેલવે ઉપરનો પૂલ અને બીજા રસ્તાની યાદ આવી. અંધારો ઢેડવાડો જોવાને ઘણાં ડોકયાં ખેંચ્યાં પણ તેનાં માનવંતાં દર્શન થયાં નહિ. ગુર્દવાર અથવા તો સોનેરી મંદિરનો રસ્તો પુછતાં પુછતાં સાંકડા વસ્તિવાળા રસ્તા પસાર કરતાં ત્યાં આવી લાગ્યાં.

ત્યાં પુગતાને વારજ સગનમાંજ અકાલીઓની પલટન કાળી પાઘડી, સફેદ કુરતાં અને ખાકી ચડડી પેહેરી કિરપાંન લટકાવી ચાર ચારની હાર થઇ માહુવધની સામે અસહકાર કરવા જતી હતી તે ગુર્દવારના દરવાજામાંજ સામે મળી. પરવરદેગાર! જેનાથી અમો બિહિતા હતા, જેને અમો તજવા માંગતા હતા તેજ સામે આવી ઉભું! અમરીતસરનો આગલો સ્વાદ હજુ તો મોઢાંમાંજ હતો તેટલામાં આ સુખના સાંઢયા સામે આવી ઉભા. વમાસણમાં પડયા તો ખરા, પણ શુધ્ધ કાંઇ ઉડી જવા દીધી નહિ. ટાઢાં માંટલાં જેવું પેટ કરી રસ્તાની બાજુમાં મોટર લગોલગ દબાવી લઇ ઉશકેરાયલાં દિલ સાથે કુચ કરી જતી પલટનને આ સાંકડી જગ્યામાં પણ લોકોનાં ટોળાં વચ્ચે માર્ગ

કરી આપ્યો અને કાસર કાઢયું અને તેઓના દ્રઢ સંગીન ચેહેરા જોતા થોભ્યા.

અમારા અચંબા અને મનની શાંતિ વચ્ચે એક જુવાન સીખ ગ્રહસ્થે આવીને સવાલ પુછયો કે અમો મંદિરની મુલાકાતે આવ્યાં હતાં? આ તો ખુદાયજી પાયા! હા, કરી જવાબ વાળ્યો, અને તેના ફરમાવ્યા પ્રમાણે મોટર છોડી ઉતરીને ચાલવા માડયું. પણ સમયસુચકતા રાખી ગજવામાં ભસતો કુતરો મુકી લીધો અને તેના અવેજમાં ઘણો જરૂરી કેમેરા ને તેની ફિલમો ચુકી ગયા.

મંદિરના ચૉકમાં દાખલ થયાં કે તરત બુટ અને સાથે લાગ્યા મોજાં, ઉતરાવ્યાં તો ઉતરાવ્યાં, પણ ગંદાં ગંધાતાં પાણીમાં પગ પણ બોળાવ્યા. શિયાળાની સખ્ત ઠંડીને લીધે પાણી હીમ જેવાં થંડાં હતાં. વળી આરસપહાણની પથરાવાળી જમીન પણ એટલીજ ટાઢી હતી જેથી પગ તે ઉપર મુકતાં દાઝતા હોય તે પ્રમાણે લાગતું હતું. સાર સાલેસાઇ દેખાડવામાં હતો કરી એ સર્વ ખમી લઇ મુંગા મુંગા આસપાસના દેખાવની વખાણ કરતાં ચાલતા હતા.

સીખ જવાને સંભળાવી આપ્યું હતું કે રાજા જયોર્જે પણ પગરખાં કાઢયાં હતાં અને રાણી મેરીએ એમ કરવું પસંદ કર્યું નહિ હતું, તેટલાં કારણસર મંદિરની બહાર થોભવું પડયું હતું.

આ ગ્રહસ્થે સઘળી જગ્યામાં ફેરવી પગરખાં કાઢવાનો બંગ વાળી આપ્યો અને કોઇ જો અમને અંદર જોઇ વાંધો લેતા તો અમારી તરફથી બાથોબાથ તેઓ સાથે દલીલમાં ઉતરતો.

સોનેરી મંદિર ખરેખર જોવા લાયક હતું. તળાવનાં પાણીની વચમાં તે બાંધવામાં આવ્યું છે અને તેનો વચમાં પુગવાનો રસ્તો એક સાફ આરસપહાણના પથરાનો હતો અને તેની બેઉ

## અમરીતસરનું સોનેરી મંદિર.



કડકડતી થંડીમાં બરફ જેવાં થંડા પાણીમાં પગ ભિંજવ્યા પછી આરસપાનના તેવાજ કડકડતા થંડા પથ્થરાના ચોક ઉપરથી ચાલી જવાની મજાહ કેવી પડતી હશે?

બાદશાહ જોર્જ પગરખાં કાઢીને ત્યાંની મુલાકાત લઇ આવ્યા હતા. જ્યારે રાણી મેરીએ ગાડીમાંથીજ આ જગ્યાનો મેહેમાર જોયો હતો.

## ફતેહપુર સીક્રી. સલીમ ચિસ્તીની કબર.



આ કબર જોવા લાયક છે. આખી દરઘાહ સંગેમરમરના બારીક કોતરેલા પથ્થરાની રોનકદાર બાંધેલી છે. અને કબર તમામ પાસાદાર રંગીત છીપની બનાવેલી છે.

બાજુએ સુંદર ચળકતાં સાફ સફાઇવાળાં પીતળનાં ફાનસો ઉભાં કર્યાં છે. મંદિરની અંદર વચમાં સામેજ ગ્રંથ સાહેબ એટલે મોટી ધર્મની ચોપડી સોનાના સુંદર પગવાળા ચોકઠાં ઉપર ગોઠવેલી હતી. તેની બેઉ બાજુએ ટીબેટના પશમીનાની ચમરીઓ તેના બે મુરીદો પુર ગંભીરાઇ સાથે ઉરાડી રહ્યા હતા.

મંદિરની સર્વે ભીંત, બારીઓ તેમજ કઠેરા અને મોટા ચોરસ થાંભલાઓ સોનાના જાડા નકસીદાર પતરાંથી મઢી લીધાં હતાં. આ તમામ સોનાજડીત મંદિર અંદરથી તેમજ બહારથી જોવામાં ખુબસુરત દેખાતું હતું. સૂર્ય તેનો તેજ પાણી ઉપર નાંખી સોનાનાં પતરાંને ઝળકાવી રહ્યો હતો. સિખ ગ્રહસ્થે અમને તેઓમાંના એક તરીકે ઓળખાવ્યા અને તેઓના અને પારસીના ધર્મ સાથની સરખામણી કરી બેઉ કોમો ધર્મની ચોપડીને માન આપે છે અને તેની ઉપર ઇતબાર રાખે છે તે ઉપર વાયેજના આકારમાં સમજ આપી.

અમે પણ તે દેખાડવા રાજીજ હતા અને જે કાંઇ તે બોલ્યો તે હાજી હાજી કર્યા કર્યું. ધ્યાન તો બધું જોવામાં રોકાયલું હતું. આ મંદિરની મુલાકાત લીધી તે તો સારૂંજ થયું. તે ખરેખર જોવાજોગ હતું. અમારી સફરમાં આજ સુધી ઇમારતોની ખુબીમાં તાજ અને આ મંદિર એ બેઉ એક સરખાં ચિત્તાકર્ષક હતાં પણ બેઉની ખુબીઓ અલગ હતી.

મોટર ઉપર જ્યારે પાછા ફર્યા ત્યારે અમારા રક્ષકે જે કાંઇ કર્યું હતું તે જાણે ઓછું હોય તે પ્રમાણે એક ડજન સંત્રા આગળથી અમારી મોટરમાં મોકલી આપ્યા હતા. વળી અમારી મોટી અજાયબી વચ્ચે તેણે બક્ષેસ લેવા સાફ ના પાડી. અરે વાહરે વાહ! લાધ દે, લધામણ દે, લાધનેવાળા સાથ દે અને વળી બેઠનેકુ ટટ્ટુબી દે! આ તો કોઇ ખરો પરગજુ ગ્રહસ્થ, સાંકડી જગ્યામાંથી લોકને ખસેડી મોટર વાળ-

વામાં અમને મદદ કરી અને અમે રસ્તે પડયા તે જોઇ અમારી હેશાંની વચ્ચે રજા લઇ છુટો પડયો.

કયાં આવતી વેળાની અમરીતસરની મુસાફરીનો અનુભવ અને કયાં જતી વેળાની સગવડ, કયાં પેલો અંધારા ઢેઢવાડમાં ભમતા કરી નાંખનારો ભુત અને કયાં આ વેળા રસ્તો દેખાડનારો રાહબર! પ્રાણી તો બેઉ એકજ, બે હાથ, બે પગ, બે આંખ. સર્વ અવ્યય એકજ પણ બેઉનાં જીગર જુદાંજ હતાં.

અમરીતસરથી નીકળી પંજાબની મોટી નદીઓ જેના પિચાન અને ખુબસુરતીનાં બાકાં હું આગળ મુકી ગયો છુ તે એક પછી એક ઓળંગી અમો લુધ્યાના આવી લાગ્યા. પણ આ વેળા નદીઓનાં પાણી ઉતરી જવાને લીધે માણસનાં શરીર ઉપરનાં વસ્ત્ર ઉતારી લીધાથી જેટલો જોવામાં ફરક પડે છે; તેટલો બધો ફરક તેઓમાં દેખાતો હતો. દેખાવ આગળના દેખાવનો માત્ર હાડપીંજર હતો. જયાં વિશાળ પાણીના પાટની જગ્યાએ રેતીમાં પાણીનો વાંકોચુકો પટો દેખાતો હતો.

લુધ્યાનાનો ડાક બંગલો શોધતાં ઘણો વખત નીકળી ગયો, પણ તે ઘણી સારી સગવડવાળો નિવડયો, જેમાં રાત માટે આરામ કર્યો.

લુધ્યાના પેહેલાં નંબરનું લશકરી ધામ એટલે બેંડના સરોદો અને બંદુકોના ફટાકા વચ્ચે સહવાર ખુશનુમા શરૂ થઇ. રાતને વખતે પંચ બેઠી અને ઠરાવ કર્યો કે અંબાલાથી હેઠળ નહિ ઉતરતાં સફર સિમલા તરફ ઉપર લંબાવવી. એ મકસદથી સફર હંમેશ કરતાં એક કલાક વેહેલી શરૂ કરી.

કયાં છે પેલા પાણીના સરોવર અને કયાં છે પેલું બત્રીસ ફીટનું પાટયું? ખુલ્લાં મેદાનોએ માઇલો સુધીનાં સરોવરની જગ્યા લીધી હતી. પેલું બત્રીસ ફીટનું લાંબુ પાટયું પાયા-

માંથી ઉખડી જઇ કોર મરડી રીસાઇ પડયું હતું. રસ્તો દેખાડનારા લાકડાંના ખાંભા હજુ લગી વફાદારીથી લાઇનબંધ ચોંટી રહી ચોકી કરતા ઉભા હતા. પણ પાણીમાં પડેલા ખાડાઓ પુરી નાંખવામાં આવ્યા હતા. મોટાં ઝાડ ઉપર નજર નાંખી. અહીં ખોટ પુરેપુરી જણાઇ. પેલા વફાદાર રાહબરની જગ્યા ખાલીજ હતી. તે કાંઇ સારેજ સ્થળે પુગ્યો હશે !

આ હરકત વગરનો સરળ રસ્તો કલાકના ચાળીસ માઇલની ઝડપે ઓળંગી ગયા અને અંબાલાની છાવણીમાં બેંડના ખુશનુમાં સરોદો વચ્ચે દાખલ થયા.

બેંડ કાંઇ ખાસ અમારે માટે હતું નહિ. એ તો શિયાળાની કવાયદ માટે અંબાલાની ટુકડી અમારી આગળ કુચ કરી જતી હતી, જેનો લાભ અમને પણ નસીબ સંજોગે ખાસ મળ્યો હતો.

“સબ ઇંગલીસ ઇસતોરવાળા”ના ગામમાં આવી લાગ્યા, પણ તેને આ વેળા બાકાત રાખ્યો, અને જરથોસ્તિ દુકાનદારની સલાહ લઇ તેઓની મેહેરબાનીથી ચાહ પાણી કરી રંગીલી મોટરને તેઓનાજ ઘરમાં મુકી બે મોટરોનો બોજો એકલી મારી મંગલીમાંજ ભરી સિમલાની બાદશાહી ટેકરી ઉપર ચાલુ મુકયું. શરૂઆતનો રસ્તો, જુદી જુદી જાતનાં નાનાં મોટાં ઝાડ સાથે બગીચા સમાન દેખાતો હતો. પહાડો ઉપરથી વરસાદનાં એકાએક ધસી આવતાં પાણી લઇ જવા માટે પોહોળી નદી આ ઝાડોમાંથી પસાર થતી હતી, જેમાં હાલમાં તો પાણી ઘણુંજ થોડાં હતાં પણ જ્યારે વરસાદ ઉપર પડતો હશે ત્યારે આ નદીનાં પાણીનો ખળભળાટ જોવા જેવો હશે.

અસલ ખંડેર સાથનું જુનું ગામડું વટાવ્યા પછી કાલકાનો રસ્તો ઉતાવળમાં ધર્યો. વખત હાથમાં કમતી હતો એટલે બને તેટલી ઉતાવળે ઉડવા માંડયું. પણ ઢોરની મોટી વસ્તી

વિશેષ હરકતકર્તા થઇ પડી. આ જાતની હરકત સાથે વળી વાંક ઉપર વાંક તેથી ધાર્યા પ્રમાણે રસ્તો ઉતાવળમાં કાપી શકાતો હતો નહિ. મોટરમાંના બોજાની અસર સ્ટીયરીંગ ગીયર ઉપર દેખાઇતી લાગતી હતી અને તેનું દબાણ મારાં બાપડાં ખભાંને પણ એટલીજ અસર કરી રહ્યું હતું.

ચારને અમલે અમારી ખીચોખીચ ભરેલી મોટર કાલકાના સ્ટેશન ઉપર આવી ઉભી. રાત ત્યાંજ પસાર કરવાની ધારણા રાખી હતી, એટલા માટે સ્ટેશન માસ્તર પાસે એક રાત માટે વેટીંગ રૂમ વાપરવાની રજા માંગી. સ્ટેશન માસ્તર તદન અકડાટમાં લાલ તુતી જેવાજ બેઠા હતા. તેઓએ કાંસી કરાંઝી વાયોલીન ઉપર ટયુન અજમાવતા હોય તેવો સાદ કાઢી જવાબ વાળ્યો કે વેટીંગ રૂમ એ પ્રમાણે વાપરવા દેતા નથી. પોતે ચોખ્ખા ઉંચામાંના સાહેબ તે નેટીવ્ઝ હિંદની કાંઇ ચીજ વાપરે તે તેઓ કેમ જોઇ શકે? મેં ઘણા આગ્રહથી જણાવ્યું કે ગામમાં ઉતારાની જગ્યા હતી નહી અને હું જાણતો હતો કે ઘણા લોકો તેનો વપરાસ એ પ્રમાણે કરતા હતા. વળી અમે પણ મુંબઈથી સફર કરતાં ઘણી જગ્યાએ તેનો આસરો લેતા આવ્યા હતા. આટલું સાંભળ્યા પછી વેટીંગરૂમ વાપરવાની રજા આપી.

લાયકીવાળાનેજ લાયકી દેખાડવી કરી જરા પણ ઉપકાર માન્યા વિના ડોકયું ધુણાવી, જરા થોભી, તેના સુરાખ ચેહેરા ઉપર નજર નાખી, બહાર આવ્યો. ગરીબ બિચારો! તેની લાયકાત તેના લાલ રંગમાંજ હશે!

હું મારી મોટર ઉપર મુસ્તાક હતો. કાલકાના સ્ટેશનનો વેટીંગ રૂમ નહિ વાપરવાનો નિશ્ચય કર્યો અને સીધા ધરમપુર પોહોંચવા માટે તે ઉપર સવાર થયા અને સપાટાબંધ ઉડવા માંડયું.

સાંજને વખતે ધરમપુર તરફનો રસ્તો ચિત્રની માફક દેખાતો હતો, જેની ખુબસુરતીનો કાંઇ પાર હતો નહિ. સાંજની ઠંડકમાં પહાડી વાંક ઉપરથી પસાર થવું ઘણું ખુશનુમાં લાગતું હતું. આજ દિને તો સવારથી એક સરખો ભારી સુકાનનો હવાલાનો કબજો હાથમાં ધરી રાખ્યો હતો તે છતાં આ ખુશનુમાં મથકના હવાપાણીને પ્રતાપે થાક લાગી હતી નહિ. પણ બોજાની અસર મોટરને આ ચઢાણ ઉપર ખચ્ચીત લાગતી હતી.

ધરમપુરની નજીકમાં ઠંડી ઘણી સખ્ત લાગતી હતી: એટલાં સુધી કે ડાક બંગલામાં આવી લાગ્યા તેટલાંમાં તો સર્વે થરથરવા લાગ્યા.

ઠેઠ સમી સાંજે અમારા ઉતારાનાં મકાનમાં આવી લાગ્યા. રાત પણ તેવીજ ઠંડી પસાર કરી અને સવાર પડતાં સિમલા તરફની કુચ ચાલુ કરી. વચમાં ધરમપુરના સ્ટેશન ઉપર ચાહ પાણી નાસ્તા માટે કેટલોક વખત ગુજાર્યો. આ અમારો વખત ઘણો ખુશનુમાં પસાર થયો. સ્ટેશન ઉપરથી પારસીઓનું ખહીનું સેનેટોરીયમ નજર પડતું હતું.

સવારને વખતે આ જગ્યા અને તેની આજુબાજુની બીજી ટેકરીઓનો દેખાવ મનોહર હતો, જે પાછળથી અમને સિમલા સરખોજ જોવામાં આવ્યો.

સિમલા જઇ પોંહોંચવાની હોંસમાં મોટર ધમધોકાર છોડી મુકી. વાંક ઉપર વાંક અતિશય હતા. વળી તે પણ ટુંકા ટુંકા હતા, એટલે સુકાન ચાલુ ફેરવ્યા કરવું પડતું હતું. શરૂઆતમાં તો તેની અસર કાંઇ થઇ નહિ, પણ જેમ દિવસ ઉપર આવતો ગયો તેમ પેદા કરનારને યાદ કરતા ગયા. મોટરમાં બોજો ઘણો ભર્યો હતો તેની સાથે એક વાંક લેતા હોઇએ એટલામાં બીજો આવી લાગે; એ પ્રમાણે સુકાન ફેરવતા દિશાઓ એક પછી એક બદલવી પડે. આ સર્વએ ખભાંઓની શકિત ઠીક અજમાવી

હતી. પણ સિમલા પોંહોંચવાની હોંસ આ સર્વની કાંઇ પણ દરકાર કરતી હતી નહિ. એક પછી એક ખુબસુરત ટેકરીઓ ઉપરના ગામ મુકી અમે આગળ વધતા ગયા. આ બધાં ગામનાં ઘરબાર સાફ સફાઇવાળા અને પાક્કી બાંધણીના દેખાતા હતા. વળી તેઓ ચુનાચક્કિ સાથે સાફ સફાઇમાં પણ સંપૂર્ણ હતાં.

રસ્તો કાપતાં આસપાસની ટેકરીઓ જોવામાં અતિ રળીઆમણી હતી. ઘાસ કે ઝાડની ઘટા અથવા એવી કોઇ વનસ્પતી જે રંગની તે ઉપર ઉગી નીકળી હોય તે પ્રમાણે તે પીળા, લાલ કે લીલા રંગ તે લેતી હતી. સિમલાની નજીકમાં આવતાં સોલનનું સુંદર ગામ પસાર કર્યું. આ જગ્યાનો દેખાવ ફક્ત ટેકરી ઉપરનાં નાનાં જેવાં ગામ સરખો હતો નહિ, પણ તેના રસ્તા અને ગલીઓ કોઇ નિચેના સપાટ મુલકનાં મોટાં ગામ સમાન જોવામાં આવતાં હતાં. વળી ઘરો અગાશી સાથનાં અને એકેક માળ સાથનાં હતાં. વળી હારબંધ દુકાનો પણ હતી, જેમાં એક દવાખાનું પણ નજર પડતું હતું.

દુરદરાઝની ટેકરીઓ ઉપર પણ ખેડુત લોકનાં છુટાં છવાયાં ઘર દેખાતાં હતાં તે પણ સાફ સફાઇદાર અને ચુનો લગાડેલાં હતાં.

હિંદના વતનીઓ તરફની ઘરબાર બાબદની સ્વચ્છતા જો કોઇ પણ ઠેકાણે જોવામાં આવી હોય તો તે અહીંજ હતી.

છ માઇલ બાકી હતા તેમ અમને અદભુત દેખાવ નજરે પડયો. માથેરાન મહાબ્લેશ્વર કે ઉટીને હિસાબે જેમ સર્વ હિલ સ્ટેશન હોય છે તે પ્રમાણે સિમલાનો દેખાવ જોવાની આશા રાખી હતી, પણ અહીં તો દુરની ટેકરી ઉપર વિશાળ શહેર દેખાયું. હું તો મન સાથે વિચાર કરવા લાગ્યો કે આ તો જેરૂસલમ કે સિમલા કેહેવાય.

સિમલા.



સિમલાના રસ્તા ઉપરથી ધરમપુરની નજીકની ટેકરીનો દેખાવ

# સિમલા.



સિમલા તરફ જતો રસ્તો.

ા જોઇ અમો તો દંગ થઇ ગયા. તેની ચાર ચાર માળની
ાટી ઇમારતો મુંબઇની ચાર મજલાની ચાલીને ટક્કર મારે
ેવી હતી, જે દુરથી એકએકની ઉપર ચઢ ઉતર દેખાતી
 તી. આતો શું ટેકરીનું સ્થળ કે શહેર કેહેવાય? આ
ખાવ જોવા ઘણો વખત ખોટી થઇ ગયાં હતાં અને એ મસે
ગુઠા પડી જતાં ખભાંને પણ આશાએેસ મળતી હતી.

પાસેની નાની મોટી ટેકરી ઉપર કુશાદે મોટા બંગલાઓ
ોભાયમાન વેલમાં ઢંકાયલા જોવામાં આવતા હતા. આ દેખાવો
માટે કોડેકનો વપરાસ મન માનતો કરતા ગયા.

સિમલા કાલકા રેલવે કોઇ વખતે નિચાણમાં તો બીજી
વખતે ઉપર એકાએક દેખાવ દેતી હતી, અને અમારી સાથે
રસાકસીભરી હરીફાઇમાં ઉતરતી હતી. એના સરળ
રસ્તાની અદેખાઇ અમને અતિશય આવતી હતી, કે જેના
આગમણ સાથેજ આ રસ્તા હાલહવાળીમાં આવી પડયા હતા.

સિમલે ભલા વેપારીને ત્યાંજ મુકામ કરી ખુશનુમાં
પેહેલી સાંજ ગુજારી. આ ટેકરી દરેક રીતે રળીયામણી અને
રેહેવા લાયક હતી. સવાર સાંજ પાણીના છંટકાવવાળા ઘણી
તજવીજથી બનાવેલા રસ્તા ઉપર ફરવાનું ઘણું ખુશનુમાં
લાગતું હતું.

વાઇસરૉયની કચેરી, સલાહ-મંત્રી-મંદિર, રેલવેની વડી
ઑફીસ અને લશકરી ઑફીસ એ એકએકને ટક્કર મારે એવાં
ગંજાવર મકાનો હતાં. દેશીઓની તેમજ યુરોપીઅનની
શોપનો કાંઇ પાર હતો નહિ. તેના યુરોપીઅન માલીકો ઘણા
સભ્ય હતા અને દરેક બોલે અને પગલે લાયકી દેખાડતા
હતા. જયારે તેઓની આ રીતભાત જોતો હતો ત્યારે એક
સ્ટેશન ઉપરના દિગંબર, અકડી ગયલા, આંખો બંધ રાખી
તુનતુની જેવો સાદ કાઢતા સ્ટેશન માસ્તરની મને બહુ યાદ આવી.

અંગ્રેજોની વસ્તી ઘણી હતી. રસ્તે શેરીએ જ્યાં જાઓ ત્યાં તેઓનો મેળાપ થતો હતો અને વળી તેઓ આપણી સાથે બહુ સારી રીતે ભેળાતા હતા. તેઓમાં મુંબઇગરા ગોરાઓ જેવો અકડાટ જોવામાં આવતો હતો નહિ.

સિમલાવાસી ગોરાઓની મોટાઇ અને મારા જેવા મુસાફરોની નવાઇ તેના લાલ લીલા અને આસમાની રંગના મોટા ડગલાઓમાં સજ થયલા નાના કદના ચપરાસીઓમાં હતી, જેઓ રસ્તે રસ્તે અને ખુણે ખુણે ઉભાઇ જતા હતા.

તેઓના ડગલાની લંબાઇ અને પોહોળાઇ અને રંગના ઝળકાટની જાણે તિક્ષણ હરીફાઇ ત્યાં ચાલી રહી હતી.

સ્વાર થઇ ઘોડા ઉપર જતા સાહેબની પાછળ કે બાબા ગાડીની સાથે જોડાયલો આ નાનકડો માનવી લફડ લફડ તેના મસ મોટા કોટમાં ચાલતો નજર આવતો હતો. વળી મેમ સાહેબની રીકશોનો શણગાર પણ આ ખોરવાઇ ગયલી દાઢીવાળો ચપરાસીજ હતો. બંગલાની સીડી ઉપર કે કચેરીના દિવાનખાનામાં તેઓનાજ પડછાયા દેખાતા હતા.

આ જાતની મોટાઇની નિશાનીની બાબદમાં સિમલા જાણે ઘેલાં સરખું લાગતું હતું.

સવારને વખતે મુખ્ય રસ્તા ઉપરથી નજીકની ટેકરીઓનો દેખાવ મનોરંજક લાગતો હતો, જેની ઉપરના બંગલાઓ ઝાડપાન અને વેલાઓના ઘેરાવાને લીધે દુરથી માત્ર સફેદ ટાંક સરખા દેખાતા હતા. ચોતરફના વસવાટ માટેની ટેકરીઓના બાબમાં આ જગ્યા સાથે કોઇપણ બીજી ટેકરી મુકાબલો કરી શકે નહિ.

એક બે દિવસ ટેકરી ઉપરના સારી હાલતમાં ફરવા હરવાના સરસ રસ્તાનો વપરાસ કરવામાં ગયા. રીકશોનો વપરાસ

પણ સારો કર્યો; જે માંગો તેટલી અને વળી સસ્તી એટલે તેનાં સુખનો લાભ પુરતો લીધો.

યજમાનની બાબમાં તો સર્વ ઠેકાણે અમે બધાં ઘણાં નસીબવંતાં નિવડયાં હતાં અને તેજ પ્રમાણે અહીં પણ હતું. આ લોકો ઘણાં હસમુખાં અને મિલનસાર હતાં. તેઓની મેહેરબાનીથી એક ઘણો રંગીલો દિવસ અતિ ખુશનુમાં સ્થળે પીકનીકમાં પસાર કર્યો. રંગરાગ, ગીત ગાના, ખાણાપીની એ સર્વની કાંઇ બાકાત રાખી હતી નહિ. સ્થળ એવું મનપસંદ હતું કે તેનું સુખી બિયાન આપવું તે સોના ઉપર ઢોળ ચઢાવા સરખું હતું. મમતા સાથે હળીમળી સિમલાની ઉત્તમ આબો હવાનો સ્વાદ ચાખી અમે તે જગ્યા છોડી અને કાંઇ પણ ખાસ ખેંચાણકારક બનાવ વગર ધારવા મેળે એકસો માઇલની મંજલ કાપી અંબાલે આવી લાગ્યાં.

પણ ખરે! જરા થોભજો. કાલકાના સ્ટેશન ઉપર ચાહ પાણી કર્યું, ત્યાં પેલી મંગળ મુર્તિના એક વખત ફરી દર્શન થયાં.

રસ્તામાં ઢોરોનાં ટોળાં અતિશય અડચણકારક થઇ પડયાં હતાં. હોર્ન મારતાં મારતાં ધીરજ પણ ખુટતી હતી અને દમ પણ આખર થયો હતો.

બીજીજ સવારે અંબાલેથી નીકળી કુતરાં બિલાડાં થઇ ટરકીનો મોહોતસવ પાળનારા કરનાલ અને પૃથવીરાજના પરાક્રમવાળું પાનીપત ઓળંગી પાયતખ્ત દિલ્લી આવી લાગ્યાં અને કુશાહ હોટેલમાં મુકામ નાખ્યો.

હાલનું દિલ્લી ખરેજ જોવાલાયક છે, જ્યાં સેહેલાણીએ ઓછામાં ઓછા ચાર દિવસ ગાળવા જોઇયે. કમનસીબે અમે અમારાં સાથીની રોકાણને લીધે ઉતાવળમાં હતા, તેથી એટલો

વખત લઇ શકયા નહિ, પણ દરેકે દરેક જોવા જેવી જ
ત્યાંના ભોમ્યાની મદદ અને મોટરોની ચપળાઇથી જોઇ વળ્યા

મોગલ બાદશાહ! તારી ખરી મોટાઇની ગવાહી તો દિલ
માંજ મળે છે, તેનો અખુટ ખજાનો કેમ વપરાતો હશે
ખ્યાલ પણ ત્યાંજ આવે છે.

તેઓના મહેલ અને રોજા, બાગ બગીચા અને હમ
ખાના ઉંચા શોખ અને કારીગીરીના નાદર નમુના છે.
દિવાલે દિવાલ ઉપર અજબ પ્રકારની જુદી જુદી કારીગ
જોવાને તક મળે છે. આ કારીગીરી ખરેખર ચક
નાંખનારી છે.

પાસ મળતાં શાહજાહાન અને ઔરંગઝેબની કીર્તિવ
કિલ્લો જોવા ગયા. જે કાંઇ બાકી ત્યાં રહી ગયું છે
આજ તુલક ઉત્તમ કારીગીરીની ગવાહી આપે છે.

દિવાને આમ અને દિવાને ખાસ જયાંથી બાદશાહ બેર
ઇનસાફ આપતો હતો તેની સંગેમરમરની ભીંતોમાં કિ
રંગીત પથરાઓ જડી પક્ષીઓની આકૃતિ બનાવવામાં આ
છે. તે ફ્રેન્ચ કારીગરના હુન્નરનો નાદર નમુનો છે.
રંગની ગોઠવણુ અને ચિત્રની મરોડનાં જેટલાં વખાણુ કરી
એટલાં ઓછાં છે.

કિલ્લામાંની બાદશાહી મસીદ અને મેહેલ તમામ આ
પહાણના બનાવેલાં છે. કિલ્લામાંનાં દરેક મકાનોમાં મુખ્ય
કિમતી પથ્થરો વાપરવામાં આવ્યા છે.

આ જગ્યા છોડી મારા બચપણના વખતના ઇતિહાસમ
માનીતા બાદશાહ હુમાયુનની કબર જોવાની તક અતિ ઉ
સાથે ધરી. નિશાળમાં જે શીખી ગયલા તે તેની સાદાઇ અ
પણ ત્યાં જોવામાં આવતી હતી. તેનાં પોતાનાં વાહાલાં તસ

## શેહેનશાહ હુમાયુનની માયાનો નમુનો.



પોતાની દરઘાની બાજુમાં પોતાના માનીતા ઘોડાવાલા અને ખલીફા (હજામ) ની પણ દરઘા બનાવી છે.

## અંબાલાથી સીમલા.



અંબાલાથી કાલકા ફળદ્રુપ અને સુખવાસી મુલક છે.

લાગણી તેઓને પોતાની બાજુમાં રાખી આજે પણ તે દેખાડવા ચુકયો નથી. તે તેની માયાની હદ કુદાવી ગયો અને ઘોડા-વાળા અને ખલીફાની (હજામ) કબરો ઉપર પણ કિમતી ઈમારતો બનાવી હતી.

અરે નિઝામુદ્દીન ઓલ્યા! દેખું તારૂં તો નામ બહારથીજ ઓલ્યા હતું, પણ તારી કબર તો તું કાંઇ ઓલ્યો હોય તેમ ગવાહી પુરતી નથી. ભપકો તો ભારે દમામમાં જોવામાં આવે છે.

આજકાલની બનાવટનો કિંગ્સવે ફરવા હરવામાં અને દેખાવમાં ઘણો ખુબસુરત છે, જેની મોટી ઉંચી વિજળીક બત્તીઓ હાલની બાંધણીના અફસરોના સફેદ મકાનોને પુર ઉજાશમાં ઝમકાવે છે.

દિલ્લી ગયા અને કુતુબ નહિ જોયો એટલે એમજ સમજવું કે દિલ્લી ગયાજ નથી, બજારમાં તો ચાંદની ચોક ફરી વળવા જેવો છે; બાકી ઉંડાણમાં જવાનાં ફાંફાં મારવાં નહિ, જયાં અતિશય ભીડ અને ગલીચી માલમ પડે છે.

એક ગાઇડ સાથે રાખવો અને પઠવું એટલે પીડા છુટી. માંગશે તો વધુ પણ ત્રણ રૂપીઆમાં તો બાપજી કેહેશે, અને પાછળ પાછળ આવશે. આ લોકને રમાડી જવાની કુનેહ સારી રહે છે, જેના ભોગ થઇ પડવું નહિ. સાહેબી કરી નોટ વટાવવા આપવી નહિ, નહિ તો મારા મનમાંની જોડ જેવો અનુભવ તમને પણ મળશે. દિલ્લીમાં અમે તમામ જગ્યા ફરી વળ્યા અને એક સવારે તાજવાળા આગ્રાં તરફ હંકાર્યું. દિલ્લી અને આગ્રા વચ્ચે એવાં કાંઈ ખંડેરો હતાં નહિ કે જે એ બે રાજધાની વચ્ચેનો અસલ સંબંધ દેખાડે. સરળ માર્ગમાં કાંઈ પણ બનાવ વગર દિલ્લીથી નીકળેલાં સીધાં જમના નદી ઉપરનો મોટો પૂલ ઓળંગી આગ્રામાં આવી લાગ્યાં.

તાજ ફરીથી જોવા મળશે અને તે પણ પુર ચંદનીમાં એટલે અમારી ખુશાલીમાં મોટો વધારો થયો.

આગ્રાની જાહોજલાલી દિલ્લી પાયતખ્ત થવા પછી દેખીતી ખતમ થઈ હતી, પણ હાલમાં તો શેહેરની અંદર રાત્રે અંધારૂં અને દિવસે ધુળ એ બે મુખ્ય જોવામાં આવતાં હતાં. આ છતાં અકબર, જાહાંગીર અને શાહજાહાન આ જગ્યાને પોતાનાં કામોથી અમ્મર બનાવી ગયા છે કે જેને ગમે તેવી ધુળ અને અંધકાર અસર કરવાની નથી.

જ્યારે આગ્રામાં ધુળ અને અંધારાંની બાબદ ઉપર ધ્યાન ખેંચું છું ત્યારે આ બે ખાસ અમારા જગેજગના દુશમનની યાદ આવે છે. અરે જે સાથેને સાથેજ જ્યાં જઈએ ત્યાં આવે તે તો દોસ્ત કેહેવાય. જે હોય તે ખરૂં પણ તેઓએ અમને શી રીતે અસર કરી હતી તે તો તમે જાણી ચુકયા.

આગ્રામાં તાજ, ફત્તેપુર-સીક્રી કિલ્લો અને ઈતમદ-દવલાની કબર એ ખાસ જોવા જેવાં છે. ફત્તેપુર-સીક્રીમાં અકબરનો મહેલ અને ઇનસાફ આપવાની તેની જગ્યા જોવાથી એની દરેક કોમ તરફની લાગણીને માન આપવાની કોશીશનો સંપુર્ણ ખ્યાલ આવે છે.

સલીમ ચિસ્તિની કબર હિંદી કારીગીરીની ધીરજ અને કુષળતાનો નાદર નમુનો છે, જે જોવા કોઈએ ચુકવું નહિં. તે ઝળકતી મોતીની છીપની બનાવી છે. એના બારીકે બારીક સાંધા કાંઇ પણ ખોડ ખાંપણ વગર ઘણી ચતુરાઇથી મેળવેલા છે. એ કામ અનહદ સફાઇવાળું જોવામાં આવે છે.

તાજ તો સર્વ કારીગીરી, હુન્નર, ખુબસુરતી, બુલંદી, એ સર્વનું સરતાજ છે.

જે દિવસે ત્યાં પુગ્યા તેજ દિવસે અમારા ઉપરનું ધુળ મટોડું સ્નાન કરી પખોડી નાખ્યું અને ચોખ્ખા થઇ તાજની

કુતુબ.



તેર વર્ષના અફાડા પછી આ મિનારો સંપૂર્ણ થયો હતો. તેની સામે તેની સૉાખ આજ દિન તુલક અધુરીજ પડી રહી છે. આ મિનારો બસો ચાળીસ ફીટ ઉંચો છે, એટલે રાજાબાઇ ટાવર કરતાં એકસો ને વીસ ફીટ વધુ ઉંચો છે.

## દિલ્લી.



દિલ્લીના કિલ્લામાં બાદશાહી મેહેલ સંગેમરમરનો બનાવેલો છે. બગીચો બહુ ઉત્તમ છે. દિલ્લીના બાદશાહો સાર્વજનીક ખાતાંઓ કરતાં પોતાનાજ સ્વાર્થ ઉપર ખર્ચ કરતા હતા. કદાચ તે જમાનામાં રૈયતને પોતાના હક શું અને કેટલા છે તેનું જ્ઞાન હશે નહિ.

મુલાકાતે નીકળ્યા. આ મુલાકાત રાત સુધી લંબાવી, તેની ખુબીઓ પુનમના ચાંદ નિચે ચાખી અને જ્યારે છેવટે પેટ ભરાયું ત્યારેજ અમારે મુકામે નિરાંતે પાછા ફર્યા.

હવે અમારા ચીવટ અને ખંતીલા બીરાદર છુટા પડવાના થયા. અમારી મોજીલી ટોળી તુટશે તેના ખેદમાં જીવ ગમગીન થયો. પણ અમારા કરતાં પણ વધુ દોસ્તની પોતાની મોટરમાં જીવતી જાગતી મતા હતી તેને દુઃખ લાગ્યું.

તે વફાદાર રૂપલી મોટરની ખામી હવે ઘણેક દરજ્જે નાબુદ થઇ હતી. હવે તે પોતાનો હિસ્સો સારી રીતે આપતી હતી. મુશકેલીમાં સાથ રહી સુખને વખતે છુટા વીખુટા પડવાનું દુઃખ અતિ ભારી લાગતું હતું. છુટા પડતી વખતે બેઉ બાજુએ ઉડાઉપણે આંસુઓનો વપરાસ કપડાં ભીજાઇ જાય ત્યાં સુધી છુટથી થયો હતો. રવી વરમાના હાથનાં દ્રુપદીનાં ચિત્રના દેખાવ પ્રમાણે અહીં પણ મોતીના દાણા જેવાં આંસુનાં ટીપાં રૂખસાર ઉપરથી સરી જઈ બ્લાઉઝમાં ગરક થઇ ગુમ થઇ જતાં હતાં, પણ જ્યાં મુંબઇનીજ જરૂર જણાઈ ત્યારે હવે છુટકો હતો નહિ.

પ્રવાસ હવે અમારે એકલોજ કરવાનો હતો. વળી હવેનો મુલક પણ રાહરસમની બાબતમાં તદ્દન ઘણો અજાણ્યો અને રસ્તાની બાબતમાં મુશકેલ હતો. સાથીને ગામ બહાર વટાવી આવ્યા અને એકલા-અટુલા વિચાર કરવા લાગ્યા.

દુઃખ ભુલી જવાનો એક સારો તોડ શોધી કાઢયો. સગાંવહાલાં દોસ્ત આસનાઓ સાથે શિકારની એક ટોળી ઉભી કરી અને હરણ, મોર, સસલાં અને એવા અનેક શિકારની પછવાડે એક બપોરે નીકળ્યા. તે દિવસ ઘણો નસીબવંતો નિવડયો અને ખાહેશ પાર પડે તેટલો શિકાર ઘરે લાવ્યા.

આગ્રામાં દોસ્ત કે યજમાન કે હોટેલના અંતર સરખું કાંઇ હતું નહિ, પણ અહીંતો એકજ લોહીની ઉત્પત્તિનો મજબુત ગાંઠ હતો, એટલે નચિંતાઇ સાથે ધામો નાંખ્યો. આ તકનો લાભ લઇ મોટરને પણ સારામાં સારૂ સ્નાન આપ્યું. તેનાં હાડકાં પાંસળાં ઉપર ઉડતી નજર ચલાવી અને પુરો સંતોષ મળ્યો ત્યારેજ તેને છોડી. આ સ્નાનથી મોટરમાં સારો સુધારો થયો.

હવે વળી અમે એકલા હતા એટલે મોટરની ઝડપનો પણ ઉપયોગ કરવાનો હતો.

કાચનાં ચીતળ બનાવવા માટે મશહુર થયલું ફિરોઝાબાદ આગ્રાથી ત્રીસ માઇલ હતું. આ હુન્નરની તારીફ઼ ઘણી સાંભળી હતી એટલે અમારી હાજરીથી તેને દીપાવવાની ખાહેશ દેખાડી.

બીજેજ દિવસે ઘરનો પુટો ખટલો સર્વ ભરી મોટર મજાહુની વજનદાર બનાવી તે તરફ હંકાર્યું. પંદર માઇલના પથરા તુલક આવી લાગ્યાં એટલે હરણનું એક ટોળું નજરે પડયું. બંદુક તો મોજૂદ હતી તે લઈ તેની પાછળ પડવાની લાલચ અટકાવી શકયો નહિ.

શિકારની મજાહ તો ઉત્તમ છે પણ જ્યારે કાંઇ આવી પડે છે ત્યારે કાંટાવાળી બોડીં ઉપર ભચોભચ ભોકાતા કાંટા સહીત ચઢી જવાની આફત પણ ઓરજ છે. છુપાતો ભરાતો આસ્તે આસ્તે હરણનાં ટોળાંની પછવાડે બંદુક લઇને પડયો. બાવળની એક ઘટા પસાર કરી અને બીજીમાં દાખલ થયો. પાંચસો વાર ગયો નહિ કે એક મસ મોટો ખાઇ બદેલો માતેલો આખલો ત્રાડ મારી ઓખ, ઓખ, અવાજ કરતો આવ્યો. ભાલા જેવાં શિંગડાં મારી સામે ધરી ધસ્યો આવ્યો. હું જીવ લઇ જેટલી લાંબી ફલંગ મારી શકાય તેટલી મારી સલામતી માટે સામી દિશામાં નાઠો. મારો હાલ તો ઉંદર પાછળ બિલાડી બલકે વાઘ

લાગ્યો હોય તેવો થઇ રહ્યા. તેજ વખતે બીજી દિશામાંથી સાત આઠ ગાય વાછરડાં અને ગોધાઓની એક કૅવેલરીએ ચાર્જ કર્યો. બીજી અનેક દિશામાંથી છુટાં છવાયાં એવાંજ માતેલાં હેવાનો ઝનુની બની ઝાડોની છાયાંમાંથી નીકળી આવી મારી ઉપર હુમલો લાવ્યાં. લખતાં તો વાર લાગે છે પણ આ સર્વ એક પળકારામાં થઈ ગયું. હોઠ તો ફિક્કા મારી ગયા અને છાતીના ધબકારા ઘડીના બારસો થઇ પડયા. અહીં તો શિકાર કરવા જતાં આજ તો મારો શિકાર થઈ પડયો. દોડવામાં તો સલામતી હતીજ નહિ. ઉતાવળમાં ફરતી ઝડપી નજર ફેંકી, બાવળ તો કાંટાઓથી ખીચોખીચ ભરેલા હતા, બાકી રહેલી બોર્ડી હતી. જે જાનવર મારી ઘણી નજીક હતું તે તરફ બંદુકનો અવાજ કરી એક કુદકા સમેત બોર્ડીનું ડાળું બે હાથે પકડી તેની ઉપર ટાંટયા ભેરવી દઈ ઘસડાતો તણાતો જેમ તેમ ઉપર ચઢી ગયો.

કાંટાઓએ મનમાનતું પોતાનું કામ કર્યું પણ હું બચવા પામ્યો.

આ હેવાનોને દુધ દેતાં નિર્દોષ જાનવર સમજી તેઓ વચમાં હું તો ફસી પડયો હતો. ખરેખરો બંદુકનો ઉપયોગ એટલા સારૂ નહિ કર્યો કે રખેને તેઓ ઘરગતુ જાનવરો હોય અને તેનો દંડ ભરવો પડે.

અરે કાંટાએ તો મક્કમ વેર લીધું હતું. ઝાડ ઉપર બેઠા બેઠા ખુબ હાંક માર્યા, પવન સામેનો; વળી તફાવત પણ ઘણો એટલે કોઇ સાંભળી મદદે આવી શકયું નહિ. વળી આવે ને તેઓનીબી મારા જેવીજ હાલત થાય. તેઓ પાસે બંદુક નહિ એટલે મારા કરતાં પણ બુરા હાલ થાય.

જાનવર અને મારા વચ્ચે તો ઘુરકા ઘુરકી ચાલુજ હતી. હવે હું પણ બરાબર તૈયાર હતો કે જો હવે તો કાંઇ વધુ

ઝાડું કરવા જાય તો વિંધીજ નાખું. એક તેઓમાંનો આગેવા
આખલો ડોકયું ધુણાવી વારંવાર નાકમાંથી પુંફાડા મા
રહ્યો હતો. ત્યારે હું કાંઇ ડાળી ઉપર ગીત ગાઇ તબ
ઠોકી ફોકટનો વખત બરબાદ કરતો હતો નહિ. પણ શુળ
ભચોભચ ભોંકાઇ ગઇ હતી તે સંભાળથી ખેંચતો હતે
વળી પાછો ઉતરૂં અને આ ચંડાળ ચોકડી મારી પાછળ
દોડે તો કયા ઝાડનો આશરો પાછો લેવો તે આગળથી
નક્કી કરવામાં ગુંથાયો હતો.

ધીરજનાં ફળ મીઠાં. વીસ મીનીટ વીસ કલાક જે
લાગીતો ખરી પણ જ્યારે બાપડાઓની ચરબી તડકાં હેઠ
તવાવવા લાગી એટલે તેઓ પોતાની મેળે એક પછી એ
ચાલતા થયા. હું પણ છ કારતુસ સાથની ભરેલી બં
તૈયાર રાખી ચોરની માફક હેઠે ઉતર્યો અને જે ઝાડ આગળ
ધારી રાખ્યું હતું તેની તરફ અંજાણ્યા થઇ બિહિતાં બિહિ
ચાલવા માંડયું.

જેવો મને જમીન ઉપર જોયો કે તેણે એકવાર ત્ર
મારી કે જે સાંભળતાં જીવ ઉડી ગયો અને તે અવાજ
સાથે તેજ પળે એક પગ પણ ધાસ્તીના માર્યા બેધ્યાન
ઉતાવળમાં જમીનથી અલગ ઉંચકાઇ ગયો. તેણે મને દોડ
જોઇ સારે નસીબે તસ્દી લીધી નહિ. નહિતો વળી બીજી વ
મીનીટ ઝાડ ઉપર જતે. ત્રણ માઇલનો ચકરાવો ખાઇ પા
વળતો હતો તેટલામાં હરણ ઉપર નજર પડી. ગોળી
ચલાવી પણ હાથ પગ એટલા તો અસ્થિર થઇ ગયા હ
કે તે સાબુત ચુકી ગયો અને હાથ ઘસતો પાછો ફર્યો.

અહીંતો આ બાજુ મોટરમાંના સુખ્યારા જીવડાઓ શિક
અને જુગારી એક સરખા ગણી મનમાંને મનમાં ખુબ સર
ચોપડી રહ્યા હતા. મને આવતો જોઇ દુરથીજ ભખી ખા

પણ જ્યારે મારી રસીલી કાહાણી સાંભળી ત્યારે મારા ઉપરનો ગુસ્સો પીગળી ગયો અને દુઃખ ઉપર ડામ મારી વિપત્તિ ઉપર હસ્યા. દુઃખમાં ને દુઃખમાં મોટર ચાલુ કરી. પાછળથી માલમ પડ્યું કે એક ચોકસ ગામના રાજાએ પોતાનાં રાજની આમદાની વધારવા માટે આ જાનવરોને ઉંડાણ જંગલોમાં છુટાં મુકયાં હતાં. તેમાંના કેટલાંક ડાહ્યાં પ્રાણીઓ પોત પોતાને ઘરેબારે પાછા ફર્યા, અને બાકીનાં તદન જંગલી બની આસ-પાસનાં ખેતરો અને ગામોમાં ત્રાસ વરતાવી રહ્યાં હતાં. તેઓ ખેતરોમાં ઘુસી જઇ પાક ખાઇ જતાં અને જો કોઇ તેઓને હાંકવા જાય તો સામો ખુર્દો કરવા ચુકતાં નહિ. આ વાત સાંભળ્યા પછી મને પણ શુદ્ધિ આવી કે હું પણ તેઓને હાથે છુંદાઇ છણાઈ ગયો હતે. જો એકાદને ગોળીથી વિંધી નાખ્યું હતે તો ગામના લોક ખુશી થતે અને દંડ લેવાને બદલે મને નવાજેસ કરતે.

ફિરોઝાબાદમાં મુખ્ય વખત આંગ ઉપરના કાંટા કાઢવામાં ગયો. મેહમાન તો યજમાનના ઘરનો ઓરડો બંધ કરી કલાક એક પોતા ઉપરના શૂળ કાઢવામાં રોકાયા. તેમાંનો એક મુખ્ય જે પીંડીના (ટટાંના) માંસમાં ઘુસ્યો હતો તેણે તો હાય બાપ પુકરાવી દીધું. કોઇએ ગામના ચુનંદા હજામની ભલામણ કરી તો કોઇએ ડાકટરની મદદ મેળવી આપવાની તકલીફ ઉપાડી.

એક બાજુ ફિરોઝાબાદનું આખું ગામ ચીતળ બનાવવાના હુન્નરમાં રોકાયું હતું ત્યારે બીજી બાજુ હું શૂળ ખેંચવાના હુન્નરમાં મારી તમામ શક્તિ વાપરી રહ્યો હતો. આખર હું છુટો થયો અને ગામમાં ફરવા નીકળ્યા. ત્યાં નાનાં શું કે મોટાં, બાઇ શું કે બાવડાં સર્વ આ એકજ હુન્નરમાં જીપલાવી રહ્યાં હતાં. આખાં ગામની વસ્તી એકજ કામ જાણતી હતી અને તે એજ ચીતળ બનાવવાનું હતું. શું એનું નામ ફિરોઝાબાદ પીરોજી ચીતળ ઉપરથી પડ્યું હશે!

આખી મુંબઇ બલકે હિંદમાંના તમામ તરેહતરેહના સેટીનનાં કે પાટલીનાં જે ચીતળ વપરાતાં હશે તે સર્વ ફિરોઝાબાદની બનાવટનાં છે. વળી બીજી કેટલીક કાચની જણસો આ લોકોએ બનાવવાની તજવીજ કરી પણ તેમાં તેઓ ફાવ્યા નથી.

પારસી આલમ તારી ઉપર જે ચીતળ આજે પડયાં છે તે ફિરોઝાબાદનીજ બનાવટ છે. પણ હાલમાં તે કાંઇક દરજજે કમતી થયલાં જોવામાં આવે છે.

અહીં ચીતળના વેપારમાં એક જરથોસ્તિ આજ કાલ શાહુ વેપારીનો ઇજ્જતદાર દરજ્જો ધરાવે છે, જેઓને ત્યાંજ અમે તસ્દી આપી ઉતારો લીધો હતો.

એક દિવસની સેહેલ પછી અમો આગ્રા પાછા ફર્યા. હરણનાં ટોળાં પણ પાછાં મળ્યાં પણ નશીહત તો એવી મળી ચુકી હતી કે બંદુક કે હરણનું નામ લીધું નહિ, અને મુંગા મુંગા મોટરનેજ વળગી રહી આ ખુબસુરત પ્રાણીને જંગલમાંજ દુરથીજ જોઇ તેના છુટાપણા ઉપર ત્રાપ માર્યા વિના મજાહ લીધી.

આગ્રામાં ઠરીઠામ થઇ આસાએશ લઇ અને હરીફરી એક વધુ દિવસ ગુજાર્યો, જે દરમીઆન મારા માનીતા પોલાદી રખસને ચાહ પાણી કરાવી તૈયારીમાં રાખ્યો.

હવે લકનૌવ તરફ કુચ કરી જવાની ધારણા રાખી હતી. તે બસોને ચાળીસ માઇલ હતું. રસ્તા પેહેલે દરજજે કરતાં ઉતરતા પ્રકારના હતા. વળી સફર એકજ દિવસમાં ખતમ કરવી જોઇએ, કારણ વચમાં ખાસ ઉતારાની જગ્યા હતી નહિ.

નિશ્ચય કરી હામ ભીડી નાસ્તો પાણી બરાબર દાબીને કરી લીધો. આ વેળા સરસામાનનો બોજો કમતી હતો, તેના ભાગનો સરકારે જેનો વેરો કલમના એક લીટા સમેત બેવડો કરી મુકયો તે નામનો ભાઇના ઘરનો સણગાર સાથે લઇ લીધો.

# પ્રકરણ તેવીસમું.

## આગ્રાથી એકદિનમાં બસો ચાળીસ માઇલની લકનૌવની લટાર. ભરતપુરનું ભડકણ ને ભુંડા રસ્તાની ભટાઇ.

જમનાજીને કીનારે કીનારે થઇ પૂલ ઓળંગી આગ્રાને કાચી સલામ કરી લકનૌવની પુઠ પુર બહારમાં પકડી. માઇલ બસો ને ચાળીસ હતા અને આગ્રા છોડતાં સાડા દશ ઉપર થઇ ગયા હતા એટલે શરૂઆતથીજ મોટરની ઝડપનો પુરતો લાભ લેતાં રહ્યાં. રસ્તો સપાટ સરળ હતો નહિ જેથી ધીરજ પણ ધરવી પડી. શરૂઆતમાં ફિરોઝાબાદવાળો રસ્તો ધર્યો. ગોધાવાળી બાવળની ઘટા પણ મુકી અને ફિરોઝાબાદ પણ મુકી આગળ ચાલ્યા. એ રીતે માઇલો ઉપર માઇલો કાપવા લાગ્યા. રસ્તોજ કાપવાના ધખારા શિવાય બીજું કાંઇ આજ મનમાં હતું નહિ. સૂર્ય નારાયણ માથાં ઉપર આવી લાગતાં શીકોહાબાદની નજીકમાં આવી લાગ્યા. શીકોહાબાદ પણ મુકયું અને મેનપુરનો માર્ગ ધર્યો. મેનપુર છોડયું અને કાનપુરનો વાટ પકડયો. એ પ્રમાણે શેહેર પાછળ શેહેરનો રસ્તો ધરતાં ગયાં અને તેને પાછળ મુકતાં પણ ગયાં.

મોટર તો માઇલો ઉપર માઇલો કાપતી ગઇ પણ અમારા પ્રવાસનો છેડો નજીક આવતો હોય એમ લાગ્યું નહિ. કેહેતી તો એમ છે કે "આગળ દોડ અને પાછળ ચૉડ" પણ અમારા બાબમાં તો આગળની ચૉડ કાંઇ ઓછી થતી જણાઇ નહિ. રસ્તા ત્રીજા દરજ્જાના હતા તેથી આંચકા ઘણા સખ્ત લાગતા હતા. અમારા નવા પેસીન્જર જેઓને મોટરની લાંબી સફરનો ખ્યાલ જરા બીજોજ હતો તેઓને અહીં જુદોજ અનુભવ મલતો હતો. કોઇ કોઇ વખતે ફકત ફુટબોલની માફક હુડ ચઢાવેલી

મોટરમાંના અનેક ખુણામાં અફડાઇ જીકાઇ જવાતું હતું, જેથી ઘણાં વરસોનું સ્થિર કાળજું ડોવાઇ તેજ બની ગયું. ત્રીસ ચાળીસ પીસ્તાળીસ અને તેની ઉપર પણ મોટર દોડાવી પણ મંજલનો જાણે છેડો આવેજ નહિ. તે દિવસે દુનિયા જાણે લંબાઇ ગઇ હોય એમ મને તો લાગ્યું. મુસાફરીની લંબાઈની બાબમાં આજનો દિવસ યાદગાર રહી જશે. જ્યારે મોટર ગરમ થઇ ત્યારે મને લાગ્યું કે લાંબી મંજલને લીધે એ પ્રમાણે થયું હશે. પણ તેમ હતું નહિ. ઇગનીશન લીવર છુટું થઇ જવાથી એન્જીન રીટાર્ડમાં ચાલી ગરમ થતું હતું. આવી હાલત છતાં પણ મારી મંગલીએ તેનો હિસ્સો અચુક આપ્યો હતો.

ઘણા ડોળા ખેંચાવ્યા પછી સાંજના પાંચ વાગતાને સુમારે કાનપોર આવી લાગ્યું. સ્ટેશન ઉપર વિસામો લીધો. ફરાગત થઇ મ્હો હાથ ધોઇ તાઝગી અખત્યાર કરી અને ચાહ પાણી કર્યું. સ્ટેશન ઉપર ફેરા માર્યા અને એકવાર ફરી લકનૌવનો માર્ગ અખત્યાર કર્યો. વખત હાથમાં બહુ ઓછો હતો, તેમાં વળી રસ્તો હાથ લાગતાં બહુ વેળા લાગી. પવિત્ર ગંગા ઉપરનો પોણો માઇલ લાંબો પૂલ ઓળંગવાનો હતો જે નાની રેલના પૂલની હેઠળ બનાવેલો હતો. એટલાં થકી તે સાંકડો ઘણો હતો. આગળ ગાડાંની હાર લાગી રહી હતી. સાંકડા પૂલને લીધે આગળનો વેહેવાર વટાવી આગળ નીકળી જવાય એમ હતું નહિ, એટલે ગાડાંની પછવાડે ચાલી વખતની બરબાદી કરવી પડતી હતી. દુકાળમાં અધીક માસ! એક ગાડાંનું લાકડું પૂલના ખાભાંમાં ભરાયું તે કેમે કરતાં નિકળે નહિ. જ્યારે સર્વ ગાડાંવાળા એકઠા થયા અને દુનિયાનો શોરબકોર મચાવ્યો ત્યારેજ તે છુટું થવા પામ્યું.

આ રીતે સવા કલાકના વિલંબ પછી પૂલને પેલે છેડે પોહોંચ્યા અને જીવ લઇ નાસવા માંડયું. પછી તો મોટર

આસ્તે ચલાવવાના સોગંદ ખાધા હોય તે પ્રમાણે છોડી મુકી, પણ તેની ગમે તેવી ઝડપ છતાં રાત પડી. ચંદની સરસ હતી એટલે સફેદ ચુનાના રસ્તા દિવસ માફક સફાઇથી લાંબે સુધી દેખાતા હતા. મોડા વેહેલાંની કાંઇ પણ દરકાર વગર સફર આસાનીથી ચાલુજ રાખી.

લંબાણુ રસ્તો, થોભ્યા વગરની ચાલુ સફર, વળી રીટાર્ડમાં એન્જીન, એ સર્વેને લીધે એન્જીન ગરમ તો થતું હતું. એ બધું છતાં પણ કલાકના વીસ માઇલ કાપ્યા જતા હતા. સારે નસીબે નદીનાળાં દુઃખ દેવા હાજર હતાં નહિ. મોટર-માના નવા મુસાફર રસ્તાનો છેડો નહિ આવતો જોઇ મનમાંને મનમાં હેબતાઇ ગયા હતા કે હું તેમને આ અપાર રસ્તા ઉપર કયાં ઘસડયો જતો હતો. પણ મારી નજર માઇલ સ્ટોન ઉપરથી હઠતી હતી નહિ અને માઇલની ગણત્રી રાખી તેના અંતરનો હિસાબ ગણી નચિંત દેખાતો હતો.

લકનૌવ અમારા હલ્લાને રાત્રે સાડાઆઠને શુમારે શરણે થયું. અમે ઢીલા તો થઇ ગયા હતા પણ મુછપર તાવ દેતા તેમાં દાખલ થયા અને કેટલીક મુશકેલી પછી ઠેકાણે પડયા.

આ સુંદર શેહેર ગોમતી નદીને કિનારે આવેલું છે, જે નદી ગંગા જેવીજ પવિત્ર ગણાય છે. આ જગ્યામાં ખાધ ખોરાકીની અતિ મજાહ છે. ત્યાં દરેક જાતનાં ઉત્તમ ફળ પેદા થાય છે. વળી તરકારી પણ ઘણી વખાણવા જેવી જોવામાં આવતી હતી. અમારા દોસ્તના કેહેવા પ્રમાણે મુળા વાર એક જેટલા થતા હતા. મેજને એક નાકે એક જણ જો તેની મજાહ ચાખતો હોય તો બીજો બીજે છેડે આસા-નીથી તેજ મુળાની લ્હેજત ચાખે.

ત્યાંના નવાબ રાજા ઘણા લ્હેરી હતા; તેઓની ઘણી હવેલીઓ આજ દિન તુ લકમોજુદ છે. પણ મોગલ બાદશા-

હુના પાયતખ્તના મુકામોના મુકાબલામાં તો આ ધુળના ઢગલા સમાન દેખાય છે. મકાનોના ઘાટઘટમ ઉપર ધ્યાન આપ્યું હોય તેમ જોવામાં આવતું નથી. માત્ર ભીંતો ઇંટના ઢગલા સમાન મોટી અને ભારી જોવામાં આવે છે. મસીદો અને દરઘાહ પણ ઘણી છે પણ તેમાં ધ્યાન ખેંચક કાંઇ નથી.

અમારા ભલા દોસ્તની મેહેરબાનીથી લકનૌવમાં ફરીહરી ખુશનુમાં ચાર દિવસ ગાળ્યા. એ શેહેરનો દેખાવ તેનાં મોટાં મોટાં મેદાનો અને તેવાંજ આલીશાન મકાનો સાથે જોવામાં બહુ ખુબસુરત લાગે છે. ઝમીનદારોનાં મકાનો પણ ત્યાંજ હોવાને લીધે પૈસાની પણ એટલીજ રેલછેલ છે.

દુકાનો અને બજાર પણ સ્વચ્છ ઘણાં હતાં જેની તરફ અમારૂં ધ્યાન વિશેષ ખેંચાતું હતું.

દોસ્તની ભલી દુવા સાથે વળતી સફર ચાલુ કરી, પણ નીકળવા પેહેલાં બરાબર ખાતરી કરી જોઇ કે આ વેળા બીજું કાંઇ છટકી જવા પામ્યું હોય નહિ. આ નાના બનાવે પણ આવતી વેળા મોટર ગરમ કરી નાંખી હતી.

જતી વખતે માર્ગમાં કાનપુરને ઇનસાફ આપવાની ધારણા રાખી હતી તેથી લકનૌવ એક કલાક વેહેલું છોડયું, અને સપાટાબંધ આવી લાગ્યા, ત્યાંના કોમહિતકારી ભલા જરથોસ્તિને ત્યાં થોભ્યા અને મેમોરીયલ વૅલને ઉડતી મુલાકાત આપી.

એક તરફ ચાહ બિસ્કિટ અને મકુમ કેક અને બીજી ગમ બસો માઇલની સફર વચ્ચે સમતોલ ચુકાદો આપી ઝડપમાં તે જગ્યા છોડી તોપણ સેહેજમાં બે કલાક નીકળી ગયા.

લોકો ઘણા ઉર્જમવાળા—કોઇનેજ આગ્રા તરફના રસ્તાની સુધ્ધી નહિ. આગ્રા કરીને રસ્તો પુછગે તો જાણે આગ્રા તો દુનિયાને કયે નાકે હોય એવાં ડોળ ડાચાં કરે. એક અક્કલ-

મંદ્દે તો આગ્રા જવા અમને કાનપોરના સ્ટેશન ઉપર મોકલ્યા, જે રસ્તે અમે આવ્યા હતા તેતો અમે ભુલી ગયા હતા એટલે એક વધુ કલાક તેની ખોળમાં બગડયો. આખરે રસ્તો હાથ લાગ્યો અને પુર ઝડપમાં મોટર હાંકવાનું શરૂ કર્યું. આબાદ મુલકમાંથી એક પછી એક મોટાં તાજાં ફરબે ઝાડો મુકતાં આગળ વધ્યા.

રેલવે લાઇન અમારી બાજુમાંજ દોડતી હતી. અનેક ટ્રેનને અમારે હાથે હાર કબુલવી પડી. અમો બહુ ઉતાવળમાં રસ્તો કાપી રહ્યાં હતાં. એકાએક એક મોટો અવાજ ચાકના ફરવા સાથે કાંઇ દરેક ચકરાવે મડગાર્ડ સાથે ઘસાઇને થતો હોય તે પ્રમાણે થયો. ચિંતાતુર ચેહરે બ્રેક લગાડી અને ઉતરીને જોયું તો માલમ પડયું કે એક આખી ઘોડાની નાળ એક બાજુથી ઘસાઇ જઇ ધારવાળી થઈ ટાયરની અંદર ઘરપ્રવેશ કરી બેઠી હતી. તેને કોર્ટમાં ઘસડવાનું મનતો થયું પણ તેણે દુરઅંદેશી દેખાડી કેનવાસની અંદર દાખલ થતાં વિચાર કર્યો હતો. તેને સંભાળથી બાહેર કાઢી અને સફર ચાલુ કરી.

ત્રણ કલાક કાનપુરમાં બગાડયા હતા છતાં અમે અતિ ઝડપમાં મંજલ કાપતાં આઠ વાગ્યામાં તો આગ્રા આવી લાગ્યા.

વળતી સફર કાંઇ પણ જાણવાજોગ બનાવ વગર સરળ રસ્તા ઉપર એક સરખી ઝડપ સાથે ફત્તેહમંદ દોડવાની અજમાયસની હતી, જે ઘણી પ્રતિષ્ટા સાથે કરી બતાવી હતી. પણ અંદરનાં બેઠેલાંનો તો ખુર્દોજ થયો હતો. આવી લાંબી મંજલ માટે ત્રીસ માઇલની સરેરાસ ઘણી ખુબીવંતી કેહેવાય, પણ રસ્તો બરાબર હતો નહિ એટલે હાડનો હવાલો વેદનાએ જરા બે દીવસ સુધી ઠીક લીધો હતો.

બીજેજ દિવસે આગ્રાના કિલ્લા તરફ ધ્યાન દોડાવ્યું અને તેની મુલાકાત લીધી. આ કિલ્લો દેખાવે તો દિલ્લીના કિલ્લા

કરતાં ઉતરતા દરજ્જાનો હતો, પણ બહારથી દરવાજાનો દેખાવ વધારે દમામદાર દેખાતો હતો.

બીજા કેટલાક વધુ દિવસ આગ્રાની પરોણાચાકરી ચાખ્યા પછી અતિ બિકટ બિડું ઝડપ્યું.

સાંભળવા પ્રમાણે ભરતપુરથી જયપુર સુધી રસ્તો મોટર અથવા ગાડી લાયક પણ હતો નહિ. તો પણ કોઇપણ હાલે જયપુર જવાનો નિશ્ચય રાખ્યો હતો.

એક ખુશનુમા સવારે મોટરમાં સવાર થઇ ડામાડોળ સ્થિતિએ આગ્રાની બહાર પડયા. બોધ તો એ મળ્યો હતો કે જો રસ્તો કાર્યસાધક ન હોય તો અમારે પાછા વળવું, અને આ ઉપદેશનો ભંગ કોઇ નાનો જેવો પણ જોખમ ખેડી કરવો નહિ. દિકરા સમેત ભોમ્યો લીધો જેને અમને ગામની પાદરે પોંહોંચાડયા અને પોતે બિચારો આ મુશકેલ લત્તા ઉપરથી પાછો ફર્યો.

હવે ચાર તરફની ચિંતા છોડી અને ભરતપુર તરફ હાંકવા માંડયું. આગ્રામાં ખાણીપીણીની મજાહ ખુબ ચાખી હતી. તકલીફ પણ એટલીજ આપી હતી. ઘર મારૂંજ સમજી કોઇ રીતની જુદાઇ રાખી હતી નહિ. કહ્યા પ્રમાણે અકીક જડીત લાગણી દિલમાં કોતરી તકલીફ માટે ઝંખવાણા પડી હસ્તે મુખડે છૂટા પડયા.

આસ્તે આસ્તે સંભાળભરી સફર કરી એક વેળા દિલ્લીની પડતી ઉપર પાંચ ચલાવનારા ભરતપુર આવી લાગ્યા. ભરતપુરે પણ ઠીક કરી બજાવ્યું. જ્યારે દિલ્લીની સલતનત તદ્દન ખોખરી થઇ રહી હતી ત્યારે સેંકડો વરસનું વેર દિલ્લી લુટી કિલ્લાના કિમતી દરવાજા ઉપાડી જઇ વ્યાજ સિકકે વાળી લીધું હતું. આ દરવાજા ભરતપુર રાજના ડીગના કિલ્લામાં આજે પણ મોજૂદ છે.

ભરપુર થોભવાની ધારણા રાખી હતી નહિ, પણ રસ્તાની તપાસ અર્થે લાયકીવાળા જરથોસ્તિ સ્ટેશન માસ્તરને પુછવા જતાં તેઓએ અમને ડાક બંગલામાં નહિ જવા દેતાં પોતાના પરોણા તરીકે આગતા સ્વાગતા કરી અને બરાબર ખરેખરી ચોકસ ખબરો મેળવી આપી. ખબર તો ગમે તેવી મળી પણ રણક્ષેત્રમાં એક વખત ઉતરેલા એટલે બીજીજ સવારે જયપુર તરફ ચાલુ મુકયું.

રસ્તાએ પોતાની ખુબી થોડાજ વારમાં દેખાડવી શરૂ કરી. કમનસીબે આગળે વરસે અલવરની રીયાસતમાં આવેલા એક મોટા સાગરના બંડમાં ભારે વરસાદને લીધે મોટું ભંગાણ પડયું. તેનું સઘળું પાણી એક ભીંત સમાન ધસી આવી આ ત્રીસ માઈલનો રસ્તો જડમુળથી ઉખેડી નાંખી પોતાનો નાશકારક માર્ગ આગળ લીધો હતો ત્યાર પછીજ રસ્તો દુર-દશામાં આવી પડયો હતો. પાણીનાં નાળાંઓ આજ દિન સુધી સડકમાં આડાં થઈ પડયાં હતાં. આ ત્રીસ માઇલ કાપતાં પાંચ કલાક, પચાસ કલાક સરખા લાગ્યા હતા. જગે-જગ બાજુનાં ખેતરોમાંથી માર્ગ કાઢવો પડયો, જેમ કરતાં ભારે જેહેમત ઉઠાવવી પડતી હતી.

મક્કમ નિશ્ચયનેજ આભારે આટલો માર્ગ કાપવાને શકિતવાન થયા હતા પણ જે કરતાં જેહેમત પણ ભારે ઉઠા-વવી પડી હતી. આ નાનકડા ટુકડાએ તો મારી ખરી કસોટી કરી હતી. એક વખતે તો બે નદીઓની વચમાં આવેલી નીચાણ જગ્યા રેતીથી ભરાઈ ગઇ હતી જેમાં મોટર ઉછળતી અફડાતી આવીને ફસી. રેતી ઘણી ઉંડી હતી એટલે આપબળે આગળ વધવાના મોટરના સર્વ પ્રયત્ન ફોકટ ગયા. સારે નસીબે મદદ માટે માણસો પુરતાં હતાં એટલે સૌ રેતી ખસેડવા લાગી પડયાં અને મોટરને બંદીખાનામાંથી છોડવી.

આ જગ્યા ઝાડપાનથી ભરેલી હતી; લોક વસ્તી પણ સ
હતી. પાછાં કેટલાંક સુખવાસી નાનાં નાનાં છુટાં ઘરો
જોવામાં આવતાં હતાં. તે છતાં મારી અજાયબી વચ
હરણોનું એક ટોળું મોટરની આસપાસ ચક્કર મારી મારૂં ધ્ય
ખેંચી રહ્યું હતું. આ જાનવરો અમારી હાજરીથી એટલાં
અજાયબીમાં ગરકાવ થઇ ગયાં હતાં કે બીધાં છતાં તે અમા
પીછો છોડતાં હતાં નહિ. અમે પણ તેઓને જોવામાં ચ
રોકાઇ રહ્યાં હતાં. ભરતપુરની નજીકમાં મોટાં ઘાસનાં બ
હતાં તેના ખુલ્લા રંગમાં બદામી રંગનાં લાંબા ને લાં
ત્રણસોથી પાંચસો હરણનાં ટોળાંઓ જોવામાં આવતાં હ
આ રસ્તા ઉપર મુખ્ય દેખાવ આજ હતો અને તે ખરેખ
જોવા જેવો હતો.

ભારે વજન, ખરાબ રસ્તા, પાણી સાથના ચિકણા કાદ
વાળા ચીલાઓ, ઢેકાઢળીયાવાળી ચઢાણ ઉતરાણ, રસ્તા વચ
જગેજગે પડેલી આડી ફાટો, આ સર્વ સાથે મોટરનું સુકા
હાથમાં રાખતાં દમ આખર થઇ ગયો હતો.

આ રેતીવાળી જગ્યા છોડયા પછી એક મોટી ન
આવી જેની રેતીમાં જીવ અધ્ધર રાખી કેટલીક મુશકેલ
સાથે ઉતર્યા અને તે પસાર કરી આગળ વધ્યા. જગેજ
સારો રસ્તો કયાંથી લાગુ પડશે તેની ખબર કાઢતા હ
પણ અત્યાર લગણતો તેઓએ આપેલી સર્વ આશા ઉમે
ફોકટ ગઇ હતી. આવી મંદ હાલતમાં રસ્તો આંચકા—હિલ
સાથે પસાર કરતાં હતાં અને આવો આકરો બિકટ માર્ગ ખલા
થવાનાં કાંઇ ચિન્હ હતાં નહિ.

વિઘ્ન નહિ ધારેલું એકાએક વહી ગયું. નીચાણમાં
ખાડા ખડયાવાલો રસ્તો ખલાસ થઇ ગયો અને ઉંચાણમ
સાફ સરળ થાળી જેવો માર્ગ નજર સામે આવી પડયો. સર

## ભરતપુરથી જયપુર.

## મારી મંગલી મોટર રેતીમાં આખર ફસી.



આ તો ક્રિષણાનો દેશ હતો જ્યાં હરણ ગાય બકરાં કે માણુસ સર્વ સાથ વરતાં હતાં. પાંચસો વારનો કટકો તરુ રેતાળ હતો જ્યાં મોટર ધકેલાવ્યા શિવાય છુટકો હતો ના

## જયપુર.

### જયપુરના પોહોળા રસ્તા.



"મન ચંગા તો કઠોકમે ગંગા" જેમ અમે ખુસાલ દિલથી સફર કરતા હતા તેમ અમારે માટે અમારી સામે મોજ હાજરજ રહેતી. જયપુર જઇ પુગ્યા કે ત્યાં રાજાધીરાજને ગાદી ઉપર કબુલ રાખવાની ક્રિયા ચાલુ હતી.

રસ્તો જોઇ જીવમાં જીવ આવ્યો. સવાલ થઇ પડયો કે રસ્તો એવોજ સાફ સરળ ચાલુ રહેશે કે પાછો નઠારો બની અમને દુઃખમાં સંડોવશે.

ભરતપુરની સરહદ ખલાસ થઈ. જયપુર દરબારની સરહદ લાગુ પડી. શુભ ભવિષ્યની ઈધાણી નજર સામે દેખાતી ગઇ અને મોટર ઝટકા સમેત આગળ વધી. અકળાઇ રહેલાં પ્રાણીની માફક મોટરે પણ પુર જોસમાં માર્ગ કાપવાનો શરૂ કર્યો. બગડેલા વખતનો ખંગ વાળવાનો હતો એટલે તેમાં કાંઇ બાકાત રાખી નહિ, અને એકસલરેટરે પગના હડસેલાનો તરત ઉત્તર વાળ્યો. આ સારૂં નસીબ અમને ઠેઠ જયપુર લગણ ચાલુ રહ્યું.

રસ્તે દુર ઘાસથી ભરેલા ખુલ્લા છૂટા પર્વતો દેખાતા હતા તેમજ માર્ગની બેઉ બાજુએ ખડનાં મોટાં બીડો હતાં. આખો માર્ગ ખડથી ભરેલાં ગાડાંઓની હારથી ભરાઇ ગયો હતો. આતો અમારી ઉતાવળી આગળ વધવાની ગતિને શ્રાપ સમાન થઇ પડયું. ગાડાંવાળાઓ બેલ ઉપર આધાર રાખી નરમ ઘાસ ઉપર જઇ નચિંત જીવે નીરાતે ઉંઘાતા હતા અને બેલ અમારા હોર્નને મચક આપતા હતા નહિ. પણ જ્યારે સફાઇ ચલાવી મોટરનું મડગાર્ડ તેના ખડ ખાધેલા પેટમાં ગોબો પાડતું હતું ત્યારે ત્યાંથી રસ્તો છોડી જીવ લઇને ગાડાં સમેત નાસતા હતા.

અમારા ભલા યજમાન તો ધારતા હતા કે રસ્તાની આવી હાલત સાથે અમે ભાગ્યેજ સાંજ પડતાં પુગી શકીશું પણ તેઓની અજાયબી વચ્ચે અમે ચાર વાગામાં ઘાસથી પથરાયલા રસ્તાનો લાભ લઇ તેઓને જઇ મળ્યા.

મોટર ઉપર ધુળ તો હોયજ કયાંથી? પખોડી તો માત્ર બે ગાડાં નિકળી હશે. અતિશય મમતા, મોહોબત સાથના સારામાં

સારા સુખવાસી દિવસ જયપુરમાં ગુજાર્યા અને હરવા ફરવામાં સુખી વખત પસાર થઇ ગયો.

આંબેરનો અસલ કિલ્લો વિશેષ ધ્યાન ખેંચી રહ્યા હતા. તે ઘણો મોટા અને ચોમેરથી પહાડો વચમાં આવેલો છે. વળી તે પહાડો ઉપર પણ ફરતી કિલ્લેબંધીવાળી દિવાલો બાંધી લીધી છે, જેનો વિસ્તાર માઇલો સુધી લંબાયલો છે. જો કે કિલ્લો બચાવને અર્થે શોધી શોધીને ઘણી બિકટ જગ્યાએ બાંધવામાં આવ્યો છે તે છતાં આ સ્થળ દરેક રીતે ઘણું રળીઆમણું દેખાય છે.

આ કિલ્લાની બાબમાં એક અદભત કથા એ છે કે ત્યાં કિલ્લાના એક રહેઠાણમાં અખુટ ખજાનો આજ દિન સુધી પડયો છે. જો કે દોલત તો માહારાણાની ગણાય છે તો પણ આંખોથી તે કોઇ દિવસ જોતા નથી. દંતકથા પ્રમાણે જયપુરના આ જગ્યાએ વસવા પેહેલાં એક મીના લુટારૂએ આસપાસ લુટ ચલાવી આ દોલત મેળવી હતી અને આ સ્થળ બીજા કરતાં વધારે સલામત ધારી ત્યાં લાવી તેનો સંગ્રહ કર્યો હતો. લડાઇ થતાં માહારાણાનો વિજ્ય થયો અને મિનો શરણે આવ્યો. પણ દોલતની બાબદમાં બોલી કરી કે એને હાથ લગાડવો નહિ, અને છેક રાજની છેલ્લી પાઇ ખલાસ થાય ત્યારેજ એમાંથી જોઇતોજ રૂપીઆ લેવો. આજ સુધી તે દોલત તેજ મીનાના વારેસ ખુલ્લી તલવાર સાથે રાત દિન સંભાળે છે.

ઘણા મોટા સંજોગ વચ્ચે માહારાણાને બાદશાહને અંદરની કોઇક જણુસ ભેટ આપવાની ખાહેશ થઇ. આ ખજાનામાં આંખે પાટા બાંધી દાખલ થયા અને એક જણુસ જે હાથ લાગી તે ભેટ મોકલવા બાહેર કાઢી અને તેટલીજ કીમતવાળી જણુસ તેમાં પાછી હવાલે કરવામાં આવી. આ તે વચન પાળવાની ખરી રીત. “લોઇડ જોર્જીસ પ્રોમીસ!”

જયપુર.



ઓદ્ધેદારોનું સરઘસ.

જયપુર.



શેહેર ગાજીવાજી રહ્યું હતું અને સ્વારીઓનો કાંઇ પાર હતો નહિ. સૌથી મોટા હાથી ઉપર સરકારના મુનશી સાહેબ ખરીતા લઈને જાય છે અને દરબારમાં જઈ પુગી વાંચી સંભળાવે છે.

જો કે જયપુર શેહેર અસલ બાંધણીનું છે તોએ તેના રસ્તા એકસો ફીટ ઉપરના પોહોળા છે. જ્યારે તે શેહેર વસાવ્યું ત્યારે તેના વસાવનારા જયસીંગ માહારાજને આવો ખ્યાલ તે જમાનામાં કેમ આવ્યો હશે તે એક તાજુબીની વાત છે. આ શેહેરમાંથી ચાર સરખા ત્રાસા રસ્તા પસાર થાય છે, જેથી તેનો દેખાવ આજની ઢપ ઉપર બાંધેલાં શેહેર સરખો દેખાય છે. બેઉ બાજુનાં ઘરનો આકાર અને રંગ પણ સઘળે એકજ સરખો છે.

બીજી જે ચીજ જોનારને ત્યાં દંગ કરી નાખે છે તે તેની વિશાળ વેધશાળા છે જેને તેઓ જંતર-મંતરને નામે ઓળખે છે. જો કે તે બસો વરસની વાત ઉપર બાંધવામાં આવી હતી તો પણ ત્યાંના હથીઆર આજની વિધ્યા પ્રમાણે જોવામાં આવે છે. આવા જુના જમાનામાં આટલું જ્ઞાન કોણને આવ્યું હશે તે ખરેખર વિચારવા સરખું છે.

પીતળ તેમજ ચિત્રકામ અને એવા બીજા હુન્નર માટે જયપુર જાણીતું છે.

જયપુરમાં ઘણા સુખી દિવસ ગુજારી, વળી એક તાવની પટકી પણ ખાઇ, પણ કાંઇ નહિ, "બારીએથી ભમ ને બાટલી નાંખુ પેલી ગમ"; બધું ઝટકી નાંખી ઘણા ઘણા ઉપકારની લાગણી સાથે ત્યાંથી છુટા પડયા.

અજમેર મેવાડનું મુખ્ય ગામ અને શુરવીર પ્રથવીરાજનું રાજવંશી ધામ; જયપુરથી ઉપડી ત્રણ કલાકમાં તાબે કર્યું.

બીજે દીને અઢાઇ દીનકી ઝુંપડીની ખબર લીધી અને ખાજાની દરઘાહ જોવા ગયા, પણ મારા જેવાને તેના વેહમો અને ધુતમ-ધાતમની વાતો ગળે ઉતરી નહિ. આ જગ્યા માટે જેટલું નહિ બોલ્યે "નવ ગુણુ" સમજવું.

બારાદરી એ મોગલ બાદશાહનો બગીચો અને આરામ લેવાની જગ્યા સારી કારીગીરી સાથની આરસપહાણની બાંધેલી જગ્યા હતી.

અજમેર શેહેરમાં મુખ્ય જોવા જેવી ચીજ ખાસ કાંઇ હતી નહિ પણ આસપાસની ટેકરીઓ સાથના તેના દેખાવનું ચિત્ર સારૂં હતું.

હવેનો પ્રવાસ મારવાડમાં કરવાનો હતો. રજપુતાનાનો મધ્ય ભાગ એટલે રસ્તા, પાણી, રેતી વગેરેની ચિંતા ઉપજતી હતી. મિયાં ને માહદેવને જેટલો બનાવ તેટલોજ મોટરને અને રેતીને સમજવો. એકવાર મોટરને જો ઉંડી રેતી મળી તો સમજવું કે બાર વાગ્યા. રસ્તા બાબેની બાતમી તો બાતરી-પુરવક મળતી હતી. વળી લોક વસ્તીની ખબર પણ હિમ્મત આવે એવી મળી.

રેતીનાં રણમાં એકસો ને ચાળીસ માઇલની મુસાફરી કરી; જોધપુર તે અકબરની માનીતી રાણી જોધબાઈ અને બાદશાહ જાહાંગીરની માતાને વતન જવાનું હતું. વળી મારી પોતાની માતાના પણ પેદા કરેલા બે સપૂતોના પણ એજ દતક વતન એટલે તે તરફનું ખેંચાણ કાંઇ ઓછું હતું નહિ.



# પ્રકરણુ ચોવીસમું.

ગણુત્રી અજમેરથી મારવાડની સાંભળો મારી,
પુગ્યા જ્યાં સેન્દ્રાની ચઢતી ભારી.
ઘરડો અરાવલી દેખાતો બેડોળ પહાડી,
મંગળી મોટર જ્યાં ચઢતી મારી વહાલી.
પાલીની પાળ જ્યારે હાથે ધરી,
ત્યારે ગધેડાં ચારે મકસદ કરી.
મોટરને મુખડે માંડી ગધેડસ્વારી,
લંબકરણુ પડયા જ્યારે ગયા હારી.

નામ મારવાડ એટલે રેતી અને પાણીની વાતોનો વિચાર ચલાવ્યા વગર પ્રવાસ માથે ઉપાડવાની હિમ્મત સેહેલથી થતી હતી નહિ. બધોજ વેહેવાર ઉંટોથી થાય એટલે રસ્તા કોણુને માટે હોય એ વિચાર મને વારંવાર આડે માર્ગે દોરવી જતો હતો. રેતીવાળાં રણુ પસાર કરવાં અને તેવીજ રેતીથી ભરપુર નદી ઓળંગવી એ ચિંતાથી મન ચકચુર રહેતું હતું. જો ભરતપુરવાળા રસ્તાએ ત્રીસ માઇલના પટામાં ખાતર જમે કરી નાંખી હતી તો પછી આ એકસો ને ચાળીસ માઇલનો રેતીનો રસ્તો કેવો સીતમ ગુજારે તે ખ્યાલ સામેજ ઉભો હતો.

એક ખુશનુમા સવારે, દ્રઢ ઠરાવ સાથે ખુશાલ બહાર પડી ચાલુ મુકયું. પેહેલા પાંત્રીસ માઇલ સેંન્દ્રાના ગામ સુધી તો જાણે બિલિયર્ડ ટેબલ ઉપર ગગડી જતા દડાની મીસાલ સફર કરી. આજ રસ્તા ઉપરના દેખાવો પણુ ઘણુા ખુબસુરત હતા. સવારને વખતે ખુલ્લાં મેદાનો અને સફાઇવાળા ખુલ્લા પહાડી ટેકરાઓ જોતાં પસાર થવું ઘણું ખુશનુમા લાગતું હતું.

ખરાબ રસ્તાની હાડમારી પીડા સમાન થઇ પડતી હતી પણ જ્યારે આવા સુખી સ્થળોમાંથી પસાર થતા હતા ત્યારે આગળની પીડાઓ અને રંજ ભુલાઇ જતા અને સુખ અને સુખ સિવાય બીજું કાંઇ દિસ્તું હતું નહિ. આટલો રસ્તો અમે પોણા કલાકમાં પસાર કરી શકતે પણ તેનાં સુખનો પુરો લાભ લેવા માટે તે ખલાસ કરતાં બે કલાક ઉપર લીધા.

સેંન્દ્રાનું ગામ વિશેષ અગત્યનું માલમ પડયું. ઠેકાણે ઠેકાણે કારખાનાનાં ધુમાડયાં જોવામાં આવ્યાં. આવાં ધુમાડયાં જ્યાં જોવામાં આવે ત્યાં દિલને ખાતરી મલે કે હજુર વેરાનમાં આપણે પડયા નથી. અહીંની વસ્તી પણ સારી ને આબાદ હતી. આ ગામ છોડી આગળ વધ્યા કે અરાવલીનો બોહોળો ને ઘરડો ખખ પર્વત લાગુ પડયો કે જેમાંથી મારા પ્યારા વતનની સાબરમતી નદી જન્મ લે છે અને જેનાં પાણીની અસરના પ્રતાપે આ ખડતલ સફર ઉપાડવાની હામ ધરી હતી.

હિંદના બીજા પર્વતો કરતાં અરાવલી પહાડનો દેખાવ વળી જુદોજ હતો. તે મોટે ભાગે ઉજ્જડ હતો પણ કોઇ કોઇ મધ્યની ભૂમિ રસાળ હોવાને લીધે લીલાં મોટાં ઝાડો ઉગેલાં દેખાતાં હતાં. ઉપર ચઢયા પછી પહાડ ઉપર ખુલ્લાં પણ ચઢઉતરવાલાં ચોગાનો જોવામાં આવતાં હતાં. આ નાના સુક્કા છોડવાવાળાં ચોગાનોમાં ચંદની રાતે નાના કુતર્યાં વાઘ કુતરાં બિલાડાં માફક નાસોગોસો રમતા હતા. ત્યાં આગળના મોટા ખડક જેવા પથરા જોવામાં ધારવાળા હતા નહિ પણ દરિયાનાં પાણીથી ઘસાયલા ગોળ દેખાવના હતા. આ ઉપરથી ભુગોળવિદ્યા જાણનારનું કહેવું સાચું માલમ પડતું હતું કે મોટા ધરતીકંપ પહેલાં રાજપુતાના એક વિશાળ સરોવર હશે. ધરતીકંપને લીધે જમીનનો ઉપાડ થઇ દરિયો દેશમાં ફેરવાઇ ગયો અને તેનાં પાણીએ સીંધની વસ્તી તારાજ કરતાં દરિયાનો માર્ગ લીધો.

## અજમેરથી જોધપુર.

### આરાવલીના પહાડમાંથી રસ્તો.



હિંદનો ઘરડામાં ઘરડો પહાડ આરાવલી અજમેરથી જોધપુર જતા ઓળંગવો પડે છે. ઝાડપાન બહુ કમતી જોવામાં આવે છે, પણ વાઘની વસ્તિ સારી છે.

## જોધપુરનો કિલ્લો.



નીચાણમાં માહારાજાના મરણ પછી અગ્નિદાહ કરવાની જગ્યા.
આ કિલ્લો બાંધવા અગાઉ એક શખ્સને તેની રાજીખુશીથી પાયામાં ગાડવામાં આવ્યો હતો અને તેના બદલામાં તેના વારસોને મેહેસુલમાંથી આજ તુલક માફ કરવામાં આવ્યા છે.

આ કિલ્લામાંથી સતીના દિવસોમાં અનેક રાણીઓ પોતાના રાજ કરતા ભરથારોના મરણ પછી સતી થઇ છે. તેઓના હાથના છાપ કિલ્લાના દરવાજા ઉપર આજ દિન તુલક સેંકડોથી જોવામાં આવે છે.

આસ્તે આસ્તે પોહોળો ઘોડો અરાવલી પસાર કર્યો. આ રસ્તો કાર્યસાધક હતો. વળી નવી જગ્યામાં નવું નવું જોવામાં મજાહ પણ પડતી હતી.

પહાડનો છેડો એક લાંબી સીધી ઉતરાણમાં આવ્યો અને આખરે મારવાડના સપાટ રેતાળ મુલકમાં દાખલ થયા. દાખલ થતાંજ આ પ્રદેશમાં ચોતરફ જીણા સુકકા કાંટાવાળાં ઘાસ સિવાય બીજુ કાંઇ જોવામાં આવતું હતું નહિ. આ ખડને લીધે લાંબે સુધી ધરતી ખાકી રંગમાં સજ થયલી દેખાતી હતી. આ મેદાનોમાં હરણોનાં ટોળાં જથ્થાબંધ જોવામાં આવતાં હતાં. તેઓ દોડીને મોટરની બાજુમાં આવતાં અને પોતાને ઇશ્વરે બક્ષેલી શક્તિનો વપરાસ મોટર સાથે દોડીને અજમાવતાં. ગમે તેટલી ઝડપે મોટર દોડાવ્યા છતાં તેઓ તેની બરાબરી સેહેલથી કરતાં અને જ્યારે તેને મોખરેથી રસ્તો કુદાવી જતાં ત્યારેજ જંપતાં. આ ચિત્ર માહાલક્ષ્મીના સરતના મેદાનની યાદ આપતાં હતાં. આવો બનાવ એકલો—અટુલો એકજ હતો નહિ પણ જેમ આગળ વધ્યા તેમ અનેક વખતે આવો અનુભવ મળ્યો. એક સાધારણ કદની હરણીએ આ પ્રમાણે સરત રમી એકાએક ઓછામાં ઓછો પીસતાળીસ ફુટનો લાંબો અને પંદર ફુટનો ઉંચો કુદકો મારી સડક તેમજ બેઉ બાજુનાં નાનાં ઝાડ ઓળંગી જઇ કુદરતની બક્ષેસનો ખરો ચિતાર અમો સાંમે રજુ કર્યો. દિલમાં ડાઘ માત્ર એટલોજ રહી ગયો છે કે હું મોટર સાથે રોકાયલો હતો અને જમીન ઉપર હતો નહિ. નહિ તો આ જોવા લાયક બનાવનો ચિતાર કેમેરાથી ઉતારી લેતે અને હંમેશ માટે જાળવતે. જ્યારે તે હવામાં અદ્ધર માર્ગ કાપી રહ્યું હતું ત્યારની તેની મરોડ અને જમીનથી અધ્ધર દેખાવ જોવા જેવો હતો, જે દેખાવ મગજ ઉપર જડ ઘાલી બેઠો છે. મને ફિકર માત્ર એટલીજ છે કે તશબીરની ગેરહાજરીમાં તે કોઇ દિવસ ભુલી જવાય.

દુરદરાઝ નાનાં નાનાં ગામ મળતાં હતાં પણ તેની વસ્તી કાંઇ ઝાઝી હતી નહિ.

આવા તમાશાની ગમત લેતાં સીધા રસ્તા ઉપરથી નચિંત જીવે પસાર થતાં હતાં, એટલામાં એક મોટી રેતાળ નદી આવી લાગી, જેમાં પાણીનું ટીપું વટીક હતું નહિ. આમાંથી મોટર આપબળે કોઇ કાળે પસાર થઈ શકતે નહિ. પણ શાબાશ છે તે હાકમને કે જેણે આવા કમ વપરાસના રસ્તા માટે પણ આવી વખાણવા લાયક તકેદારી રાખી હતી. પચાસ માણસની ટોળી તે નદીમાંથી રેતી ખસેડી તેની હેઠળ પાકી સડક ખોદી કાઢવામાં રોકાયલી હતી. રયતનાં સુખ માટે આ સર્વ થઇ રહ્યું હતું. મજુરો પણ મોટર ધકેલવા કામે લાગ્યા, જેઓને ખુશી કરી આગળ વધ્યા. ટુંક મુદતમાં એવી બીજી મોટી રેતાળ નદી આવી પણ તેની રેતી ખસેડેલી હતી તેથી વગર હરકતે કઠણ સડક ઉપરથી હંકારી ગયા.

આગળ ચાલતાં એકાએક એક તળાવ ઉપર આવી લાગ્યાં જે જોઇ અમે ઘણાં અજબ થયાં. મારવાડમાં રેતી અને રણ શિવાય બીજુ કાંઇ મળવાની આશા રાખી હતી નહિ, ત્યારે આવું કાંઇ તળાવ મળી જાય તો ચમતકારીક લાગ્યા વિના રહે નહિ.

મોટર ફેરવી તળાવને કાંઠે લઇ ગયા અને ત્યાં કેટલોક વખત ગુજાર્યો અને તેની મજાહ ચાખ્યા પછી પાછું ચાલુ મુકયું.

હવે વખતની બરબાદીનો ખંગ વાળવા મારી મંગળીને ખુબ દોડાવી રહ્યો હતો. જમીનના લીલા અને સુકા ટુકડાઓ જોતાં પસાર થતાં હતાં તેટલાંમાં એક માણસ ઝાડની છાયાં તળેથી હાંફળો-ફાંફળો રસ્તાની વચમાં દોડી આવ્યો ને હાથ અને પગ પોહોળા કરી વચમાં જડ ઘાલી આડો ઉભો. તેના ચેનચાળામાં ઉતાવળ અને ધભરાટ જોવામાં આવતો હતો. એને વળી શું બાઇગોળો થઇ આવ્યો

# જોધપુર.



પાણીના તળાવ ઉપર ઘણો કિસ્બી પુસ્તો બાંધ્યો છે જેથી આ મારવાડના પાયતખ્તમાં અસલ જે પાણીની તંગી હતી તે દુર થઇ છે. ટેકરીઓને તળીએ ઘણી કરામતે ભીંત બાંધી પાણી વાળીને આ તળાવમાં લાવવામાં આવે છે, જેથી આખાં વરસમાં માત્ર નવ ઇંચ વરસાદ છતાં તળાવ ભરાઈ જાય છે.

## અજમેર.



અજમેર રાજપુતાનાનું મધ્યબીંદુ છે, તે શિવાય ત્યાં બીજું ખાસ કાંઇ નથી.

હશે? તે અમને રોકવાની તજવીજમાં એટલો આકરો ઉતાવળો બની ગયો હતો કે તેની રીતભાત શકમંદ લાગી. પળ વારમાં મારી નજર બચાવનાં હથીઆર ઉપર ઉડી અને બીજો મામલો જોવા ચોતરફ નિઘાહ દોડાવી. ચિંતાનો દેખાવ જરા પણ બહાર દેખાડયા વિના હથીઆર તત્પર તૈયાર જોઇ ધીરજથી બ્રેક લગાડી. મોટર ધીમી તો થઇ, પણ જરા જરા તો ચાલુજ રાખી કે રખેને અણધારેલો ખવિસ નિકળી આવે.

આ ઉતાવળું મનુષ્ય મારી પાસે દોડીને આવ્યું અને ભાઇનો પેગામ સાઠ માઇલ આગળથી પોંહોંચાડયો, જે મલતાં ચકિત બનેલાં મનને શાંતિ મળી. આવા મીઠા પેગામ માટે ભલા આદમીએ શા માટે આવાં કડવાં પગલાં ભરી નકામો જીવ ઉડાવી મેલ્યો હશે? બાજુના મકાનમાંથી તેહેસીલદાર પણ આવ્યા અને થોડી પળ ઉતરી ચાહ–પાણી કરી આરામ કરવાની વિનંતી કરી, જે અમે ખુશી સાથે સ્વિકારી અને મોટર ફેરવી તે તરફનો માર્ગ લીધો.

બંગલો આ રસ્તે જગ્યામાં મોટા મોટા લીંમડાની ઘટા હેઠળ ખુશનુમાં આવેલો હતો. ખસુસ કરીને આ ખુબીવંતાં ઝાડોને લીધે ત્યાંની હવા ઘણી મીઠી લાગતી હતી. ત્યાં અમારે માટે ચાર મોટાં પાણીનાં ટબ ભરાવી રાખ્યાં હતાં. જ્યાં પાણીની તંગી ત્યાં આ ઘણી મોટી મેહેમાનગીરી કહેવાય. થંડાં પાણીનો મનમાનતો વપરાસ કર્યો અને વરંડા ઉપરની મીઠી થંડી લેહેકી ઘોરતાં બેઠાં.

આ જગ્યા એટલી રળીઆમણી હતી કે એક દિવસ ત્યાંજ ટોડી પાડવાનું મન થઇ આવ્યું.

ચાહ તેમજ સ્વાદિષ્ટ ભજીયાં ગાંઠીઆ મીઠાઇ વગેરે લાવી અમારી સામે હાજર કર્યાં જેની ખબર ઘણા ઉપકાર સાથે લેવી શરૂ કરી.

તેહેસીલદાર સાહેબ પાસેના ઓરડામાં કજીઆ કંકાસને ઇનસાફ આપતા હતા જ્યારે અમે તેની પડોશમાં ચાહ મીઠાઇ ને ભજીયાંને એના કરતાં પણ વધુ ખંતથી ન્યાય આપતાં હતાં.

પાછળની બારીએથી સોજતનું સુંદર ગામ દેખાતું હતું જેની ટેકરીઓ ઉપરની મોટી દિવાળ અને મંદિરો તેની મોટાઇનો કાંઇક ખ્યાલ આપતાં હતાં.

મારવાડ એટલે જો રસ્તે કોઇ જગ્યાએ રેતી મળી તો મોટર માથે ઉપાડી ચાલવું પડે એટલે વધુ વખત ત્યાંજ ગાળવો ઠીક લાગ્યું નહિ. આ સુંદર સોજત અને તેના પરોણાચાર તેહેસીલદારને આદાબ ફરમાવ્યા પછી કુચ ચાલુ કરી. વખત ખોયા વગર મોટર એકદમ છોડી મુકી. પણ સડક નાની અને વળી જયાં ત્યાં વળવાનું એટલે કાંઇ વધુ કરી શકયા નહિ.

હવે કાંઇ સારાં જેવાં ગામ જોવામાં આવતાં, જેની પ્રજા મોટરને અવાજે ધસી આવી તેની ઝડપને લીધે ઉડતી ધુળ દમમાં લેતી નીરાંતે ઉભી રેહેતી.

એક પોહોળી પણ ઘણીજ થોડી રેળા જેવી વેહેતી નદીએ અમારી પાણી સાથની નદી જોવાની હોંસ પુરી પાડી. આ નદીમાં ઠંડક સારી હતી એટલે કેટલોક વખત અમે અહીં ગાળ્યો. મોટર પાછળ નજર કરતાં માલમ પડયું કે દોરી કતરાઇ જઇ તેલના ત્રણ ડબ્બા કોઇ જગ્યાએ પડી ગયા હતા તેની શોધમાં જવાની ધારણા તો રાખી. પણ કોણ જાણે કેટલા માઇલ ઉપર તે પડયા હશે? વળી એમ પણ વિચાર આવ્યો કે કોઇએ પાછળથી તોડી લીધા હશે. પણ હું આ નિર્દોષ આદમીઓને દોષિત ગણવા માંગતો નથી. તેઓ બિચારાને આ જાતની કાંઇ સમજણ નહિ બલકે પુર વિશ્વાસથી

માનું છું કે જ્યાં તે પડયા હશે ત્યાં તે છુંદાઇ છણાઇને ખલાસ થયા હશે પણ ત્યાંથી કોઇએ ઉપાડયા હશે નહિ.

પાલી ગામ આવી લાગ્યું. એનું નામ પાલી એક મસ મોટી પાળ ઉપરથી પડયું હશે. જે કાંઇ વરસાદ પડે તેનું પાણી એકઠું કરવા આ મોટી પાળ બાંધી હશે. આ તળાવમાં પાણી પણ સારાં હતાં જેનો લાભ પશુ પંખેડાં તેમજ માનવીઓ સારામાં સારો લઇ રહ્યાં હતાં.

આ પાળ ઉપરથી માઇલ ઉપરનો રસ્તો કાપવાનો હતો; જેની બેઉ બાજુમાં થુવરની જાડી વાડો હતી. આવા બેઉ બાજુએ બંધાયલા રસ્તા ઉપર સામે બે ગધેડા થઇ પડયા. તેઓએ ફરી અમારી આગળ દોડવા માંડયું. જરા આગળ વધ્યા કે તેમાં વળી એક બીજું ઉમેરાયું. આ ત્રણ લંબકરણ મારી મોટરને ઘણા દમામમાં છડીસ્વારી કરતા આગળ ને આગળ કાન ઉંચા કરી પુંફાડા મારતા દોડવા લાગ્યા. તેટલામાં વળી ચોથું પણ જોડાયું. મને આ રમુજ જોઇ જોર આવ્યું અને મોટરની ઝડપમાં કાંઇક ઉમેરો કર્યો. મોટરને મુખડે દોડતી આ બિનસ્વાર પલટન ઘણી રમુજ આપતી હતી. ગાય જેવાં મોટાં પ્રાણીઓ પણ આગળથીજ ચેતી ગભરાઇ વાડમાંથી વાટ કરી બહાર નીકળી જતાં હતાં; પણ આ અકલમંદોએ તો નાકના પુંફાડાં ઉડી જાય ત્યાં સુધી મોટરને મૂખડે દોડવાનું ચાલુ રાખ્યું. એક પઠયું તેને બચાવી આગળ ચાલ્યા. બીજું પડયું તેને પણ વાંક લઇ ઓળંગી ગયા. ચેતવણી લઇ ઝડપ ઓછી કરી કે નહિ તો વિના કારણ બિચારાં પ્રાણીની ઘાત થશે. મારો એસકોટ તો હવે બે જુવા-યાના ઉપરજ આવી પડયો. કોણ જાણે કે છેલ્લે તેઓને શું સુજ પડયું કે થુવરની વાડમાં વગર વિચારે એક પછી એક નખાવી દીધું અને એકલા અટુલા અમને ઘેલાની માફક હસ્તા છોડી થુવરમાં

પોતાને લટકતા રાખ્યા. આ મજાહ લાંબો વખત ચાલી હતી પણ ધુળ ઉડારી તેટલુંજ વેર લીધું હતું. પાલીથી જોધપુર સુધી પાક્કી સડક સારો ખરચ કરી બાંધેલી છે, જે ઉપરથી મોટર સરળ ગગડી જતી હતી. જોધપુરના ડુંગરાઓ દુરથી નજરે પડયા જે જોઈ ઉલટમાં વધારો થયો. રસ્તે રસ્તે હરણ પાછળ દોડતાં ખાસ્સા બે ત્રણ કલાક બગડેલા હતા તેથી સાંજ પડી ચુકી હતી. આદરમાન આપવા ગામની પાદર સુધી ભાઇ અને છોકરાંઓ આવી વાટ જોતાં થોભ્યાં હતાં. સર્વ મળ્યા અને બાકીની સફર પુરી કરવા ચાલુ મુકયું. બીજી દશ મીનીટમાં મુકામે પુગ્યા.



# પ્રકરણ પચીસમું.

## જોધપુર ને જોધપુરથી પાછા અજમેર અને ચંચળ ચાલીં ચેપલીનની ચીતોડ પર ચઢાઇ.

હાથ ધરી ચાલો નહીં જાઓ ફરી
જોધપુરથી લઇ ચાલો ચિતોડ ભણી
જ્યાં સતી થતી હતી રાજપુત રાણી
ચિતોડના ગઢની એવી કાહાણી.

અહીં ગુલાબી થંડી બેસી ચુકી હતી. તેવીસમી ડીસેમ્બરે જોધપુરમાં અમે દાખલ થયાં હતાં, અને આજ રૂતુ તેની સૌથી શ્રેષ્ટ હોવાનો તેનો દાવો અજમાવવાની ધારણા અમે રાખી અને ગોઠવાઇને ધામો નાખ્યો.

શિયાળાની થંડીના દિવસમાં જોધપુર તેના સુક્કા ખાકી પર્વતો સાથે અતિ રળીઆમણું દેખાતું હતું. તેના ફરતા પહાડી દેખાવો ઘણા સુંદર હતા અને તેજ ઝાડપાન વગરના પર્વતો ઉપરના ફરવા હરવા માટેના રસ્તા આવી હાલતમાં પણ દિલખુશ તેમજ શૂરવિર લાગતા હતા.

આ લાંબા રસ્તા ઉપર સાંજને વખતે જ્યારે ફરવા નીકળતા ત્યારે હરણો અને જંગલી ડુક્કરોનાં ટોળે ટોળાં આમતેમ રમતાં જગેજગ મલી આવતાં હતાં જે દેખાવ થોભી જઇ નિહાળવાની મજાહ ઘણી પડતી હતી. મારવાડમાં પાણીની અછત એટલે દરેકે દરેક પહાડોની કિનારી બાંધી લઇ જે કાંઇ વરસાદ વરસે તેનાં પાણી અનુકૂળ જગ્યાએ દોરી લઇ મોટાં તળાવો બાંધ્યાં છે, જે ગામને પાણી પણ પુરૂં પાડે છે.

આ ડુંગરા ઉપરના રસ્તા ઉપર પુર ચાંદનીમાં ફરવા હરવાની મજાહ ચાખવા ચુકયા નહિ અને આવી દરેક તકનો લાભ સંપૂર્ણ લેતા રહ્યા. આ વખતની ત્યાંની રચના એક અચાસીને પણ જાગૃત કરે એવી હતી.

અસલના પહાડી કિલ્લા તેના અગમ્ય શિખર ઉપર અજીત વાવટા ફરફડાવી રહ્યા હતા, જેઓની હાજરી અસલના વખતમાં મુસલમાન સામેની ઝનુની લડાઇઓ અને એક બીજાથી બચાવ કરવાની અગત્યનો ખ્યાલ આપતી હતી.

જોધપુરના રાજવંશી રહેઠાણ સાથેનો કિલ્લો એક મજબુત નક્કર ખડક ઉપર બાંધેલો છે જેના જોરેમંદ દરવાજા અને તેમાં દાખલ થવાની ગુંચવણ ભરી ચઢાણ અને ઉતરાણ સામે ટોપો અને બંદુકો ગોઠવવાની જગ્યા ચઢાઇ લાવતા દુશમનને દાખલ થતાં અગણિત મુશકેલી ભરેલી નડતલનો ચિતાર આપતી હતી.

બીજી નાની ટેકરીઓ ઉપરથી ફરતી નિચાણવાળી જમીન નાના સુક્કા છોડવા સરખાં ઝાડથી એકસરખી સજ થયલી દેખાતી હતી અને જ્યાંથી સર્વ દિશામાં એકજ રૂપનો સુકકો મેહેમાર જોવામાં આવતો હતો, પણ એક કુદરતનો ચમતકાર એ હતો કે આ સેંકડો માઈલનાં સુકાં રેતીનાં રણમાં એક કુદરતી પાણીનો નાનો ઝરો હતો, જેમાંથી થોડું થોડું પાણી રાત દિવસ ચાલુ વેહ્યાં કરતું હતું. આટલાજ સ્થળમાં ઝાડો સેંકડો ફીટની ઉંચાઇએ પોંહોંચ્યાં હતાં અને એટલાજ લત્તામાં લીલાલેહેર વ્યાપી રહી હતી.

અસલ રાજપૂત લોહીના લડવૈયાનાં મુખ્ય ધામમાં તેના શૂરા ખમીરી તોખમનો છાપ દરેક વતની ઉપર જોવામાં આવતો હતો, અને આજ પણ લડાઇનાં મેદાનમાં જીપલાવવા તેઓ ચાલ્યા જતા હોય તે પ્રમાણે છાતી કાઢી ડોકી પાછળ નાખી મક્કમ માપેલે પગલે કુચ કરી જતા દેખાતા હતા.

## જોધપુર.



ખડક પથરા રેતી અને વેરાનમાં પણ કુદરત ખુબી બક્ષતો આવ્યો છે. જો બધાજ દેખાવો લીલોતરીથી ભર્યા હોય તો તેની વચ્ચમાંનો તફાવત આંકી શકાય નહી.

જોધપુર.



આ અજબ મકાન એકજ નક્કર પથ્થર ઉપર બાંધેલું છે આખો પથ્થર સ્ટીમરના ઘાટઘટમને ઘણોજ મળતો આવે છે અને ઉપરનું મકાન કેબીનના ઘાટનું છે. તે કોઈ પણ ઉપયોગી કામ સારતુ નથી. તેને મશકરીમાં બોટ–હાઉસ કહે છે.

રાજપુત તવારીખનાં જુનાં ખંડેરો પણ ઘણાં છે. તેમાં ખાસ કરીને આજકાલને નામે ઓળખાતું બોટ–હાઉસ વિશેષ ધ્યાન ખેંચે છે. તે એક નક્કર પથ્થર ઉપર બાંધેલું છે, જે પથ્થર જોવામાં નીચેથી સાંકડો અને ઉપરથી પોહોળો છે. આખું મકાન જોવામાં સ્ટિમર જેવું દેખાય છે તે ઉપરથી તેનું નામ બોટ–હાઉસ આપ્યું છે.

વળી એક બીજું મકાન જેણે ઘણી રમુજ આપી તે એક રાજની સાજવારી વખતે વેહેવાઇને ઉતારો આપવાનું મજબુત બાંધણીનું બેઠું મકાન છે, જેમાં ઉતારા માટે ઓરડાઓ ચાર હતા પણ વાડાની છિંડીઓ એક સરખી હારમાં છત્રીસ હતી.

જોધપુરના મુકામ દરમીઆન ફરવા હરવાની ગમત અતિઘણી પડી હતી. ઘણી વેળાએ દસથી બાર માણસનો ખુદો મોટરમાં ભરી સેહેલઘાહે નિકળી ભમતા ભુતની માફક ચક્કર ખાતા હતા.

કિલ્લાની પડોશમાં મરહુમ સ્વર્ગવાસી રાજાઓની રખ્યા ઉપર સુશોભિત છત્રી બનાવી છે. છત્રી એટલે વરસાદના દિવસ મુંબઇમાં ઓઢીને ફરો છો તે કોઇ સમજતા ના. એ પણ કારીગિરીથી ભરપુર મકાન છે, જેનું કદ મોટાં મંદિર કરતાં પણ મોટું છે. આ ભવ્ય મકાનમાં જોધપુર દરબારની આરસપહાણના પથ્થરની ખાણ છે તેમાંથી ચુંટી ચુંટીને ચોખ્ખાં ચોસલાંઓનો વપરાસ છુટથી કરવામાં આવ્યો છે. હાલની ઇમારતી કારીગિરીનો આ ઘણો સારો નમુનો છે પણ હિંદના અસલ કારીગર અને હાલનામાં કેટલો ફરક પડી ગયો છે તે આ જગ્યામાં તરત દેખાઇ આવે છે.

આગ્રા અને બીજી તેના જેવી જગ્યા એ આરસપહાણની ઇમારતોમાં વીસ અને ત્રીસ દાયકા થયા ફ્રાટ દેખાતી નથી

જ્યારે આ જગ્યાએ પણ ખજાનો ખરચ્યા છતાં માત્ર એકજ દાયકામાં ફાટ ફુટ જોવામાં આવે છે.

અહીંના ચઢતા હવા પાણીના પ્રતાપે અમે મુસાફરોના દેખાવમાં ઘણો જાણવા જોગ તફાવત પડેલો જોવામાં આવતો હતો. વખતના વહેવા સાથે વિખુટા પડવાના ખ્યાલે દુઃખની ઇંદ્રિય વધુ તેજ બનતી ગઇ. પણ એમ કર્યા શિવાય બીજો માર્ગ હતો નહિ. મુંબઇ નગરી મધ્યે પણ મારા નામની પોકારની ખબર વળી મળતી જતી હતી જેથી જીવ વધુ ઉચ્ચટ થતો હતો. મુકરર કરેલા દિવસે સવારના નાસ્તોપાણી કર્યા પછી સાડાદસને અમલે જોધપુરથી નિકળ્યા. દિકરી સાસરે જાય તે પ્રમાણે ગામની પાદર સુધી નાના મોટાનું સંગ્રહ અમને વળાવવા આવ્યું. છૂટા પડતી વખતનો દેખાવ દિલ ઉશકેરનારો હતો. માત્ર છુટકારો આંખ મીંચી મોટર છોડી મુકવામાંજ હતો, એટલા માટે ત્યાંથી એકદમ નખાવી દીધું.

રસ્તાનો પેહેલો હિસ્સો કાપતાં કાંઇ વાર લાગ્યો નહિ અને ગધેડાંની છડી સ્વારીવાલી પાળીની પાળ પણ ઓળંગી ગયા. તેજ નામવાળું સુંદર ગામ પસાર કર્યું. આગળ વાળાંજ હરણનાં ટોળાઓ અમારી સાથે રમત કરી નાઠાં. વળી એક પછી એક સુકી નદીઓ પસાર કરી. સોજત પસાર કરતાં પેગામ પોંહોંચાડનારા કાસદના ધડક ધુજારાની યાદ આવી એક વખત ફરીથી હમવતનની નદીના મુખવાળા અરાવલીએ સામે હાજરી આપી, અને પોતાનું સાહાસિક તનબદન ખુલ્લું મેલી અમને અંદર દાખલ કર્યા.

રવિ તેનું બળ પુર જોસમાં માથાં ઉપરથી અમારી ઉપર અજમાવી રહ્યો હતો જ્યારે તેનો હરીફ પુંકારા મારતો કેટલેક ઠેકાણે પુંકી રહ્યો હતો. માનવંતી મંગળી એકલી–અટુલી તેના કિમતી બોજા સાથે રાક્ષશી કૌવતનો વપરાસ કરતી બિન કસુર પોતાની ફરજ અદા કરી રહી હતી. તેને કોઇની પણ

પરવા કર્યા વગર તેના નાખુદાના હુકમને માન આપી આશાવલીના બદન ઉપરથી સ્વારી કરી આ કષ્ટ કામ પળવારમાં પાર ઉતારી મેવાડના સપાટ મુલકમાં એકવાર ફરીથી લાવી નાખ્યા અને સાંજના ચારને સુમારે અજમેરની છાવણીનો કબજો ધર્યો.

થોડાક દહાડા અહીંજ ગાળવા પડયા પછી ચિતોડગઢના પ્રખ્યાત કિલ્લાની મુલાકાત લેવાની ધારણા રાખી. આ કિલ્લાના ઇતિહાસમાં રાજપૂત કીર્તિમાં મોટો ભાગ ભજવ્યો હતો. જેની નામના આજદિન સુધી હિંદી ઇતિહાસના વાંચકને મ્હોડે છે.

જ્યારે સર્વે રાજપૂત રાજા મોગલ બાદશાહને નમી ગયા હતા ત્યારે ચિતોડનો બહાદુર રાજા પ્રતાપસીંગ ભુખે રખડતો દેશગમન કરતો પણ મુસલમાનથી સ્વતંત્ર રહી તેની સાંમે જ્યારે પણ થોડા પૈસા કે માણસની મદદ મળતી ત્યારે માથું ઉંચકી લડતો હતો. આ ગઢે અકબર બાદશાહ સામે ટક્કર ઝીલી હતી, જ્યારે જોધપુરના રાજાએ અકબર બાદશાહને તેની બહેન પરણવા આપી ત્યારે ચિતોડના રાજાએ આ રાજપૂત રાજાનું અપમાન કર્યું તેના વેરમાં જોધપુરવાળા પણ તેની સામે અકબર સાથે જોડાયા.

દુનિયાની તમામ સ્ત્રિ વાંચક રાણી પદ્માવતિ અને તેની ત્રણસો દાસીઓના પરાક્રમથી વાકેફ છે. ચિતોડગઢની પાસેના નાના ચિતોડયા ઉપર અકબરનું લશકર હુમલો લાવતું એકઠું થતું હતું. અને ખુદ બાદશાહની સરદારી હેઠળ ચિતોડના કિલ્લામાં ગાબડું પાડી મુસલમાન લશકર હુમલો લાવતું દાખલ થયું. શૂરા રાજપૂત સરદાર નાના લશકર છતાં પોતાના શિર ધડાધડ આપતા હતા. ચિતોડના રાજા તલવાર લઇ જુમએસમાં

ઉતર્યા પણ વારંવાર પછવાડે જોઇ પોતાના ઝનાના માટે ચિંતા દેખાડતા હોય તે પ્રમાણે દેખાવ કરવા લાગ્યા. રાણી પોતે તેની કાળજી જોઇ શકયાં અને તેની ત્રણસો દાસી સાથે ભોયરાંમાં જઇ કપડાં ઉપર તેલ રેડી પોતે સર્વે સાથે બળી મુંવાં. સતી થવા પેહેલાં માહારાણાને પેગામ મોકલ્યો કે તેઓ સતી થતા હતાં માટે હવે ચિંતા છોડી પોતાનું શિર પણ લડાઈમાંજ આપવું.

આ કર્મ આજેજ બન્યું હોય તે પ્રમાણે સર્વે રાજપૂત લોક તે યાદ કરી ગરૂરી લઇ વાત કરે છે.

આ કિલ્લો અતી વિશાળ છે. અમારા પ્રવાસમાં સર્વ કરતાં તે મોટો માલમ પડયો. અંદર ખાસ જોવા લાયકતો પદમાવતિ રાણીનું ભોયરૂં છે. હાલમાં તો તે ઘણી દલીદ્ર હાલતમાં જોવામાં આવે છે. ત્યાં બે મોટા જઇન બુરૂજો છે જેની ઉંચાઇ નવ માળની છે અને તેની ઉપર કોતરકામ ઘણુંજ બારીક છે આ બુરજમાં એક પણ ખુણું એવું હશે નહિ કે જયાં મુર્તિ અથવા કોઇ બીજી જાતનું કોતરકામ હશે નહિ. પણ તે સર્વ દિલ્હી આગ્રાનાં ચઢયાતાં કામ કરતાં ઉતરતી પંગતીનાં છે. બેલાશક તેનો ઇતિહાસ દુનિયાના કોઇપણ ઇતિહાસ કરતાં વધુ નામાંકીત છે.

ચિતોડમાં અમને મહાન મોટો આવકાર મળ્યો જે તદન રાજવંશીને છાજતો હતો. અમારી મોટરની સ્વારી જોઇ ગામની રૈયત એક સરખી બહાર નિકળી પડી, અને લોકો અમારો પ્રવાસ નિહાલતાં ઓટલાને કિનારે બેઠાં. વધુ માણસો હારબંધ હેઠળ થોભ્યાં. ખુશાલીના સરોદો વચ્ચે અમે તેઓમાંથી પસાર થયા. અધુરામાં પુરૂં નિશાળનાં છોકરાંઓ બહાર પડયાં અને અશાંત મામલામાં ભારે ઉલટ ઉમેરી આપી. અમેરીકન

## ઉદેપુર.



આખું ઉદેપુર પાણીઓના ગંજાવર તળાવોથી ભરપુર છે. તળાવોમાં તેજ પ્રમાણે મોટા ગંજાવર સંગેમરમરના મેહેલો સર્વ દિશાએથી જોવામાં આવે છે. માણસ બળથી બાંધવામાં આવેલાં તમામ દુનિયાંના તળાવોમાં જયસલમીર મોટામાં મોટું તળાવ છે, જેનો ચકરાવો એકસો માઇલનો છે.

ચિતોડ ગઢ.



આ ગઢમાં રજપુત લોહીની નદીઓ વહી ગઇ હતી, તેમજ એકકી વેળા ત્રણસો રાણીઓ સતી થઇ હતી. આ મિનારો જયની ખુશાલીમાં જઇનો તરફથી બાંધવામાં આવ્યો છે. તે નક્શી અને કોતરકામથી વીંધાઇ ગયો છે. તે નવ માળા ઉંચો છે. અને કહે છે કે તેના સાંધામાં ચુનો વાપર્યો નથી.

ચાર્લી ચેપ્લીનને લંડનમાં જે ભારે માન મળ્યું હતું તેને પણ શરમમાં નાખે એવું માન આ ચાર્લીને પણ મળ્યું.

અમારી મોટરમાંજ કિલ્લા ઉપર ચઢયા અને સર્વ ઠેકાણે ફરી જોઇ વળતી વખતે એવીજ જાહોજલાલી સાથની મંજલ કાપી ગામમાં ફરી દાખલ થયાં. છોકરાંઓ મામલાને ઠેઠ ટોચ ઉપર લઇ ગયાં. આ વેળા સરઘસની શોભામાં ત્યાંના ચુનંદા ઘોડેસ્વારો ઘોડાના સણગાર અથવા તો નાગી પીઠ ઉપર સ્વાર થઇ સરઘસમાં જોડાયા. આ વખત એક એંસી વરસના બુઝુર્ગ ગ્રહસ્થ સ્વાર થઇ મોટરને મોખરે ચાલતા હતા. તેમનો ઘોડો આ બધી ધાંધલથી તોફાન ઉપર ચઢયો અને એમતેમ અફડાવવા ઝીકાવવા લાગ્યો. બુઝુર્ગે પોતાનો ટેક ઘોડા ઉપર અચ્છો જાળવ્યો, પણ જ્યારે તે જાનવર જમીન ઉપર પટકાયું ત્યારે તેઓ પણ નીચે પડયા. દુકાનો ઉપરના બેઠેલા જવાન્યા કુદી પડયા અને આ સ્વાર અને ઘોડાને ધરી લીધા. મામલો સેહેજમાં બગડતાં બચાવી લેવામાં આવ્યો હતો. પણ બુઝુર્ગની છાતીને હાથની હથેળી અને માથાંને ગુંઠણનો ટેકો કેટલોક વખત સુધી આપ્યા પછીજ હુશિઆરીમાં આવ્યા, એટલો વખત નિસોસ થઇ આસ્તેથી ડોકયું ફેરવતા બેઠા હતા.

આ જગ્યા છોડી જઇએ તે અગાઉ આ બાદશાહી ડઠેરાનાં વિખરાઇ જતાં ટોળાંની સબી ઉતારી લેવાના હેતુથી મોટર ઉભી કરી કેમેરા હાથમાં ધરી હેઠળ ઉતર્યો અને ગોઠવવાનો પ્રયત્ન કરતો હતો, તેટલામાં મારી ભારે રમુજ વચ્ચે પેહેલાં છોકરાંઓ અને પછી મોટાંઓ ત્યાંથી જીવ લઇ નાઠાં. આજના આવકારથી હરખાઇ મગન થતા ઉતારાને ઠેકાણે ઘણા આનંદ સાથે પુગ્યા.

---

# પ્રકરણ છવીસમું.

**ચિતોડગઢથી ઉદેપુર. ચકડોળ ચોકડીનો સ્તંભ અને નાળામાંની સફર. અમેરીકન નાઝનીનની ઉંટ ઉપર સ્વારી.**

ચિતોડનાં રેલવે સ્ટેશન ઉપરથી ચોકસ બાતમી મલી હતી કે ચિતોડથી તે ઉદેપુર તુલક રસ્તો હતો નહિ અને જે કાંઈ માર્ગ જોવામાં આવતો તે વીસ વરસના રસ્તાનું બાકી રહેલું ખોખું હતું. ઉદેપુર પુગવાની દિશા મળે એટલે બસ એમ બોલી તુંદ અને મક્કમ મને મોટર ચલાવવા માંડી. શરૂઆતમાંજ માર્ગ મોટા મોટા સફેદ પથરાઓથી પંથરાઈ રહ્યો હતો, જેનાથી બચવાની કોશીશમાં વારંવાર સુકાન ફેરવવું પડતું હતું. ટાયર્સને નુકશાન પોંહોંચવાની ઘણી ચિંતા રેહેતી હતી. અત્યાર લગીતો આ પીડામાંથી અમે બચ્યા હતા. પણ હવે કોઇ પણ જગ્યા આ મોટા ધારવાલા સફેદ ચકમકના પથરા વગરની હતી નહી, માટે હવે ખરેખરી આ ચિંતા સામે આવી પડી. તે છતાં હિમ્મત ધરી ગાડાંનો રસ્તો ધરી એક વધુ માઇલ આગળ વધ્યા. પણ જુવો અહીં આગળ કરતાં પણ વધુ ધાસ્તી ખવડાવનારો નકશો નજરે પડયો; ચકમકના ઢીમચાં ઢીમચાં જેવા પથરા ટેકરીની તળેટી ઉપર એક સરખા પથરાઇ રહ્યા હતા જે ઉપરથીજ ગાડાંનો માર્ગ પસાર થતો હતો. આશા મોટી ચીજ છે. વળી જયાં પણ અમે પગ મેલ્યો હતો ત્યાં ફત્તેહમંદી સાથે બહાર આવ્યા હતા, તેની મદારત ઉપર આજ કરવતની ધાર જેવા રસ્તા ઉપર ચઢયા. આ ઢેકાઢૈયામાંથી મોટર વાંકીચુંકી ઉંચીનીચી થઇને ચાલતી હતી. અમે તેની મરોડ પ્રમાણે વાંક ખાઇ તેનાં

દુ:ખમાં મજબુત ભાગ લેતા હતા. જરા આગળ વધ્યા પછી તો સુકાન પણ ફેરવવું બંધ કર્યું, કારણ એમ કર્યે કાંઇ વધુ બચાવ થતો હતો નહિ અને તેને શાંતિમાં છોડયે વધુ સવળ જગ્યામાં પૈડાં પોતમેળે રસ્તો લેતાં હતાં.

ઘણી મુશકેલી પછી હળવે હળવે પાણીના એક નાળામાં ઉતર્યાં જેને તળીએ કાળાં પથ્થરની મોટી ચઢઉતર લાદીઓ હતી તે ઘણી ધીરજથી ઓળંગી, સાંમે પાર ધીમી નમ્ર ચઢાણુ સાથનો ચપટો સફાઇદાર ટેકરો તરતજ હતો તેની ઉપર ચઢયા. પણ જેવા ઉપર ચઢયા કે તેની ઉતરાણુ પછી તરતજ એનેજ લગતું બીજું નાળુ નજરે પડયું. પાણી તો નહી જેવું હતું પણ આની અંદર ખડકો મોટર માટે ઘણા અશકય હતા. ઉતરાણુ તો ઘણી મનમોહીત હતી, પણ જ્યાંથી નાળું શરૂ થતું ત્યાંથી કમબખ્તી પણ પાછી લાગતી. આ અશકય જગ્યામાં અમે ઉતર્યાં અને ઘણી મુશકેલીએ પૈડાં હેઠળ પથ્થર ગોઠવી અથવા જરૂર પડવે હઠાડી થોડાંક આગળ વધ્યાં. આ પ્રમાણે મોટર મરડાઇ મોચડાઇ વાંકીચુકી થઇ ઢેકાઢેયા ઉતરી ચઢી આ નાળું પણ પસાર કરી ગઇ. વખત ઘણો લાગ્યો અને જગ્યા નાની છતાં ઓળંગવાને માટે ચકરાવો પણ ગજબ મોટો ખાધો. ઝડપની બાબમાં તો ગધેડાંની ચાલે ચાલી ધીરજ પકડવી પડતી હતી. ઘણી જગ્યાએ અસલનો રસ્તો મળી આવતો હતો. એક ઠેકાણે તો નાળાં ઉપરનો ચુનાનો મજબુત પુલ સારી હાલતમાં એમનોએમ અસલ રસ્તાની કીર્તિના સ્તંભ સમાન પાણીની વચમાં પેહેરો ભરતો ઉભો હતો પણ તેની ઉપર પુગવા એક પણ બાજુએથી માર્ગ હતો નહી. બેઉ છેડેની સડક ધોવાઇ ગઇ હતી. આ સઘળું વટાવી એક ઘણી સરસ ધીમી નમ્ર ચઢાણુંવાળી, સુંવાળી સફાઇદાર ચપટા મથાળા સાથની લીલી દરોથી સજ થયેલી ટેકરી ઉપર ચઢયા. આ ટેકરીને મથાળે મોટરનો દેખાવ

દુરથી ચકડોળ ચોકડીના યાદગારીના સ્તંભ સમાન દેખાતો હતો. આ ટેકરીની ઉપર ચઢઉતરની મજાહ તેના નમ્ર ઢોળાવને લીધે ઉત્તમ હતી.

દેશ ઘણો ખુબસુરત અને ઘણા મોટા સપાટ ડુંગરોથી ભરપુર હતો. તેની ઉપર ફુંકાતી ઠંડી લ્હેકી જાનને તાઝગી અને તંદરોસ્તી આપી રહી હતી. સખત મેહેનત છતાં પવનની થંડી લ્હેકીને લીધે થાક જેવું કાંઇ જણાતું હતું નહી. જો કોઇ વેળા એમ માલમ પડતું તો પાંચ મીનીટના વિશામા પછી શરીર બોજો ઉંચકવાને પાછું તદ્દન લાયક થતું હતું.

સર્વ ઠેકાણે પાણીની લીલાલેહેર ઘણી હતી અને તેજ પ્રમાણે ખેતીવાડી પણ પુર બહારમાં જોવામાં આવતી હતી. જ્યાં ખેતી હતી ત્યાં રસ્તો પણ ઠીક ઠીક મળી આવતો હતો. અમારાં માનીતાં જાનવરો હરણ પણ હંમેશ માફ્ક જોવામાં આવતાં હતાં પણ રસ્તાની દશા એટલી તો ખરાબ હતી કે શિકાર ઉપર તો પુરોજ મુકયો હતો.

મોટા મોટા મોરો બિલાડા જેવા સાદ કાઢી એક ઝાડ ઉપરથી બીજા ઉપર મોટરને અવાજે ચમકી ઉડી જતા હતા. આ સુંદર પક્ષીને હિંદીઓ પવિત્ર ગણી તેના શિકાર સામે મજબુત વાંધો ઉઠાવે છે. રાજપૂતાનાના અને બીજા દેશી રાજાઓએ તેના શિકારની મનાઇ કરી છે.

ઉદેપુરની નજીક જેમ આવતા ગયા તેમ મોટાં પાણીના સાગરો નજરે પડયાં. આ બાબદમાં કિર્તારની મેહેર મારવાડને ભાગની પણ ઉદેપુર ઉપર ઉતરી પડી છે. આ મહાન સાગરોનો દેખાવ દુરથી અતિશય રળીઆમણો દેખાતો હતો. ખાસ કરીને તેનાં વિશાળ પાણી ઉપરનો ઘેરો આસમાની રંગ આંખોને આનંદ અને શાંતિ બક્ષતો હતો. જે રસ્તો મળતો

હતો તે જો કે અપૂર્ણ હતો તો પણ અમારૂં કામ સારૂં ચાલતું હતું.

હવે ખાતરી મળવા લાગી કે ઉદેપુરની મંજલ પુરી કરવાને કોઇ પણ રીતે શકિતવાન થઇશું. અર્ધ ઉપર માર્ગ કાપી ચુકયા હતા. સડક મળતાં તેનો સારો ઉપયોગ કરી લેતાં. પણ જ્યાં રસ્તો હતો નહિ ત્યાં તો બચ્ચું પગ ગોઠવી ગોઠવીને ચઢઉતર કરે તે પ્રમાણે સંભાળ ભરેલી, હળવી સાવચેત ચાલે ચાલતાં હતાં. જો ઉતાવળ કરી તો મોટરનો ખુર્દો એટલી ખાતરી હતી. નજર પણ અચુક અને ચોક્કસ સાંધી રસ્તો ખોળવો પડતો હતો.

હવે વળી પાછા ઉદેપુરની નજીક આવતા ગયા તેમ માર્ગ સદંતર નપેતર થઇ પડયો. પછી તો કાંઇ સડક જેવું રહ્યું નહિ. મટોડાંના ખાડા અને ઢેકાઢૈયાંથી મોટર ચ્યું ચ્યુંના અવાજ કરતી ફ્ર્યાદ ઉઠાવતી પણ ફરજમાં પછાત પડયા વગર રસ્તો કાપતી ગઇ.

વળી આવા ધુળ અને ઉંડા મટોડીવાળા રસ્તામાં વજનદાર મોટરનું સુકાન ફેરવતાં તેના નાખુદાનાં ખભાની દશા કેવી બુરી થઇ હશે તેનો કાંઇ ખ્યાલ કરો. આંખને પણ સાફ રસ્તાની શોધમાં પુષ્કળ થાક લાગી હતી, જેને પ્રતાપે હવે માઇલ કેટલા બાકી હશે તેની ગણત્રી ઘણી અધીરાઇ અને ઇંતેજારી સાથે કરવા લાગ્યા. દરેક આવો દુઃખદાયક માઇલ દશ માઇલ સરખો લાગતો હતો જેથી સફરનો અંત જોવાને કાગને ડોળે વાટ જોતા હતા.

માત્ર મનોહર સરોવરની સંગત અને તેની આસપાસની લીલાલ્હેરમાંજ ઘણે દરજ્જે રાહત મલતી હતી અને કષ્ટ પણ ભુલાતું હતું.

દિવસ પુર બહારમાં ઉગી નિકલ્યો હતો અને તડકું પણ જાણે અમારી સાથે જોર અજમાવી રહ્યું હતું.

સામે પર્વતો દેખાતા હતા અને તેની વચમાં સડક દાખલ થતી હતી તે ઉપરથી અનુમાન કરી શકયા કે આગળના વખતમાં મુસલમાન રાજ સામે કંટાળી આ પર્વતોના આશરા હેઠળ ઉદેપુર શાંતી ગુજારતું હશે, અને ખરેખર એજ પ્રમાણે હતું.

ઝાડોની ઘટાવાળા જંગલમાંથી પસાર થતાં નરમ સુક્કી, છુટી ધુળવાળા માર્ગમાંથી મોટરના ટાયર્સ અજબ પ્રકારને ધુબધુબ અવાજ કરતાં પહાડો વચમાં ઘુસ્યા.

હજુ સાત માઇલ કાપવાના હતા. જ્યારે જાણ્યું કે સાત માઈલ કાપવાના છે ત્યારે અમારે મનસે તો આવા રસ્તા ઉપર આ સાઠ માઇલ જેવી આફ્ત આવી ઉભી. પણ ફરજને પહેલો દરજ્જો આપી કામ પુરૂંજ કરવું જોઇએ કરી પવિત્રતાઇથી તેને વળગી રહ્યા. કિલ્લેબંદીવાળા દરવાજામાંથી પહાડોમાં દાખલ થયા, જ્યાં પુરાણા રીવાજ પ્રમાણે આજે પણ મેલાં ને ચીથડેહાલ પણ મક્કમ રાજપૂત લડવૈયા તેની ટુંકી ને વાંકી તલવાર ભીંતે ઓરવી ચીલમ હુક્કા ફુકતા ચોકી કરતા બેઠા હતા. તેઓના ઓટલાની ઓસરી હેઠળથી મોટર કાંઇ પણ ખબર આપ્યા વીના પસાર થઇ ગઈ. ઉદેપુર તરફ જેમ વધતા ગયા તેમ સર્વ દિશામાં કિલ્લેબંદી નજર પડતી ગઇ, જે સર્વ બચાવ અર્થે ઉભી કરી હતી. ધીરજથી સર્વ મુશકેલ રસ્તા પસાર કરી ઉદેપુરમાં આખર આવી લાગ્યા. ત્યાં પુગતાંજ દેશી રાજ્યની જાહોજલાલીનાં ચીન્હો જેવામાં આવ્યાં. તેના મોટા હાથી ઉંટ ઉપરના ચપરાસી અને દેશી ઠઠેરાવાળા સ્વારો રસ્તા કુદાવી રહ્યા હતા.

અમારા દોસ્તની મેહેરબાનીથી ઘણી આશાનીમાં આશરો હોટેલમાં લીધો હતો. સ્નાન કરી શરીર પરનું ધુળ મટોડું ધોઇ કાઢી સર્વ કષ્ટ પખોડી અસલ બદનમાં ફેરવાઇ ગયા.

રસ્તાની મુશકેલી તો થોડીજ પળમાં ભુલાઇ ગઇ. જાણે કાંઇ હતુંજ નહી, તે પ્રમાણે અસલ ઉત્સાહ જોવામાં આવી.

રાતનું ભોજન શાંતીમાં લીધું અને ગુલાબી થંડીમાં નિંદ્રાને સ્વાધીન થયા અને શિતળ સવાર તેજીદાર શરૂ થઇ.

હોટેલ સારૂં હતું એટલે સુખવાસી વખત ત્યાં પસાર થયો અને બાળબચ્ચાંને પણ ઘણી મજાહ પડી.

બીજી સવારે ઉદેપુરના જાણીતા આરસપહાણના દર્યા-મેહેલ જોવા નિકળ્યા, જયાં પુગવા હોડીનો વપરાસ કરવો પડે છે. આ પ્રમાણે હોડીની મજાહ ચાખતા આ સુંદર સાગરનો રળીઆમણો દેખાવ નિહાલતા વચ્ચોવચ્ચ મેહેલમાં જઇ પુગ્યા. સાગરની આસપાસનો પહાડનો દેખાવ અને બાવળનાં ઝાડની ખીચોખીચ ઘટા આ રમણીય સ્થળના દેખાવમાં ઉમદા વધારો કરતી હતી. આ ભવ્ય મેહેલ નાનો પણ ઘટને બેઠા બાંધાનો હતો જે એક મિઆ–સાહેબના હવાલામાં હતો. તેઓ ભારે ઉશકેરાયલી હાલતમાં હતા કારણ સામેના ટેકરા ઉપરથી ચાર નાપાક ડુક્કર સાગર તરી તેમના હવાલાની જગ્યામાં દાખલ થયાં હતાં અને તરકારીનો ઘાણ કાઢી નાખ્યો હતો, એટલુંજ નહિ પણ ધાર્મીક લાગણીને જબરો ધોકો પુગાડયો હતો. આ સદગ્રહસ્થ તેઓ તરફ જબરૂં મ્હોડેથી સુફ્યાણુ તોપખાનું ચલાવી રહ્યા હતા.

યુરોપ અને અમેરીકાથી જે સેહેલાણીઓ ઉદેપુર આવી આ જગ્યા જોવા જાય છે તેઓ અજાયબ થઇ એને અદભૂતની ઉપમા આપે છે. આ શબ્દ એકને મ્હોડે નહિ પણ સર્વને મ્હોડેથી સરેરાસ એકસરખા સાંભળવામાં આવે છે.

મહારાણા સાહેબનો મેહેલ સર્વ સેહેલાણીઓ જોયા વિના રહેતા નથી. નવો મેહેલ સારો ને કિમતી છે પણ તેના દર-વાજામાંજ ઘોડા ગધેડા ગાય હાથી એ સર્વના તબેલાઓ હસ્તિ ધરાવે છે જેને લગતી ગલીચીઓ પણ પુરતી થાય છે.

ફરવા હરવા માટે ત્યાંના સરોવર એક મુકાબલો નહિ કરી શકાય એવી જગ્યા છે પણ તે ઉપરાંત બીજા બગીચાઓ કાંઇ પણ ઢંગઢડા વિનાના છે. તે નાના અને વળી ઉંચી ઉંચી દિવાલોથી ઘેરાયલા છે તેથી કબુતરખાના જેવા લાગે છે. આ બગીચાઓમાં કુંવારાઓનો કાંઇ પાર નથી જે કેટલેક દરજ્જે સારી રીતે ગોઠવવામાં આવ્યા છે. ઉદેપુર સુભાગ્યે એટલી તો ખુબસુરત જગ્યાએ આવ્યું છે અને તેની ઉપર સાગરોની બાબમાં પરમેશ્વરની મેહેર એટલી બધી ઉતરી છે કે જો તેને બરાબર ખીલવ્યું હોય તો હિંદના બગીચાની ઉપમા ભોગવી શકે.

આજે પણ તેના આ મોટા સરોવર મનોરંજક છે જેની અપાર ખુબસુરતીની આજે પણ કદરશનાશી કર્યા વિના ચાલતું નથી. આ શેહેરથી ત્રીસ માઇલ ઉપર જયસલમીરનું પ્રખ્યાત સરોવર આવેલું છે જેનો ફરતો ઘેરાવો એકસો માઇલનો છે. વળી ખુબી તો એ છે કે આ મહાન સરોવર માણસાઇ બળે બાંધવામાં આવ્યું છે. આખી દુનિયામાં માણસ બળે બાંધેલું સર્વેથી મોટું આજ સરોવર છે.

ઉદેપુરના એક બગીચામાં જંગલી પ્રાણીનો સંગ્રહ રાખેલો છે પણ આ મોટાં કદના વિકાળ પ્રાણીઓની હાલત દયાજનક છે. તેઓનાં પાજરાંની ભોંય એટલી તો ચીકણી અને લપસી જવાય એવી હતી કે અંદર ડોળા ખાતા જાનવર લપસી જઇ પડી જતાં હતાં અને નચિંત જીવે ઉભાં પણ રહી શકતાં હતાં નહિ. આવી કંગાળ હાલતમાં તેઓનું દુઃખ અને નિરાશી તેઓનાં ભારી કરચળીવાળાં ભવાં ઉપર માલમ

પડી આવતી હતી. પાંજરાં પણ એટલાં નાહનાં હતાં કે તેનાં મોટાં કદ માટે ભાગ્યેજ પુરતાં કહી શકાય. પણ અશક્ત થઇ જંજીરમાં પડેલાં આ દુઃખી પ્રાણી કેહેવા પણ કોણને જાય.

આ શેહેરમાં અમારી ખરેખરી મજાહ અમેરીકન ટુરીસ્ટોને આભારી હતી. જમવાની ટેબલ ઉપર તેઓની હિંદ માટેની વાતો ઘણી રમુજ આપતી હતી. પેહેલેજ દિવસે તેઓએ અમને હિંદુમાં ખપાવ્યા. હું પારસી હતો અને અસલ બારસો વરસ ઉપર ઇરાની હતો તે વાત જ્યારે કાન ઉપર ઉતારી ત્યારે તેઓ અમેરીકાથી ઉપડયા અગાઉ મારી કોમની ખુબીખામીનો જે કાંઇ અભ્યાસ કર્યો હતો તે સર્વ કવિતાની માફક બોલી ગયા. તેઓની વર્તણુક અમારી સાથે અતિશય ભાઇચારાની હતી અને વાત ઉપરથી હિંદની રાજદ્વારી ચળવળ ઉપર નિઘાહ ચલાવતા હોય તે પ્રમાણે જણાઇ આવતુ હતું. તેઓ હિંદની મોટાઇ નજરોનજર જોવા આવ્યા હતા અને જે કાંઇ ત્યાં જોતા હતા તેનાથી અજબ થતા હતા. જ્યારે પણ તેઓનો અભિપ્રાય પુછવામાં આવતો ત્યારે એકજ જવાબ વાળતા કે સર્વ હેરત ભર્યું હતું. પણ એક આપ મુખત્યારે તો થંડે કાળજે જવાબ વાળ્યો કે દુનિયા એકસો વરસ ઉપર કેવી હશે તે તે નજરોનજર આજ જોવા પામ્યો હતો.

રાતને સમયે દરબારનો ગવૈયો તેઓને રીઝવવા માટે ખાસ આવ્યો હતો. આ માન ટુરીસ્ટોને પેહેલીજ વખત નવાજેશ કરવામાં આવ્યું હતું.

ઉસ્તાદે ઘણાં સારાં ગીતો ગાયાં પણ ઉસ્તાદનો ચેહેરો અને દાંતોમાં પડેલી બારીઓ જોઇ જુવાન જીવડાઓ મ્હોડું છુપાવી હસી લેતાં હતાં જ્યારે જમાનો ખાધેલા તે ઠાવકું રાખી તેનો મધુર કંઠ સાંભળતાં હતાં.

ઉસ્તાદે ઘણાં અચ્છાં ગીતો ગાયાં. મારા ધારવા પ્રમાણે તેમાંનાં કેટલાંક તેઓને મન પસંદ પડયા પછી એક ખાસ કંઠ ઉપરનો પોતાનો કાબુ દેખાડવાનું ગીત ચાલુ કર્યું. ડોળા ડાચાં ફેરવી નાખી માથું ધુણાવી મુકી એકદમ કુતરાના ભસવા જેવો ઘાંટો કાઢી દાઢી ધ્રુજાવી મેલી ઓરડો ગજાવી મુકયો. ઉસ્તાદનો દેખાવ આ વખતે જોવા જેવો હતો. મોટા ગોળ ઘુવડ જેવા આંખના ડોળા, કરચલીવાળો ક્રોધાયમાન કઠણ ચેહેરો, તેની હેઠળ ખોરવાઇ ગયલી એક બાજુ ઝુલતી દાઢી અને દાંતની વચમાંની બારી જેમાંથી ડોકયાં કાઢતી જીભ એ સર્વે શોભા સાથે ઉસ્તાદનો દેખાવ ઓરજ રજુ થયો. વળી આની સાથે ધરતીકંપના આંચકા સમાન માથાંના ઠોકાએ તો સર્વેના હાથ પગ પુતળાં સમાન જડ કરી નાખ્યા. આવું ભયભિત ગાયન સાંભલી મંડળી ચકિત બની. આવા સ્તુતિપાત્ર ઘાંટાના વખાણમાં ગરક થઇ અજાયબીથી મુંઢ થઇ, પથ્થર સમાન સ્થિર થઇ મ્હોડું વકાશી ઉસ્તાદનું કોઠું ભોપવા લાગ્યા કે આ શું રણભુમી કે ગાયનસમાજ ?

જ્યારે ઉસ્તાદે આ મનમોહિત કુતરા લડાઇ વીસ મીનીટ ચાલુ રાખી ત્યારે અચંબો કંટાળામાં ફેરવાઇ ગયો અને ગોળા લડાઈનો છેડો આવવાની વાટ જોતાં બગાસાં ખાતા થોભ્યા. એક અમેરીકન ઉસ્તાદે ઉઠીને હાથમાં જેટલું જોર હતું તેટલા જોરનો વપરાસ કરી તાળીઓ પાડી અંગ્રેજીમાંજ બોલ્યો વાહ, શાબાશ ! આવું ગીત તો કોઇ દિવસ જીંદગીમાં દુનિયાના કોઇ ખુણામાં સાંભળ્યું નથી.

આતો વળી ઉસ્તાદનો ઉસ્તાદ મળ્યો. આનો તરજુમો તેમને કહી સંભળાવતાં તેઓ મગન મગન થયા અને હરખના માર્યા મ્હોંડાંમાં તપખીરની દાબડી જેવડું પાનનું બીડું મગર જેવડું મ્હોડું ફાડી છેલ્લી દાઢ સુધી ખોસી ઘાલ્યુ. આ

ચેનચાળા અને રીતભાત કેટલાક સેહેલાણીઓ અતિશય રમુજ ઉલટ અને ખંતથી જોતા હતા. રખેને કોઇ એમ સમજ્યું હોય કે ઉસ્તાદે મ્હોડાંમાં કાંઇ મ્યુઝીકલ ઇન્સ્રુમેન્ટ ખોશી ઘાલ્યું, અને કોઇ બીજો ચમતકારીક જલસો ભજી બતાવે. જ્યારે જીજ્ઞાસા થોભાવી નહિ શકયા ત્યારે સવાલ કર્યો કે ઉસ્તાદે મ્હોડામાં શું માર્યું હતું? જ્યારે તેની સમજ આપી કે તે પાનસોપારી હતાં ત્યારે ધીરજ ધરી અને ખુબ હસ્યાં. હિંદમાં આવ્યા પેહેલાં દેશીઓની રાહરસમના અભ્યાસમાં પાનસોપારીની આદતની યાદ ડોકાં ઉંચાં કરી કરી લીધી.

હિંદીઓના વિચાર પ્રમાણે ઉસ્તાદ ખરેખરા અથંગ ગાનારા હતા. આ કુતરા બિલાડાવાળું ગીત પણ કોઇ તેની બરાબર ઉચ્ચારી શકે નહિ તેના કંઠમાં મીઠાસ અને હુન્નરનો ભેળ હતો. જલસો તમામ થયો અને સર્વ જગેવગે પડયા.

આગળી રાતના સંગીતના જલસાની ફતેહ જોઇ ઉતાવળીયા રાહબરીએ વાઘરણો બોલાવી બીજીજ સવારે બીજો જલસો ઉભો કર્યો હતો. પણ ત્યાં જઇ બેઠાં, ગીત ગાવાનું શરૂ થયું, એટલામાં એક વાઘરણે તેની જાત જણાવી અને અજ્ઞાનંપણામાં નચિંત જીવે પોતાનાં નાનાં બચ્ચાંને સૌની નજર સામે મલાજા વગર છાતીએ લગાડયું.

હાય બાપ!! આ દેખાવ ટુરીસ્ટોને મનસે તો ભારે સીતમગાર થઇ પડયો. સૌએ હાથનાં આંગળાં કે બીજી કાંઇ વસ્તુ ઉપર નજર ચલાવી. મર્યાદાવાળી શરમાળ મેમોને તો મરદોની હાજરીમાં એવું લાગ્યું કે ધરતી ફાટે તો તેમાં ગરક થાય. આગળી રાતવાળો તાળી ફોડનારો ઉસ્તાદનો ઉસ્તાદ તો કાંઇ કશામાં હોય નહિ એમ હાથ પાછળ નાખી ચોરની માફક સરકી ગયો અને તેની આગેવાની હેઠળ એક પછી એક ત્યાંથી ખસ્તા થયા. એક બે ઉમ્મરે પુગેલી સ્રીઓ તેઓની

સાહેલીઓને અપમાનમાંથી બચાવવા ખાતર ઉતરી ગયેલાં મ્હોડાં હસ્તાં રાખવાની કોશેશ કરતી ત્યાંજ બેસી રહી. આ રીતે ત્રણ મીનીટમાં અણધારેલો મેડમ પેટીનો જલસો ખતમ થયો.

શેહેરમાં એક દિવસ ફરતાં એક વરઘોડો પસાર થતાં આ અમેરીકનોએ જોયો. વરરાજાને જોઇ તેઓ એટલા ખુશી થઇ ગયા કે તેને હોટેલ ઉપર આવવાનું ઇજન કર્યું. વરરાજા અંગ્રેજી ઠીક છાંટતો હતો. વળી તે પૈસાદારનો છોકરો હતો. બીજે દિવસે નવ વાગે તે તમામ સોના, રૂપાં, જીક, કસબનાં કપડામાં ઠઠેરાબંધ સજ થઇ આંગ ઉપર સોલેસણગાર ચઢાવી તેવાજ દમામદાર ઘોડા ઉપર સ્વાર થઈ તેને પણ તેવીજ ઝળઝળતી ઝુલ અને સોના રૂપાના ઢોળ ચઢાવેલી હાંસડી પેહેરાવી ઝમક ઝમક કરતો માથાં ઉપર સોનેરી કળગી અને હાથમાં તેજસ્વી નાગી તલવાર સાથે આવી લાગ્યો. હોટેલના દરવાજામાં દાખલ થતાં જેવો તેના તેજસ્વી ઘોડાનો ખણખણાટ સાંભળ્યો કે વરરાજા આવ્યો, વરરાજા આવ્યો, કરી બધા બોલી ઉઠયા અને બહાર નિકળી પડયા.

ખરેજ આ ગબરૂ જવાન તેના પુર્વ દેશના ઠાઠમાં ઘણો શોભાયમાન લાગતો હતો અને વાતચીત પણ ઘણી અક્કલ અને સફાઇથી કરતો હતો. તેને તેઓએ ઘણી વાતો કરી બેહલાવ્યો. વળી જુદી જુદી દિશામાં ઉભા રાખી સબી ઉતારી લીધી. ટુરીસ્ટોએ જ્યારે તેનો મ્હોડેથી જાણ્યું કે લગન મહિનો એક ચાલશે ત્યારે અચંબો પામી વિચારમાં પડયા કે એક માસ લંબાયલા વિવાહની ક્રિયાની થાક કેટલી લાગશે અને ત્યાં સુધી ધીરજ પણ રહેશે કેમ? મીસીઓને લાડીજી જોવાનો શોખ થયો. તો તેનો જવાબ વાળ્યો કે જો જોવી હોય તો હવેલીએ ચાલો. હાલમાં તો તે અહીં આવી પડદો તોડી શકે નહિ.

## ઉદેપુરમાં અમેરીકન સેહેલાણીઓ.



ટોળીમાંની બે અબળાને ઉંટ ઉપર સ્વારી કરવાનો શોખ અતિશય હતો. સવારે સણગારેલાં બે સરસ ઉંટ મંગાવી તેની ઉપર સ્વારી કરી. જ્યારે ઉંટ તેના પાછલા પગ ઉપર ઉભું થયું ત્યારે એક બાઇએ પશ્ચિમની સરસાઇ અને નાતજાત ભુલી જઇ ઉંટના રખેવાળને પોતાની બાથમાં પાછળથી જીવને ખાતર ધર્યો.

## ઉદેપુર.



ઉદેપુર પાણીના તળાવ અને તેમાં બાંધેલા આરસપહાણના મેહેલો માટે જાણીતું છે.

આ બચપણની જુવાનીના પુર બહારમાં ઉછળતા ગબરૂ જવાને રજા લીધી અને થનથન નાચતા ઘોડાની પીઠ ઉપર જડ બેઠક લઇ ખણખણાટ કરતો ખુલ્લી તલવાર અને ખીલી રહેલા ખુશાલ ચેહેરા સાથે પસાર થઇ ગયો.

આ શોખીન અમેરીકન સ્ત્રીએ મ્યુઝીયમ અને બીજી જગ્યાએ જવા માટે બે સારા મોટા કદનાં આકાશમુનિ મંગાવ્યા. ઉંટને પણ તેના બારે સણગારમાં સજી બીજી સવારે હાજર કરવામાં આવ્યાં. બે ઉંચી કદાવર નાઝનીઓએ તેનાજ જેવા ઉંચા આકાશમુનિ ઉપર પાછળ બેઠક લીધી. આગળની બેઠક ઉપર ઉંટવાળા સવાર થયા, જયારે ઉંટ જમીન છોડી તેના વાંસળા જેવા પગ ઉપર ઉભા થતાં હતાં ત્યારે જોઇ લેવો તે નાજુક નારીઓનો ગભરાટ! તેઓને મોખરે બેઠેલા ઉંટવાળાને કાંઇ પણ આડ વગર હાથ ગળાં તથા છાતીની આસપાસ પાછળથી નાંખી મજબુતીથી ગળે લગાડયા. આતો ગળે લગાડી ગરદન મારવા જેવો મામલો જોવામાં આવ્યો. હસવું તો બહુ દાબી રાખવું પડ્યું. વખતના વહેવા સાથે ઉંટવાળાને જરા જરા રાહત મળતી ગઇ તેમ તે મગન થઇ તેના પ્રાણીની ચાલ સાથે હંમેશ મુજબ ડોળા ખાઇ આગળ વધ્યો. બીજી સવારે તેઓ ઉદેપુર છોડી જવા સાથે અમારી ગમતનું સાધન ખલાસ થયું અને અમે પણ આ સ્થળેથી વિદાય થયા.

---

# પ્રકરણ સતાવીસમું.

## ઉદેપુરથી નિમબાહારા અને નિમચ. દિવાલ્યા ઉપરનું દિવાળુ અને નિમબાહારા ઉપરની હાર.

ઉજમાર્યા ઉદેપુર્યાને રસ્તાની બાતમી હતી નહિ. ઉદેપુરથી પાછા વળતી વખતે નિમચ જવા કયો માર્ગ હાથ ધરવો પડશે તેની પુછપરછ આગળથીજ આવતી વખતે વાટમાં કરતો આવ્યો હતો. એક ખુશનુમાં સવારે સારી ઠંડકમાં ત્યાંના બે જરથોસ્તિ રહીશોને મળી ભેટી અમારા મુરબ્બી યજમાનની રજા ચાહી ઉદેપુર મુકયું અને આગળવાલીજ ખોદાઇ ખણાઇ ગયેલી ભાંગેલી તુટેલી મટોડાંવાળી સડકનો હવાલો લીધો. રસ્તાને આગળથીજ ઓળખી રહ્યા હતા એટલે નિરાશી જેવું કાંઇ લાગતું હતું નહિ. બલકે દ્રઢતા આપમેળે આવી હતી, અને મુશકેલી એક મુસીબત સરખી નહિ પણ રોજના સાધારણ પાઠ સરખી લાગતી હતી; જે સહેજ દ્રઢ મન કરી શરીર ઉપર કાંઇક શક્તિ લાવી સહેજમાં પાર ઉતારી શકાતી હતી.

ઉદેપુરના પહાડની કુદરતી કિલ્લેબંદી છોડી ઝાડીવાળા તેમજ ખુલ્લા રસ્તા પસાર કરી આગળ વધ્યા અને ઉદેપુર્યાના સુંદર સરોવર ઉપર આવી લાગ્યા, જેની ચોતરફ ફરતી બાવળનાં ઝાડની ઘટા અને તેની અંદરના તેવાજ ઘટાદાર લીલોતરીવાળા ટાપુ અને તેનાં પાણી ઉપરનો આસમાની રંગ આ જગ્યાને મનોરંજક બનાવતા હતા. આ સરોવરનો સારામાં સારો લાભ પંખેડાંઓ લઇ રહ્યાં હતાં, જેમાં ખુણે ખુણે જંગલી બતકોનાં ટોળે ટોળાં જોવામાં આવતાં હતાં. મરોડદાર હંસો જોડીમાં પાણીની અંદર તેની સાપ સરખી ગરદન ફેરવતાં

સપાટી ઉપર સ્થિર તરી રહ્યાં હતાં. આ જોડીની ઉપર ક્રુર શિકારીને પણ બંદુકની નિશાન લેતાં આંચકી લાગતી હતી.

શિકારની કાંઇ કોતાઇ હતી નહિ. હજારો પક્ષી એમતેમ અમન ચમન કરી રહ્યાં હતાં. પણ આ સુખી સ્થળ ઉપર તેમનો શિકાર કરવો તેનાં કરતાં તેમને નિહાળવામાં વધુ મીઠાસ હતી. માર્ગ ઘણો કઠણ હતો તેથી દરેક પળ કિંમતી હતી તે છતાં આ સ્થળે થોભવાની લાલચ અટકાવી શકયા નહિ. તે દિવસે રસ્તા વિનાના અજાણ્યા પરદેશમાંથી અમારે પસાર થવાનું હતું. ત્યાં રસ્તા તો હતા નહિ પણ ત્યાંના નકશાની ખોટ પણ એટલીજ લાગતી હતી.

નિમચવાસીઓ મોટરમાં ત્યાં જઇ પુગવાની અમારી ધારણા કબુલ રાખી શકયા નહિ, અને લખ્યાં છતા આદરમાન આપવા સ્ટેશન ઉપર જઇ પુગ્યા હતા. આજનો દિવસ મારી તેમજ મારી માનીતી મંગલીની કસોટી કરવાનો હતો. કસોટી છોડી આબદા અને આબદા છોડી આફત કહીએ તો ચાલે. આ અંજાણી જગ્યામાં અમને અને અમારી મોટરને જોઇ ગરીબ પ્રજા ધાસ્તી ખાઇ નાસભાગ કરતી હતી. ઉદેપુર્યાનું સુંદર સરોવર મુકી આગળોજ રસ્તો પકડી ડોળતાં અને ઉછળતાં ઢેકાઢૈયાવાળા રસ્તા ઉપર આંચકા ખાતા આગળ વધ્યા. મંગલવારના ગામ સુધી તો આગળોજ રસ્તો કાપ્યો. ત્યાંથી નિમબાહારા અને પછી નિમચ એ પ્રમાણે જવાની ધારણા રાખી હતી.

હવે મંગલવારના ગામથી છુટો પડતો રસ્તો ધર્યો પણ આ માર્ગ થોડાજ વખતમાં એક ઢેડના ગામ આગળ ખતમ થયો. આ જગ્યાએ ઉતરીને રસ્તા માટે પુછપરછ કરવાની જરૂર જણાઇ. મને પોલીસ અમલદાર સમજી તેઓ એટલાતો

તડખાચા કે રસ્તા માટેની પુછપરછના જવાબમાં મને જમવાનું આમંત્રણ કર્યું. વળી તેબી શું ? જોઇ લેવો શીરો ને પુરી, બીજો બોલ્યો સરકાર બકરો કાપ્યે, જમીને જાવો. પણ ફરી ફરીને સવાલના જવાબમાં આખરે ઉત્તર વાળ્યો કે રસ્તો ત્યાંજ ખલાસ થતો હતો અને પાછા ફરવામાંજ ડાહપણ હતું, કારણ ભૂત–ગાડી ત્યાંથી કોઇ દિવસ પસાર થઇ હતી નહિ. અમારો મૂદ્રાલેખ બસ આગળ વધવાનો હતો, પાછળ હઠવાની વાત કોઇ કાળે બની હતી નહિ, એટલે બીડું ઝડપ્યું તે ઝડપ્યું એમ હવે કોતરાયું હતું.

નિમબાહારાની દિશામાં ખુલ્લી જગ્યામાં હાંકવાનું શરૂ કર્યું અને ઢેડ ઢેડની જગ્યાએથી અમને પાછળ જોતા રહી ગયા. માર્ગની કાંઈ પણ ઇંધાણીની ગેરહાજરીમાં મોટરને વાયેજહાન એકલી અટુલી ઉજ્જડ જગ્યામાં હાંકવા માંડી. માથાંના કોપર્યા ટેનીસના દડાની માફક ઉછળી હુડ સાથે વારંવાર ઝીકાતાં હતાં. પણ એકવાર પુછડું પકડયું તે પકડયું કરી મન મનાવતા અપાર મેદાનમાંથી પસાર થવા લાગ્યા. આવી ઉજ્જડ ખુલ્લી જગ્યામાંથી બાતમી વિના હાંકયા કરવું તે સાબુત ઘેલાપણા જેવું લાગતું હતું.

ખુલ્લી જગ્યામાં મોટરનો અવાજ માઇલો સુધી સંભળાતો હતો. ઢોર ઢાંખર તેનાથી ચમકી જતાં હતાં. વળી તેના રખેવાળ તેના કરતાં પણ વધુ અજાણ એટલે તે પણ ચમકયા વિના રહેતા નહિ. જો કોઇ વખતે માણુસ ઢોર ચરાવતો નજર પડતો તો મોટર થોભાવી રસ્તા માટે તેને પુછી ખાતરી કરવાની તજવીજ ફોકટ જતી હતી. જો તેની સામે મોટર ઉભી કરી સવાલ કર્યો તો પછી થઇજ રહ્યું. સર્વને છોડી તે નાઠો જાય અને જ્યાં સુધી નજર પોંહોંચે ત્યાં લગણ તે દોડતોજ દેખાય.

રસ્તાની ગેરહાજરીમાં મોટરની ઝડપ આ ખુલ્લી પણ ખડકોવાળી જગ્યામાં પાંચથી છ માઇલની કરી શકાતી હતી. આ ખુલ્લો નિસ્તાર ઉજ્જડ અને વેરાંન હતો. વસ્તીમાં વસ્તી બકરાં અને ઢોરની નજર પડતી હતી. ધરતી પથરાવાળી એટલે ઝાડપાનની ઘણુનસલ જણાતી હતી નહિ પણ લાદીઓની ફાટમાંથી થુવર્યા ઉગી નિકળી એક સરખી સપાટ રચનાનો કંટાળો તોડતા હતા. આ જગ્યા મકસીના ગામનીજ હારમાં હતી માટે ત્યાંના અને અહીંના થુવરમાં એકજ લોહીનો સંબંધ હતો. આ થુવરે અમને બહુ હેરાનગતીમાં નાખ્યા અને આખરે તો આબદા સમાન થઇ પડયા. આવા માર્ગ વિનાના કદર-બિહામણા પ્રદેશમાંથી અમે પસાર થવા લાગ્યા. વળી વચ્ચે વચ્ચે એક બે ફુટની ઉંચી પાળ આવી જતી હતી, જે વાંદર્યા સફાઇથી કુદાવી જતા હતા. આ સઘળું મારી મંગળીની શકિતને પ્રતાપે હતું. કયાં સુધી રસ્તા વિનાના વેરાન પ્રદેશમાંથી બેફામ ચાલ્યા જઇશું તેની ચિંતા કુદરતી રીતે લાગવા માંડી. ખાસ કરીને જ્યારે આકાશ સાથે જમીનની દ્રષ્ટિ–મર્યાદા લાગતી જોઇ ત્યારે એકલા પડેલા જીવને આ ભયભીત દેખાવથી કેટલેક દરજ્જે નિરાશી પણ લાગવા માંડી.

આ જગ્યામાં એક કોળી અને તેનો ઉમ્મરે પુગેલો છોકરો ઢોર ચારતો દેખાયો. છોકરો તો હમેશ પ્રમાણે કીર્તિ જાળવી જુવાન પગનો લાભ લઇ પુર ઉતાવળમાં તેનો વપરાસ કરી એક થુવર્યા પાછળ ભરાયો. કદાચ એ અમને જોઇ શકતો બંધ થયો હશે એટલે એમજ સમજ્યો કે અમે એને જોતા હતા નહિ. બાપ જમાનાનો ખાધેલો એટલે મુગો બેહેરો થઇ ત્યાંજ ઉભો. એની સાથની અમારી નમનતાઇ ભરી વાતચીત પછી કાંઇ ધીરજ ધરી અને નમસ્કાર કરી જવાબ વાળવા લાગ્યો. શરૂઆતમાં ભરોસો બેસે કરીને કુવા પાણીની વાત કરી તેને બેહલાવ્યો અને ત્યાંજ થોભી જઇ કાંઇ

ખાવાનું કાઢયું અને તેની સાંમે ચાવતા ઉભા. જોઇ લેઓ, મુખ ચાલતું જોઇ કુતરો પુછડી હળાવતો હળાવતો ચાલતો હોય તે પ્રમાણે તે નજીક આવ્યો. મહાન દીનદયા દેખાડી ભટ સરખો વાસી ચણા કુરમરામાં હાથ ઘાલી ફરર કરતી નવાજેશ કરી. વળી તેને ઠાકોરની ઉપમા આપી માર્ગ માટેની વાત ચાલુ કરી.

ઠાકોરે તો શમશાણના સમાચાર સંભળાવ્યા કે એક નાહની નદી વચ્ચે માર્ગમાં આવતી હતી જેના પાણી ખાસ્સાં વાંસ પુર ઉંડા હતાં. આગળા વખતમાં તેની ઉપર પૂલ હતો પણ વીસ વરસની વાત ઉપર તે તુટયા પછી તેને સમો કરાવવાની તકલીફ કોઇએ ઉપાડી હતી નહિ. હવે આ માર્ગે આગળ વધાય એમ હતુંજ નહિ. કિસમતને આધીન થઇ તાબડતોબ એની ઉપર મીડું મુકયું. વધુ ઉદારતા બતલાવી છોકરાને તેડાવી ચણા કુરમુરાની વધુ નવાજેશ કરી; વળી ચાંદીની બે આની પણ ધબ કરતી તેના હાથમાં ખોશી. હવે ડોસાને સાથે ખેંચવાનો સંજોગ અનુકુળ લાગતો હતો. કોઇ જાણકાર શખ્સને સાથે લેવાની જરૂર ઘણી હતી.

જે માર્ગ ઠાકોરે બતલાવેલો હતો તે પ્રમાણે તો બીજા બાર માઇલનો ચકરાવો ખાવો પડતો હતો. મોટર ચાલુ કરી અને તેજ વખતે ડોસાનો હાથ ધરી મોટરના દરવાજામાં બેસવા માર્ગ બતાવવા ખેંચીતાણીને સખ્ત રીતે આગૃહ કર્યો. વળી તેના રડતા ઢીંગલા જેવા દીકરાને એક વધુ આની આપી ટાઢો મીઠો કર્યો. ઠાકોર હા, ના. હા, ના. કરતો ઘસડાઈ તણાઇને બેઠો અને તેના કહ્યા મુજબ અમે માર્ગ ધર્યો. બાપે છુટા પડતી વખતે દીકરાને ધીરજનો સંદેશો સંભળાવ્યો અને ગરીબ બિચારો છોકરો પણ હથેલીમાં પડેલી અણધારી દોલત જોઇ શાંતિ ધરી આધીન થયો.

આ ભોમ્યો અમને સારાં જેવાં ગામ આગળ લઇ ગયો પણ મોટર ગાડાંની ગધેડમાં હંકારવી પડી, જેમ કરતાં બીજા

કેટલાક કલાક નિકળી ગયા. ગામમાં તલાશ કરતાં માલમ પડયું કે ડોસાની બાતમી ખરી હતી. તેથી ઠાકોરને સાથેજ લઇ દીવાલ્યા નામના ગામ આગળ જ્યાં નદી છાલકી હતી ત્યાં ચલાવ્યું. કાળજીભરી ખંતથી મોટર હાંકતાં દીવાલ્યા ઉપર આવી લાગ્યા. રખે વળી અહીં પણ દેવાળું નિકળે? ના, અહીં એમ હતું નહિ. નદી અહીં ઘણી છાળકી હતી. ઝાડની છાંયામાં જ્યાં ઠંડો પવન ફુંકતો હતો ત્યાં જઇ અમે થોભ્યાં અને વિસામો લઈ દેશનું અવલોકન કર્યું. ટુંક વખતમાં અમારી આસપાસ ચોતરફ ફરતું નાના મોટા બાઇ બાવડાઓનું મોટું જેવું ટોળું થયું અને સર્વ ભુત-ગાડીની તપાસ લેવામાં રોકાઇ ગયાં. તે આપબળે કેમ ચાલતી હતી તે તેઓની અક્કલ પ્રમાણે પોતપોતામાં સમજાવી રહ્યાં હતાં.

સર્વ નાનાં છોકરાંઓને પૈસો પૈસો વહેચી આપ્યો જે જોઈ અમારા ભોમ્યાના મુખમાં પાણી છુટતાં હતાં. પોતે અમારે માટે કેટલો ભોગ આપ્યો હતો તે અમારા કાન ઉપર નાખવા થકી બીજાઓ આગળ પોતાની મુશકેલીઓ દરશાવતો હતો. પણ ડોસાની કરામત એનેજ ભારી પડી.

ભુત-ગાડીમાં બેસવા મળવાની લાલચ ભારે હતી તેથી ડોસાની અગવડ દુર કરવા બીજા કુટકળ્યાઓ નિકળી પડયા પણ ઠાકોર તો જાણે મોટરના દરવાજા સાથે ચોંટી ગયા હોય તે પ્રમાણે ત્યાંથી ખસ્યાજ નહિ.

અમને પણ એવુંજ જોઇતું હતું. આ માણસને સાથે લેવામાં અક્કલ ઘણી સારી વાપરી હતી. એના વગર અમારી મુશકેલીનો કાંઇ પાર રહેતે નહિ. લોક એટલા બિહિકણા હતા કે જો રસ્તામાં મદદને માટે જો કોઇને બોલાવ્યો તો તે અમને જોઇ નાસવા માંડતો. તેમા જો હેઠળ ઉતરી હાથ લંબાવી બોલાવ્યો તો

પછી થઇજ રહ્યું. કાંઇ પુછવુંજ પડે નહિ. પાછળ જોતો જાય અને લાંબી ફલંગ મારી જીવ લઇ આગળ નાસ્તો જાય.

અમે સર્વએ તૈયાર થઇ મોટરમા જગ્યા લીધી. ઠાકોર પણ ગોઠવાઇ તેમા બેઠા. સર્વે ઉભેલાંઓએ જરા જરા મોટરને હાથ લગાડી તેની મજાહ ચાખી લીધી અને હળવેથી અમે નદી ઓળંગવા તેના પાટમાં ઉતર્યા, અને સેહેલથી તેનાં થંડાંગાર પાણીમાંથી પસાર થઇ ગયાં; ભોમ્યાના બોલમાં ભુત–ગાડી નદી તરી ગઇ, નદીમાંથી મોટર તરાવવા બસ નાનો સુનો બાર માઇલનો ચકરાવો ખાધો હતો. હવે દીવાલ્યા ઉપર હેવાળું કેમ નિકળ્યું.

સામી પારે ઉપર ચઢતાં ભારે ગધેડ આવી. મોટર પુર ઝડપે છનછન કરતી આપબળે ઉપર ચઢતી હતી તેટલાંમાં ગધેડની વચમાંનો ઉંચો ભાગ મોટરની તળેના મધ્ય ભાગ સાથે સખ્ત રીતે લાગી રહ્યો. પૈડાં જમીનથી અલગ થઇ મીની-ટના બારસો ચક્કર ખાવા લાગ્યાં. અકસમાત શું બન્યો હતો તેની ખબર તો મને તરતજ પડી. મોટરને આગળ પાછળ લેવાના સર્વે પ્રયત્ન નિશફળ નિવડયા ત્યારે ભારે દુઃખ સાથે બેઠક છોડવી પડી. એકતો માર્ગની કંગાળ હાલત અને બીજું તો આ જાતની વખતની બરબાદી. મોટરનાં એન્જીન તળેનું ચેમ-બરનું કેસીંગ, ગીઅર બોક્ષ અને ડીફરનશીઅલ એ ત્રણે સંપૂર્ણ ગધેડ ઉપર ચઢી ગયા હતા. લોકો એકવાર પાછા ફરી વળ્યા. અહીં એક પૈસાનું દાન ઠીક કામે લાગ્યું. તેઓ સર્વ કામે લાગી પડયા. સર્વેએ મળી મોટર ઉચકવાનો પ્રયત્ન કર્યો પણ મોટર ઉપર વજન અને વળી એનો પોતાનો નાનો સુનો વજન એટલે તે ત્યાંથી એક તસુભાર પણ ચસકી નહિ. ઠાકોર તો રખેને એને ગોળીથી વિંધી નાખવામાં આવે કરી ગભરાટમાં પડયો, અને મોટરને આવી મુશકેળીમાં લાવી નાખવા માટે આજીજી કરી રડવા જેવો ચહેરો કરી ક્ષમા પર ક્ષમા માંગવા લાગ્યો. તે બે

# ઉદેપુરથી નિંબાહારા.



ઉદેપુરથી પાછા વળતા નિંબાહારા તરફ રસ્તો હતો નહિ પણ ચાહોમ જે થાય તે ખરૂ કરી જોકાવ્યું. મોટર તો લોખંડની હતી કરીને કીર્તિ સાથે કામ બજાવ્યું પણ મનુષ્યનું શરીર લોખંડનું નહિ હોવાને લીધે તે હાંકતા હાંકતા થાકી ગયું.

જડબાં કેમ, બેઠા આ ચિત્રને જોઇ;
ન રસ્તાંમાં હતું મદદમાં કોઇ,
જતાં માથાની ખોપરીને ડાચાં અફડાઇ
પથરાની પાળ પરથી પડતાં પટકાઇ
નિંબાહારા પુગતાં ગયા અકળાઇ
યાદ આવતાં નાખુ આ દિનતુલ હાઇ! હાઇ!

ઉદેપુરથી નિંબાહારા.



ફસી પડેલી મારી મંગલી મોટર.

હાથ જોડી બચ્ચાંની માફક રડી કકળી બોલ્યો કે માહારાજ બીજો માર્ગ હતો નહિ એટલે તેણે આ માર્ગ સૂચવ્યો હતો. મનમાં તો હું સર્વ સમજતો હતો પણ ઉપરથીજ જરા દમમાંજ રહ્યો કે એમ કરવે કામ જલદી થશે. પણ રખેને તે પોબારા ગણે માટે કરીને એની ઉપર ગ્રેહાઉંડની તીક્ષ્ણ નજર રાખતો હતો. હજારો માઇલની સફરમાં હથીઆરની જરૂર પડી હતી નહિ તે હવે કામે લાગ્યાં. છીણી હથોડી લઇ ઠાકોર હવે ઉતાવળમાં મોટર હેઠળ ઘુસી ગધેડ ખોદવા પડયો. બધાના હાથમાં જે જે હથીઆર આવ્યાં તે લઇ કામે લાગ્યાં અને છૂટથી તેનો ઉપયોગ કર્યો. આખરે દોઢ કલાકની વારા ફરતી સૌની સખ્ત મેહેનત પછી મોટરને છુટી કરી શકયા.

સપડાઇ ગયલી મોટર છુટી થઇ એટલે તે પોતાની મેળે ઢોળાવ ઉપરથી પાછી હઠવા લાગી જેમ કરતાં એક બે જણા જેઓ મોટર હેઠળ પડેલા હતા તેઓની ગરદનને તેના પોલાદી વજનનો સ્વાદ ચખાડયો. નદીમાં પાછા ઉતર્યા અને ત્યાંથી ઉપર ચઢવાનો બીજો કોઇ માર્ગ શોધવા માંડયો. ઢોરોને ઉપર ચઢવાનો માર્ગ હાથ લાગ્યો અને તે જગ્યાએથી ચઢવા માંડયું. ચઢાવ ઘણો સખ્ત હતો અને વળી તેની સાથે વાંકી-ચુંકી વલાણ પણ હતી. અથાગ જેહેમત પછી ઘણી તદબીરે તેની ઉપર પણ આયન્દે વિજય મેળવ્યો.

સૂર્ય સખ્ત રીતે માથાં ઉપર તપતો હતો જેથી જુદા જુદા પ્રદેશનાં પીધેલાં પાણી બધાના ભાગનાં અહીં સામટાં ચામડીમાંથી બહાર આવતાં હતાં.

આટલી હજારો માઇલની સફરમાં આ મારો પેહેલોજ બેપરવાઇનો દાખલો હતો, જે ભુલ માટે વેઠવું પણ એટલુંજ સખ્ત પડયું હતું. ઘોળાયલાં દુધ ઉપર રડવામાં સાર નહિ એટલે અમારી મદદે આવેલા સઘળા માણસોને છુટથી દાન આપ્યું;

અને તેઓના આશીષ લઇ બરબાદ થયલા વખતનો ખંગ વાળવા ઉતાવળે ત્યાંથી ચાલુ મુકયું. જ્યારે મોટરે પોતાની અસલ ઝડપ દેખાડી ત્યારે દુ:ખી દિલ શાંત પડયુ અને પાછળો વખત ભુલી જઇ આવતા વખતની યાદ ધરી ને જેટલા જોસમાં વધાય તેમ વધવા માંડયું. રસ્તા કાંઇ હતા નહિ કે મોટર વીસ માઇલની ઝડપે વધી શકે, પણ જ્યારે કલાકના આઠ દશ માઇલ કરતા ત્યારે અમને અમે નસીબવંતા સમજતા હતા.

ઠાકોર તો આ મુશીબત તેમની કાળજીથી પસાર થયલી જોઇ મોટરમાં બેઠા બેઠા મગન થતા હતા. નજર નાખે મારા ચામડાંનાં મોજાવાળા હાથ ઉપર અને વળી વાંકા વળી તપાસે પૈડાં પણ તે બે વચ્ચેનો સબંધ સમજી શકે નહિ. પોતાના જેવા બીજા રસ્તા ઉપરના જાનવરને જોઇ તેમનાથી હસી હસી દેવાતું હતું.

ઠાકોરનું હસવું કાંઇ ઝાઝો વખત ટકયું નહિ. સામે બીજી નદી આવી લાગી. “કાળી કુતરીને કાને કીડા એક મુકી તો બીજી પીડા” વળી આ ગધેડ આગળ કરતાં પણ વધુ ઉંડી હતી. હજુ લાંબી મજલ કાપવાની હતી અને વખત હાથમાં કાંઇ બાકી હતો નહિ. થાક સખ્ત લાગી હતી. વળી માર્ગ તદન કંગાળ હતા. તેની સાથે વળી ભવિષ્યની કાંઈપણ ખાતરી હતી નહિ; જેની અસર મન શાંતિ ઉપર વિશેષ થતી હતી. દિવસ લગભગ ખલાસ થવા આવ્યો હતો અને હવે જો મોટર ગધેડ ઉપર ચઢી તો પછી જાણવું કે બાર વાગ્યા. આગળ પડી ગયલી વિપત્તીએ કેટલેક દરજ્જે મને જરા અસ્થિર બનાવ્યો હતો ચોર ચોરી કરવા નિકળે ત્યારે ગધેડું ભુંકે તો તે શુભ ભવિષ્ય ગણે પણ જો કોહલું રડે તો તે અપશુકન ધારી પાછો ફરે. અરે હું પણ જ્યારે સવારે ઉદેપુરથી નિકળ્યો ત્યારે કાંઇ કોહલું

રડયું તો હતું નહિ? જો મેં તેનો ભાગ્યહીન સાદ સાંભળ્યો હતે તો મોટર પાછીજ ફેરવતે.

આ સંકડામણના વખતમાં મગજ શાંત કરી ફરીથી ભુલ ન થાય તે માટે ધ્યાન ચલાવ્યું. ત્યાં કાંઇ પડી રહેવાય તેમ તો હતુંજ નહિ, અથવા મદદે કોઇ આવે તેવો પણ સંભવ હતો નહિ. એકવાર ફરીથી નદીમાં ઉતરવા માટેના રસ્તાની સર્વ તરફ ઝડતી લીધી પણ કોઇ ઠેકાણેથી મોટર ઉતરી શકે એવો ઢાળ હતો નહિ. બેઉ બાજુના નદીના કિનારા સીધી ભીંત સમાન ઉભા હતા, અને તેમાં ઉતરવાનો માર્ગ આજ ગધેડથી હતો.

ઠાકોરની અક્કલ તો ઉડી ગઇ. તેને તો ઉતરી મોટર છોડી નાસી જવા માંડયું. પણ મેં તેને શાંત પાડયો અને બક્ષીસ લઇનેજ જવાની દમદાટી કરી. તેને બક્ષિસ અને મોટરની મજાહ કરતાં મારો ક્રોધ ખેંચી લેવાની ધાસ્તી વધુ હતી. આવા બિકટ કટાકટીના નિરાશીભર્યા વખતમાં પણ મેં સાધનની નાદારી નોંધાવી નહિ. નદી કિનારે જઇ સૂર્ય તરફ મ્હોડું કરી અંદેશો કરતો ઉભો. જાણે આદિત્યે મને હુકમ કર્યો હોય તે પ્રમાણે તેની સુચના હૃદયમાં લઇ તે ફરમાનથી સજ થઇ પાછો મોટર તરફ ફર્યો. બસ મને લાગ્યું કે નદીમાં દાખલ થવાનો માર્ગ મને મળ્યો હતો. છોકરાં બચ્ચાંઓને મોટર છોડવાનો હુકમ કર્યો. ગધેડનો માર્ગ મોટરે પણ છોડયો અને તેનાં મથાળાં ઉપર જે પાળ હતી તે ધરી. પાળ તો માત્ર મોટરનાં પૈડાં જેટલીજ પોહોળી હતી; એક બાજુ જો તે ઢળે તો પથ્થર સાથે અથડે અને જરાક જો બીજી ગમ ઢળી તો ગધેડમાં પડે. પાળને ઠેઠ નાકે મોટર લાવ્યા, કે જ્યાં ભીંત જરા ઢાળાવવાળી કહી શકાય ત્યાં ખુદાનું નામ અને સૂર્યની મદદ માંગી એકદમ આ વાંકીચુકી જોખમભરી કિનારી ઉપરથી નીચે નદીમાં મોટર સાથે નખાવી દીધું. વળી આ

જગ્યા પણ એક બાજુ ઉંચી અને તેની સામેની બાજુ ખાડાવાળી હતી એટલે તે ઉઠલાઇ જતાં સહેજમાં બચી.

હું અમેરીકન ફેશનમાં આપઘાત કરતો હોવું અથવાતો સિનેમાની ફિલ્મ માટે ખેલ કરતો હોવું તે પ્રમાણે આ કઠણની કિનારી ઉપરથી પવનને વેગે ડુબકી મારી નીચે નદીને તળીએ સુકી જમીન ઉપર અફડાઇ ઝીકાઇ મોટર સાથે પડયો. વળી પડતી વખતે એક ઉંચી જગ્યાની મોટરનાં પૈડાંને ચોટ લાગવાથી તે લગભગ ઉઠલાઇ ચુકી હતી. પાછળના ભાગે તો પુરેપુરી ફેર મરડી હતી, માત્ર આગળનોજ ભાગ બાકી હતો.

જે તરફ મોટર ઉઠલાતી હતી તે તરફ સ્ટીયરીંગ વીહીલ મારાં સઘળાં જોરથી—અરે ધાસ્તીના માર્યા રાક્ષસી જોરથી ફેરવી નાખી આ ઉઠલાઇ ગયેલી મોટરને ઠેકાણે લાવવા નસીબવંત થયો. મામલો તો ગરદનનો ખુર્દો અને વિમાવાળાને બળાપામાં નાખે એવો થયો હતો. મોટરમાં ભારે વજન અને આગળાં ચાક ફેરવી નાંખવાની તદબીરે હોનારત થતી બચાવી હતી.

એક વેળા હેઠળ પોંહોચ્યા એટલે બસ. નદીનાં પાણી તો બિલ્લસભર હતાં તો પણ તેમાં મોટી નાની માછલી જોવામાં આવતી હતી. જગ્યા તો ખરેખરી સેહેલ કરવા જોગ હતી, પણ અવસર એવો આવી લાગ્યો હતો કે સહેલ ભુલાઇ ગઇ હતી અને સ્વર્ગ કે દોજખનું કાંઇ ભાંન રહ્યું હતું નહિ. સફર તો હજી ઘણી બાકી હતી અને દિવસ તો ભરાઇ ચુકયો હતો. સેહેલ સુગલ સર્વે વિસરાઇ ગયા અને માર્ગનુ સંકટ અને ચિંતા શિવાય કાંઈ બીજું દેખાયું નહિ. ગઇ ગુજરી ભુલી જઇ મોટરમાં ખુર્દો પાછો ભરી લીધો અને આગળ વધવા જતા હતા તેટલામાં સામે પારની યાદ આવી.

સામે પારની હાલત માટે અગાઉથી વિચાર કરવાનો હતો, જો સામે પાર પણ એમજ હશે તો પછી કેમ થશે, પછીતો છટકાંમાં સપડાયલા ઉંદર જેવો હાલ થાય. કાળી કાજળ સરખી ઝમકતી રોશન રાત દિલસોજ હેવાનના સંસ્થાન મધ્યે, આ ખાડારૂપી આરાસ્તે નગરીમાં જંગલી જાનવરની મીઠી સોબતમાં ભાગ્યા હાડકાં પાંસળાંની પુરી સલામતી સાથે નચિંત જીવે ઉંઘાઇ નિરાંતે કાઢવી પડશે.

પેલે પાર બીજી ગધેડ હોય નહિ તો સારૂં, અહીતો માણસ પણ હતાં નહિ કે મદદે આવે. સારે નસીબે ચઢતી ગધેડની બેઉ બાજુએ થોડી થોડી છુટી જગ્યા હતી, જેનો વપરાસ કરી તેમાં નહિ પડતાં આ છટકાંમાંથી થોડાક દાવપેચ રમી છૂટવા પામ્યા.

હવે નાસવા શિવાય બીજું કાંઇ કરવાનું હતું નહિ નિમબાહારા તરફ ગયલાં ગાડાંનાં ચાકની નિશાણી જોવામાં આવતી હતી એટલે તે તરફ પુર ઉલટમાં હાંકવા માંડ્યું. હવે ઠાકોરને છૂટા કરવામાં કાંઇ હરકત હતી નહિ. તે પણ ઘેરાઇ રહેલાં પશુપક્ષી માફક છૂટો થવાને તલપી રહ્યો હતો. છેલ્લે છેલ્લે મોટરની મજાહ બેસ્વાદ થઇ પડવાનાં ચિંન્હ તે દેખાડતો હતો. પણ વંશપરંપરાથી તાબેદારી કરતો આવેલો એટલે મોઢું ખોલી બોલવાની હિમ્મત તેનામાં હતી નહિ.

કેમ ઠાકોર જાવો છો કે? આટલા શબ્દો હોઠ ઉપરથી બહાર પડે તેટલાં તો ઠાકોર તુટી પડયા અને એક પગ મોટર બહાર લટકાવી મુકયો. મોટર મુશકેલીથી ભારે ઉતાવળમાં થોભાવવી પડી. એની ઉતાવળ ઘણી રમુજી હતી. એના હાથમાં કાગળના રૂપીઆની જગ્યાએ ચાંદીનો ચળકતો નવો રૂપીયો મુકયો. જોઇ લેઓ એની આંખનું તેજ! આંખ ઉંચકે ને પાછો રૂપીઓ જુએ. એનો હરખ ધર્યો ધરાયો રહ્યો નહિ. હસી બે હાથ જોડી

મને નમન કર્યું. એને તો આખા મહિનાનો પગાર થોડા કલાકની મોટરની સેહેલ સાથે મળી ગયો હતો. એ હાથની સલામ જાણે પુરતી ન હોય તેમ તે મોટરની બાજુમાં ભોંય ઉપર બેઠો અને ફુટબોર્ડ ઉપર કપાળ લગાડી નમસ્કાર કર્યો અને પુર ઉતાવળમાં તેની લાકડી જમીન ઉપર ટેકાવતો ટેકાવતો પગ ઘસડી આંચકા ખાતો ઉતાવળે ચાલવા લાગ્યો.

અરે નિમબાહારા તારા નામમાં જેટલી મીઠાસ હતી તેટલો તીખાસ અને કડવાસ તારા માર્ગમાં અમે ભોગવ્યો. મોટર તો ફુટબોલની માફક ઉછળતી હતી. જો કલાકના ત્રણ કે ચાર માઈલ કાપી ધીરજ પકડયે તો કાંઈ તે સ્થિર રહી શકતી હતી પણ તેમ કરવું અશકય હતું. વખતની કોતાઈને લીધે ઓછામાં ઓછા દશ કે બાર માઈલ કરવા પડતા હતા.

મોટરમાંના જીવડાઓ જેઓને રોજ બે ત્રણ કલાક ઉંઘ ખેંચવાની તબેહ પડી હતી તેઓની બપોર આજ હરામ થઈ હતી. તેઓએ પણ મારી અગવડો અને જરૂરીઆતોમાં હિંમતભર્યો ભાગ ભજવ્યો હતો.

પૃથ્વી હસ્તિમાં આવી તે વેળા જે મોટો ધરતીકંપ થઈ બળતો રસ જવાળામુખીનાં મ્હોડાંમાંથી બહાર નિકળી પડ ઉપર પડ ચઢઉતર પગથ્યાં માફક પંથરાઈ રહ્યો હતો તે અમને હવે હમણા અહીં મળ્યો. તેની ઉપર ઉછળતાં, આંચકા ખાતાં, અફડાતાં ઝીકાતાં, મદારી ડુગડુગ્યું વગાડી વાંદરા નચાવે તે પ્રમાણે નાચતાં મોટરના અવાજ સાથે રસ્તો કાપ્યા જતાં હતાં; આજેજ જાણવાનું મળ્યું હતું કે પૃથ્વી આટલી બધી ખડબચડી હતી.

મેં તો હારા ને નિમબા હારા મેં તેરેસીજ હારા. શું નિમબો જમબો તેનાથી હાર્યો હશે કે તે ઉપરથી એનું નામ નિમબાહારા રાખ્યું હશે?

પ્રવાસ જમીનની સપાટી પ્રમાણે જેમ બને તેમ ઉતાવળે કરવા માંડયો.

સીતમાંબાદ છોડયું અને આફતાબાદમાં આવી પડયા પણ હિમ્મતાબાદને વળગી રહ્યા. હવે તો મોટા મોટા બહાર નિકળી આવેલા ધાર સાથના દુષ્ટ પથ્થર અને પોહોળી ચપટી લાદીઓ ઉપરથી પણ મોટરને બેદરકારીએ હાંકવા માંડી, કારણ વખતની કદર વધુ હતી. કાંટાવાળા થુવર અમને માર્ગમાં હેરાન કરતા હતા. આ મકિસવોળાજ થુવરનાં વનની એક પાંખ હતી. તેઓથી બચવા અહીંથી ત્યાં રસ્તો કરતાં એટલા તો કાયર થઇ ગયા હતા કે આખરે તેનો કાંઇ પણ ઇલાજ શોધવાની જરૂર જણાઇ.

જરમન યુદ્ધમાં યેપર અને યેસરની લડાઇ વખતે બ્રિટીશ ટેન્ક વડે કાંટાવાળા તારનાં દોરડાં અને એવી બીજી અનેક નડતળ તોડવાની યુક્તિની મને યાદ આવી અને તે પ્રમાણે મેં પણ છુટા છવાયા થુવર્યા અને દુખ દેતા કેકટસના ફાંફડા જે આ ઉજ્જડ રસ્તામાં ઉગી નીકળ્યા હતા તેની સાથે ગોધા લડાઇ ચલાવી. મોટરના ધક્કા સમેત તેને જમીનદોસ્ત કરી પૈડાં તેની ઉપરથી ચલાવી જઇ તેના નબળા કાંટા કરકર કરતાં કચરી નાખી એ પ્રમાણે માર્ગની હરકત તોડી જોસભેર આગળ વધવા માંડયું. આ સફાઇ આગળ જતાં કેમ આડી નિકળી તે હું નિમચમાં દરશાવીશ.

આ કઠણ કિનારીવાળા પથ્થરની લાદીવાળી સડક ઉપરથી આંચકા હીલા ખાતા ફુટબોલ સમાન ઠોકરો ખાઇ ઉછળતા, થડાથડ માથાંની તાળકી હુડ સાથે શેકતા, પણ નફટ નાકે હસી મન વેરી ગમત લેતા, વેરાઇ વિખરાઇ ગયલી અવસ્થામાં સફર કરતા ચાલ્યા. વારંવાર "માને નહિ માબાપનું તો તેના આ હાલ" એ શબ્દો જીભ ઉપર પોતાની મેળે આવતા

હતાં પણ વળી મ્હોડાં ઉપર તમાચો મારી લાલ કરી તેમાં શું થયું, આમાં પણ મજાહ છે એમ કહી સધ્યારો લેતા હતા.

નિમબાહારા નજીકમાં હોવાનાં કાંઇ ચિન્હ દેખાતાં હતાં નહિ. સૂર્ય પણ હેઠાણમાં આવી લાગ્યો હતો એટલે રાતના પડાવ માટેની મારી ચિંતા વધતી જતી હતી. સવારથી એક પણ ઘડીની ફુરસુદ વગર મોટરનાં મુશકેલ સુકાનનો હવાલો હાથમાં ચાલુજ હતો. જ્યારે મોટર અટકાવવી પડે ત્યારેજ ફરજ્યાત તે છોડવો પડતો હતો. ત્યારે પણ જીવને આરામ કે આસાંએશ જેવું હતું નહિ. કપડાં ધોતા જેમ ધોબી પછાડે તે પ્રમાણે માર ખાઇને હાડકાં પાંસળાં નરમ ઘેંસ જેવા થઇ ગયાં હતાં. ખભાંઓને ખરેખર આરામની જરૂર જણાતી હતી. ઓ બળવંતા ઇશ્વર બાપ, અમારા કષ્ટ જરા તું માપ, જેથી દુઃખનું તારણ થાય, અને મુર્ખ માનવીનું માન જળવાય.

આ સર્વે સંકટ છતાં ફરજને પેહેલે દરજ્જે મેળવામાં આવી હતી અને માઇલ પછી માઇલો આજ કિસમની ઉંટ ઉપર અફડાતી કસરત સાથે પસાર કરતા હતા. આ અખાડાનો છેડો આવેલો જોવાને કાગને ડોળે વાટ જોતાં હતાં નિમબાહારા કેટલા માઇલ છે એ રસ્તાના વટેમાર્ગુને પુછતાં એકજ જવાબ મળતો કે તે પાંચ કોસ ઉપર છે, ચાહો તેટલી સફર કરો, ચાહો તેટલો માર્ગ કાપો ને પુછો તો તેનો એકજ જવાબ કે "પાંચ કોસ." આ પાંચ કોસના જવાબથી મ્હોડું ઉતરી જતું તો પણ સધ્યારો લેતા કે જેટલો માર્ગ કાપ્યો તે કાપ્યો, હવે ચાહે તો પાંચ કહો કે દશ કહો.

સૂર્યના અસ્ત પામવા સાથે ચોઘડયું બદલાયું. નિમબાહારાની જુની ગમગીન તુટી પડેલી ડાકણ જેવા દાંત દેખાડતી કોટની દિવાલ ધુળ અને ધુમાડા વચ્ચે નજરે પડી. બે માઇલ ઉપર હોઇશું તેટલે પણ વટેમાર્ગુને નિમબાહારા પુછતાં તેને

પણ પાંચ કોસ જાણે કોઇએ ભણાવી રાખ્યા હોય તે પ્રમાણે દેખાડયા હતા. આ પાંચ કોસની વાત ઉપર કાયર થઇ મીડું વાળી અમારી મુશકેલ ફરજ ઉપર મંડયા રહ્યા હતા.

દુષ્ટ દોસ્ત ઉપર એકાએક નજર પડી; જોકે તેનો દેખાવ ડાકણ જેવો હતો તોપણ તેને જોઇ ખુશી થયા અને ધીરજ આવી. સારા વખતની આશામાં રાહત મળતી ગઇ. ભરતપુર અને ચિતોડના રસ્તાને તો હજાર હજાર ભલાઇ હતી. આ તો દેવસ્તાન દેવ નિકળ્યો. ઉપલા રસ્તાની સરખામણીમાં તો આ જવાળામુખીમાંથી અમે પસાર થયાં હતાં.

મારી મંગળી મેં તો માત્ર તને હાંકીનેજ મોટાઇ લેવાનાં ફાંફાં માર્યાં પણ તારાં પરાક્રમ આ રાક્ષસી નડતળવાળા માર્ગને માહાત કરવામાં કેવાં હશે તે તો હુંજ તને હૈડે લગાડી કહી શકીશ. હરકત કરતી પીડાઓ, સંકટ અને નડતળ તેં કેવા તુચ્છકાર સાથે વશ કરીને તેં તારાં શાંત પણ જબરદસ્ત બળની શક્તિ અચુક બતાવી આપી. રસ્તાની નડતળો ઉપર સર્વોપરીપણુ બેસાડવામાં તારી ઉપર જે ઘાતકીપણું ગુજરતું હતું તે મારી ઉપરજ ગુજર્યાં બરાબર સમજી તારે માટે લોહી બાળતો હતો.

નિમબાહારાના નવાબી ગામની પાદરે જયાં બે રસ્તા છુટા પડતા હતા ત્યાં થોભી એક પીળા ફટકાવાળાને નિમચ તરફનો રસ્તો પુછયો.

# પ્રકરણ અઠાવીસમું.

**નિમબાહારાથી નિમચ, કિરતારે સાંભળેલી અરજ.**
**વાટની ચાલુ હરકત નદીનાં પાણીની સરજત.**

દુઃખ ઉપર ડામ આ કસાઇએ લાગલો નિમબાહારાથી ચિતોડનો રસ્તો દેખાડી દીધો વખતની બરબાદી થાય નહિ કરી ઉતાવળમાં તે તરફ ચાલુ મુકયું. સારાં નસીબે એક બીજા શખ્સને પુછતાં થોડાજ વખતમાં અમારી ભુલ તેણે ભાંજી અને ખરે રસ્તે ઉતાર્યા, નહિતો એક વખત ફરીથી ચિતોડની સહેલ કરતે. નિમબાહારામાં રેલવેનાં દર્શણ ઘણે વખતે થયાં જે જોઇ મોટો સધ્યારો મળ્યો.

અહીં નિમચ માટેની તળાશમાં કોઇએ જણાવ્યું કે વાટમાં નદી હતી અને તેમાં પાણી હતું. આ ખબર ચમકાવનારી હતી. અમે તો તે સાંભળી ભડકી ગયાં. ભલા આદમીએ આપેલી આ બાતમીએ તો અમારાં મન ઉચાટ બનાવ્યાં. કદાચ બિચારાને એવો ખ્યાલ હશે કે પાણી જોઇ મોટરને હાઇડ્રોફોબ્યા થઇ આવતો હશે.

આ ખબરમાં વજુદ કેટલી હશે તે નક્કી કરવા પુર ગંભીરતામાં ત્યાંથી ઉતાવળમાં તરતજ નિકળ્યા. રસ્તો તો ત્રીજા વર્ગનો મળ્યો તેની ઉપર પણ શુક્ર ગુજારી, વીસ માઇલની ઝડપે ખંતિલી સફર ચાલુ કરી.

નદી આવી લાગે એટલો વખત તો જીવ અધ્ધર થઇ ગયો હતો કે રખેને મંગલવારની નજીકમાં જે ઉંડી નદીની ખબર

મળી હતી એવી કોઇ નદી નિકળી આવે. આખરે નદીની સામે આવી લાગ્યા. દેખું તેમાં તો પાણી માત્ર બિલ્લસભર હતાં જે ટાયરનેજ લાગી રહે એટલાંજ હતાં, ને જેનો લાભ હંમેશાં ટાયર્સ મેળવવાને ઇંતેજાર રહેતાં હતાં. પણ અહીં બીજી આફત સામે દેખાઇ તે આ ગધેડની હતી, જે જોઇ વળી નવી ફિકર પેદા પડી.

આ તરફની નદીઓનો સણગાર દેખું આ ગધેડોજ હતી. અમે પુષ્કળ નદીઓ ઓળંગી હતી તેની બેઉ બાજુની ચઢાણ અને ઉતરાણ નાની મોટી ગધેડમાંથીજ હતી.

સારે નસીબે આ નદી ઉપર ચઢાય ઉતરાય એવી બીજી ઢાળો બાજુમાં પુષ્કળ હતી, જેનો વપરાસ કરી નદી સેહેલથી ઓળંગી ગયા.

આટલી થાકેલી હાલતમાં જો અહીં વધારે ખટખટ હતે તો નિમબાહારા પાછા ફરી વેટીંગ રૂમમાંજ રાત પસાર કરવી વધુ પસંદ કરવા જોગ થઇ પડતે.

અત્યાર સુધીમાં શ્રમ ખેંચી જેટલો રસ્તો કાપ્યો હતો તે પુરતો હતો અને કાંઇક વધુ કરી બતાવી કીર્તિમાં વધારો કરવાની કાંઇ જરૂર હતી નહી તેમજ શકિત પણ હવે રહી હતી નહિ.

સૂર્ય અસ્ત પામ્યો હતો તો પણ તેના કિરણ અમારી સેવામાં હાજર હતાં જેનો લાભ લઇ આ ચિલા પડી ગયેલા રસ્તા ઉપર ઉતાવળમાં સરળ ઉડવા માંડયું. આ ચિલાવાળા માર્ગની ખુબી વળી એ હતી કે જો મોટરનું સુકાન ધર્યું હોય નહી તો પણ તેમાં તે સીધી ને સીધી ચાલી જતી હતી. પણ જ્યારે વચમાં કાંઇ નાની પાણીની નેહેર કે મોટાં ઝાડનાં મુળ્યાં આવી જતાં હતાં ત્યારે તે અફડાઇ ઝીકાઇ પછડાઇ પડતી હતી. તેની સાથે અંદર અમારો શો હાલ થતો હતો તે લખવાની કાંઇ જરૂર નથી.

અંધારામાં આ માર્ગ જોખમ ભરેલો થઇ પડશે, એટલા માટે નિમચ જેમ બને તેમ વેહેલાં પોંહોંચવાની દરેક કોશીશ ચાલુ રાખી હતી. દરેક મીનીટે કેટલો રસ્તો હું કાપતો હતો તેની ઉપર ઘણી કાળજી ભરી અચુક નજર ચોંટેલી હતી. વળી તક મળતાં વધુ ઝડપે પણ હાંકતો હતો. સમીસાંજ થઇ ચુકી હતી અને સૂર્યનાં કિરણોએ પણ આસરો આપવો બંધ કર્યો હતો તેથી તેની સામેની શક્તિનું જોર વધવા સાથે દ્રષ્ટીને વધુ ખેંચવી પડતી હતી.

રસ્તા જે હાલતમાં હતા તે ઉપરથી રાતને વખતે સફર કરવી મોટર માટે ભારે જોખમ સમાન હતું. આવા ચિંતાતુર વિચારોમાં લક્ષ રોકી વમાસણમાં માર્ગ કાપ્યો જતો હતો.

ફિરસ્તાઇ હાથ ફરી વળ્યો. દુરથી હોર્નનો અવાજ સાંભળી રસ્તાની બાજુની ચોકીમાંથી ચોકીદાર ઉતાવળમાં બહાર નિકળી આવ્યો જેની બાજુએ મોટર ધીમી કરી હું થોભ્યો. તે બોલ્યો કે "ગ્વાલ્યરકી સડક ઇધરસે શુરૂ હોતી હય. સડક નવી બની હય ઓર નિમચ આઠ કોસ હય." અરે વાહ! આ દૂતના મીઠાં વચનો સાંભળી ચેહેરો મગન થયો, તેની ઉપર લાલી સુરખી આવી; કપાળ ઉપરની કરચળી હેઠી પડી, થાક દફે થઇ ગઇ. બેસી ગયેલાં છાતીનાં પાટયાં ખીલ્યાં અને દમમાં ખુશનુમાં હવા ખેંચાવવા લાગી. પગમાં જોર આવ્યું એક્ષલરેટર દાબ્યું, અને મોટર ચાળીસ માઇલની ઝડપે ઉછળી.

અકકલતો સમજાવતી હતી કે હવે કાંઇ ઉતાવળ કરવાની જરૂર નથી; પણ આકળું ઉતાવળ્યું મન તે કાંઇ માને નહિ. આવો થારી જેવો રસ્તો આખા દિવસના સખ્ત ત્રાસ પછી અત્યારેજ મળ્યો હતો. વખતના વહેવા સાથે અને વળી તેટલીજ અધીરાઇ સાથે અમારા અસલ સગા અને આજના યજમાનની અજાયબી વચ્ચે નિમચની છાવણીમાં આઠને અમલે લાવી નાખ્યાં.

# પ્રકરણ અઠાવીસમું.

## નિમચથી મઉ અને ટાંન્કના નામચીન બાણુ.

ખરેખરી ત્રાસદાયક મુસાફરી તે આ હતી. અનહદ મુશ્કેલીઓ ઉપર જીત મેળવી ઘણા જોખમે તે ખતમ કરી હતી. આ પરાક્રમને લીધે કુલણજી બની મનમાં ને મનમાં ગરૂરી સાથે મગન થતા હતા. મ્હોડું હાથ ધોઇ શાંત બેસી કેમ ખુદોં ખીમો થયો હતો તેની તપાસ લીધી. મ્હોડેથી બને તેટલી ડફાંસ હાંકી; પણ શરીર એટલું બધું થાક્યું હતું કે વધુવાર જાગૃત રહી શક્યું નહિ તેથી ખાણું લીધા પછી તરત નિંદ્રાવશ થયા. પણ બે ત્રણ કલાકની ભારે ઉંઘ પછી એકાએક પાછો નિંદ્રાભંગ થયો. ચોતરફ ફરતા ચોકીદારો ભારે બુમબરાડા પાડી ગજબનાક શોરબકોર મચાવી રહ્યા હતા. આ શોરની કલ્પના કરતાં ખુશનુમાં ઠંડી અને તાઝગી બક્ષનારી આબોહવાની અસર હેઠળ ઠાકોર પાછો એને રેઠાણે પુગ્યો હશે કે કેમ તેની યાદમાં ચિંતન કરતાં રાત ક્યાં પસાર થઇ ગઇ તે માલમ પડ્યું નહિ. રાતના વિસામા પછી તંદરોસ્ત જગ્યામાં સવાર તો મીઠી થાક રહિત ખુશનુમાં શરૂ થઇ. જાણે કાળ પોતાની સાથે આગળા દિવસનાં સંકટો લેતો ગયો હોય તે પ્રમાણે બીજે દિવસ તો આગળે દહાડે કાંઇ થયું હોયજ નહિ તેમ શરૂ થયો.

સવારના ચાહપાણી કરી મારી શૂરવિર મોટર ઉપર વાહાલની નજર ફેંકી. જોઇ લેઓ અહીં સર્વ ટાયર્સો બેસી ગયા હતાં. અત્યાર તુલક કોઇ પણ વખતે આવી સંપૂર્ણ એક દિલીથી એકત્યાં હડતાળ પડી હતી નહિ. ચેપર અને ચેસર,

બ્રિટીશ ટૅન્ક અને શુવર; કાંટા અને તેના કુરકુર અવાજ ર
સર્વ અહીં આડું નિકળી ગયું. તતકાળ તેના ઇલાજ લે
માંડયા. નવીને નવી ચાર ટયુબો જે બેઠકની નીચે મુકી હતી
કલાકો અને દિવસો સુધીની ચાલુ સાયલનસરની ગરમીને લી
શેકાઇ જઇ જલેબી જેવી થઇ ગઇ હતી. જુનીજ ટયુબો જે
આટલો સરસ જવાબ આપ્યો હતો તે પાછી વફાદારીથી તૈયા
થઇ અને કામ સફળ થયું.

રાતના ચોકીદારોના શોરબકોરની પુછપરછ કરતાં માલ
પડયું કે નિમચીન નહિ પણ નામચીન કોચીનના સાઉકા
રાતને વખતે ભુલા પડી અવારનવાર કોઇ કોઇ ઘરમાં દાખ
થઇ લોકનો વધી પડેલો બોજો ભલાઇના ભરેલાઓ ઓછો ક
જતા હતા, અને જો તેઓની પુઠ પકડવામાં આવે તો પોતા
સરહદ જે નજીકજ હતી તેમાં ભરાઇ જતા. આ ફિરેસ્તા
ખાસ્યતના નાદર નમુના કોઇજ નહિ પણ ટૉન્કની દરબાર
રૈયતના ઉધરતી ઓલાદના જુવાન અને જોઇએ તેવા પ્રમાણી
નબીરાઓ હતા. તેઓની હાથચાળાકીની ખબર ટૉન્ક પસા
કરતાં અમને પડી હતી જેથી અમે ઘણા ખબરદાર રહ્યા હત

બિજેજ દિવસે નિમચથી નિકળી મઉ જવાના હતા પ
એક દિવસ વધુ થોભી જવાનો ઘણો જરૂરી આગ્રહ અમા
ભલા યજમાને અમને ખરાં અંતકરણથી કર્યો, જે અમે રાજી થ
ખુશી અને ઉપકાર સાથે સ્વિકાર્યો. નિમચ કેન્ટોનમેન્ટમાં આ
સવાર એમ તેમ ફર્યા. તેની ખુશનુમાં હવાની લ્હેજત સા
રીતે ચાખી અને દિવસ પસાર કર્યો.

જ્યારે આરામમાં ખુરસી ઉપર પગ લાંબા કરી બેઠા હ
ત્યારે આગળના દિવસની સફરની હાડમારી યાદ આવતી હ
અને નદી કિનારેની પાળ ઉપરથી મોટર સાથે મારેલી ડુબકી
વાતો ચલાવતા હતા. નિમચમાં આખો દિવસ સુખમાં પસાર કર

અને રાત પણ એવીજ ગુલાબી ઠંડી સાથે ખુશનુમાં પસાર થઇ. સવાર પડતાં નાસ્તો પાણી કરી અમારા ભલા યજમાન અને સગાની ભલી દુવા અને ચાહ વચ્ચે મઉ તરફની કુચ ચાલુ કરી.

મઉ નિમચથી એકસો ને સાઠ માઇલ હતું. પણ રસ્તા એવા સફાઇદાર હતા કે તેની ઉપરનો પ્રવાસ આસાનીથી ખતમ કરવાની દરેક આશા હતી. સુંદર થારી જેવા રસ્તા ઉપરથી મોટર વગર ખડખડાટે સડસડાટ ચાલવા લાગી. આગળા દિવસની કષ્ટ મંજલની સરખામણીમાં તો આ સ્વારી પાણીના રેળા જેવી હતી. તે દિવસે તો અમે સમુદ્રના મોજા ઉપર લાકડાંના ટુકડા સમાન અફડાયા હતા, પણ આજે તો સફર કોઇ પણ આંચકા રહિત હતી. વળી તાળકી ટોચાવવાનો ઓરતો તો આજ એમનો એમ રહીજ ગયો, અને ઉપરથી સાંમે શરીરને શાંતિ અને આરામ મળતી હતી.

આ સડક ઉપરથી ધમધમાટ સીધા ચાલ્યા જતા હતા. ત્યાં એક બાજુમાં ઉંચાણમાં નાળા પાસે એક કપાસનું ભરેલું ગાડું ઉભું હતુ. ગાડાંવાળો પોતાના બેલની આદત જાણી રહ્યો હતો એટલે તેણે જેવી મોટર આવતી જોઇ કે તરતજ ઉતરી પડી આગળ દોડી જઇ બેલને મજબુત હાથે સામેથી ધરીને ઉભો. પણ એનું ઉભા રહેવું કાંઇ કારગત લાગ્યું નહિ. આ અફલાતુન બેલની જોડી ઝટકા સમેત કુદી અને નાળામાં નીચે બેલવાળાને ઘસડતા ધસ્યા. એક પળવારમાં ગાડું ઢાળ ઉપરથી ઉઠલાઇ પડયું અને બેલ ગાડું કપાસ અને માલેક સર્વે લોટતા ત્રિસ ફીટ હેઠળ ચાલ્યા. જ્યારે ઠરી ઠામ થયા ત્યારે કપાસે સર્વેને ઢાંકી નાખ્યા હતા. આ બિચારો જીવતો હતો કે કચડાઇ મરણ પામ્યો તે જોવા અમે થોભ્યા. પણ તે તો તેવો ને તેવોજ આકળો ભુત જેવો કાટમાંથી નિકળી આવ્યો જે જોઇ અમે

આગળ ચાલવા માંડયુ. પેલા રોજના ત્રણ કલાક ઉંઘનાર જેઓ આગળે દિવસે ઉંઘ વગર દોદરાઇ ગયા હતા તેઓએ આજે ત્રણને બદલે ચાર કલાક ઘોરીને ઉંઘ કાઢી.

પ્રદેશ ખુલ્લો એટલે પ્રવાસમાં કોઇ જગ્યાએ ઢીલ થઇ નહિ અને સો માઇલની મંજલ કરી રતલામના કુશાદે સ્ટેશન ઉપર આવી લાગ્યા અને વેટીંગ રૂમમાં આસરો લીધો. ચાહ પાણી પણ ત્યાંજ કર્યાં અને થોડો વખત ત્યાં ફરવા હરવામાં ગાળ્યો. બાકીના સાઠ માઇલની સફરનું બીડું ચાર વાગે એકવાર ફરીથી ઝડપ્યું.

રતલામના રસ્તા ઉપર મોટાં ઉંટનાં ટોળાં ભટકતાં ફરતાં માલમ પડયાં હતાં, જેઓ આખો રસ્તો રોકી મોજ મેળવતાં હતાં, તેને ભડકાવી ગભરાવી પુર ઝડપથી આગળ વધ્યા. દિવસની સફર કરતાં સાંજના નમતા સૂર્ય સાથે આ સફાઇવાલી સડક ઉપરનો પ્રવાસ વધુ પસંદ કરવા જોગ લાગતો હતો. અનેક જાતના દેખાવોથી ભરપુર રસ્તો પસાર કર્યો. નિમચથી પેદલ કુચ કરતી બ્રિટીશ તોપખાતાની ટુકડી રસ્તામાં અમે ઓળંગી ગયા અને એકવાર ફરીથી આગળી તવારીખવાલા મઉમાં આવી લાગ્યા.

આજની ખતમ થયલી સફર કાંઇ પણ તવારીખ વગરની હતી. સીધા પાણીના રેલાની માફક એક નાકેથી બીજે નાકે નહિ ડુબકી કે નહિ ગબડી, નહિ નદી કે નહિ નાળા, નહિ ગધેડ કે નહિ પથરા સાથે ખતમ કરી હતી.

મઉ જઇ લાગતાં આગળા વખતની યાદ આવી કે પતેતી કરવા હિકમત કરી બે મોટી નદીઓ ઓળંગી ત્રણ પહાડ કુદાવી એકસો ને અડસઠ માઇલની સફર સોબતીની ખોખરી મોટર સાથે કરી ધુળીએથી મઉ રાત્રે મોડેથી આવી લાગી તેઓની ખફગી ઉપાડી લીધી હતી. પણ જુઓ, પેલી ચંપેલી ના સુંદર સરોદ સાથ જ્યારે ખુશનુમાં સવાર શરૂ થઇ ત્યારે

તેઓની રીસ ખુશાલીમાં ફેરવાઇ ગઇ અને સર્વ હસી બોલી નવાં કપડાં પેહેરી હસ્તે મુખડે એક એકને મોટે અવાજે સાલ મુબારક ઇચ્છવા લાગ્યા. આવા સપરમે દહાડે ભણી ગણી નાહી ધોઇ મલાઇ મુરબ્બાનો નાસ્તો ખાઇ વળી આતસબેહેરામ જવા મળ્યું. હાલમાં તો અમે તદન એકલા હતા તેથી કોઇની ખુશાલી કે ખફગી કાંઇ ચાખવાની તક મળતી હતી નહિ અને એકલા અટુલા રંડાપો ભોગવી અમારી પોતાનીજ લીલી સુકકીમાં મજાહ મેળવતા હતા.

એક દિવસ મઉથી નિકળી અમારા માયાળુ યજમાન સાથે ઇંદોરને ઉડતી મુલાકાત આપી. જતી વેળાતો ઇંદોર વરસાદના સપાટા અને મોટરના ફટાકા વચ્ચે આંખ બંધ કરી પસાર કર્યું હતું જો કે બીજી મોટરમાના સાથીના સગાને ત્યાં મેજબાની ચાખવા ચુકયા હતા નહિ. રસ્તામાં ગાડાંના બેલ ચમકયા ને ફરી ગયા તેથી ગાડાંનો પાછળો ભાગ લેમ્પને લાગ્યો, અને પાછલા મડગાર્ડમાં ગોબો પડયો. આ બનાવ પછી સીધા સર હુકમચંદનો મેહેલ કહેવાય છે તે જોવાને ગયા. હુકમચંદ તને તો ખરો પરમેશ્વરનોજ હુકમ છે. આ બંગલો ખરેખરો જોવા લાયક છે. તે જો કે નાનો છે તે છતાં લાખોને હિસાબે તેની ઉપર રૂપીઆ ખરચવામાં આવ્યા છે જેને સણુ-ગારવામાં મુંબઇના ફરનીચરના વેપારીઓએ કાફી ફાલો આપ્યો છે.

અમારે સારે નસીબે જયારે અમે ત્યાં જઇ પુગ્યા ત્યારે હુકમચંદ શેઠ તદન સાદા પોષાકમાં સજ થયેલા અમને સામે મળ્યા. આ નમનતાઇવાળા અને સાદા શેઠનાં દર્શન થતાં અમે ઘણા ખુશી થયાં. આ ભલા ગ્રહસ્થે અમને આખો બંગલો દેખાડવા એમના નોકરને ફરમાવ્યું. બંગલો ઘણો સારો હતો અને તેની આસપાસ ફરતું મોટું વિશાળ કંપાઉંડ હતું જેમાં જગેજગ પસંદ કરવાજોગ સંગેમરમરનાં બાવલાંઓ ગોઠવવામાં

આવ્યાં હતાં. જો કે શેઠ પોતે તો બકરાં જેવા નરમ ખવાસના હતા તો પણ તેમની પસંદગી સિંહનાં પુતળાં ઉપર વધુ પડી હતી.

વળી શેહેરમાં પણ આ સર હુકમચંદે એક મંદિર બંધાવ્યું છે જેની કાચના કટકાની કારીગીરી અજબ પ્રકારની હુનરમંદી અને ધીરજનો નમુનો છે. તેની આખી આખી ભીંતો જીણાજીણા રંગબેરંગી કાચના કટકા ગોઠવી બનાવી છે. આ જાતનું કામ જાણનાર ત્યાં એકજ કારીગર છે. તે વરસો થયાં આજ ભીંત ઉપર રોજ રૂપીઆ ત્રણને દરમાયે કામ કર્યો જાય છે. આખા દિવસમાં આ બારીક કામ માત્ર થોડા તસુનું તૈયાર થઇ શકે છે.

ઇંદોર મોટું અને કુશાદે છે તેનો નવો લત્તો નવી ઢબ ઉપર બાંધવામાં આવ્યો છે. પણ ત્યાં આગળ ખાસ કરીને બાગબગીચાની કોતાઇ જોવામાં આવે છે. સાથીના ઇંદોરવાસી દોસ્તને મળવા ચુકયા નહિ અને વળતી મુસાફરી પછી ત્રણ વાગે મઉ આવી પાછા ઠર પડયા.

ઇંદોર, મઉ અને ગ્વાલ્યરની ચોતરફ ઢોર ખાસ કરી ઘણા ધ્યાન ખેંચતાં હતાં. તે કદમાં મોટાં અને શરીરે આરાસ્તે હતાં. આ ઢોરો મોટરની સામે ઘણો અભાવ દેખાડતાં હતાં અને ખાસ કરી ગાયો મોટરની સામે થતી હતી. અમારા આખા પ્રવાસમાં રસ્તે રસ્તે આ એકજ પ્રાણી હતું કે જે દુરવેરથી દોડી આવી ખરેખરાં ઝનુન સાથે કુંફાડા મારી માથું હલાવી મોટરની સામે થતું હતું. થળ ઘાટમાં પણ એક નાની અને તિક્ષણ સિંગડાં વાળી ગાયે અમારી પુઠ એક કે બે માઇલ લગી પકડી હતી. આ જાતના દાખલા મારા જોવામાં ડઝન એક આવ્યા હતા. તેમાં વળતી સફર દરમ્યાન સોજતનું ગામ છોડયા પછી એક મોટી ગાયે બસ હદજ કરી હતી. તે અમારી મોટર જોઇ ઘણે દુર વેરથી મોટી ફૂળંગો મારતી દોડી આવી, અને ઘણાં ઝનુન

સાથે મોટરની બાજુમાંજ દોડવા લાગી. વળી તે દોડતી વખતે મ્હોં ખોલી ગુસ્સાના અવાજ કાઢતી જતી હતી અને ફુંફાડા મારતી હતી. આ દેખાવ ઘણો રમુજ ઉપજાવતો હતો, પણ જ્યારે તે ઘણી નજીક દોડી આવી સિંગ સામે ધરી દેતી હતી ત્યારે ધાસ્તી પણ એટલીજ લાગતી હતી. એના શૂરાતન અને હિસટીર્યાનો અજબ દાખલો જોતાં અમે અમારી મોટરની અને પોતાની સલામતી માટે પેહેલે તો નહિ પણ પાછળથી જ્યારે મામલો ઘણો શૂર ઉપર આવ્યો ત્યારે જીવ લઇ નાઠા. આજ જાતનો દમ અને હિમ્મત તેનાં નાનાં નાના વાછરડાંમાં પણ જોવામાં આવતો હતો. પણ વધુમાં તેઓ અવિચારી થઇ મોટરની વચમાં આવી જતાં હતાં. આ પ્રમાણે બે વાછરડાની ઘાત થઇ પડી હતી.

જ્યારે ગામડાંઓ આગળથી પસાર થતા હતા ત્યારે ગામમાંના કેટલાક હિમ્મતવાન કુતરાઓ પણ ભસતા દોડી આવતા હતા અને રમુજ લેતા રમતયાળ ઉત્સાહ સાથે મોટરની બાજુમાં બહુજ જોસભેર દોડતા હતા. આ ચપળખંધા જાનવરને મોટરની અડફટમાં લેવાનો એક પણ પ્રયત્ન ફતેહમંદ નીવડયો નહિ. તેઓ ઘણી સફાઇ અને ઝડપ સાથે છટકી જતા હતા.

હવે છેલ્લો મહાન મોટા ચાર પગનાં જાનવર સાથેનો મારો સાહસ સાંભળજો. આગળથીજ અધીરાઇમાં પડી હૈયું ધબકાવવાની કાંઇ જરૂર નથી. રસ્તામાં સાત હજાર માઇલમાં મારા આવા અદભુત સહાસકર્મને પ્રતાપે મોટરનાં પૈડાં તળે કચડાઇ આવા આઠ કિમતી પ્રાણુની ઘાત થઇ હતી. તે કિમતી પ્રાણી કોઇજ નહિ પણ સુવાળાં પુછડાંવાળી ચાર પગાળી ખીસકોલી હતી. આ પ્રાણી સર્વ જગ્યા ઉપર જોવામાં આવતું હતું. ખાસ કાશમીરમાંજ કદાચ જોવામાં આવ્યુ હોય નહિ. પણ જ્યાં પણ અમે ગયા ત્યાં કાબર અને તેની પડોશમાં રસ્તા ઉપર રમતી આ નિર્દોષ ખીસકોલી જોવામાં આવતી હતી. તેઓ રસ્તામાંથી

પસાર થતાં અનાજનાં ગાડાંમાંથી વેરાયલો અનાજ કોતરતી માલુમ પડતા હતી. બિચારી મોટરને પણ ખટારો સમજતી હશે કે શું કે જ્યાં સુધી તેના આંગ ઉપર મોટર આવે ત્યાં સુધી તે પેટની પુંજા કરતી બેસી રહેતી અને છેલી ઘડીએ ધરપડીમાં પડતી. આ રીતે અનેક મોટર તળે આવી જઇ પ્રાણુ ખોઇ બેસતી હતી.

મઉ ઠરીઠામ થયા અને હવે ટુંક વખતમાં મુંબઈ પાછા ફરવું પડશે તેના વિલાપમાં પડયા. પાછા ફરવાનો ધસ્કો કાંઈ ઓછો હતો નહિ. વિદ્યાર્થિને નિશાળમાં પાછી હાજરી આપતાં દુઃખ લાગે તેના કરતાં પણ વધુ લાગવા માંડયુ અને તે વિચારે મન ઘણું વ્યાકુળ થયું.



# પ્રકરણ ઓગણત્રીસમું.

## મઉથી ધુલ્યા અને ધુલ્યાથી નાસીક.

પેટ્રોલ અને એવી બીજી સામગ્રી લઇ મઉથી ઉપકારની લાગણી અને હેસાન સાથે ઉપડયા પણ તે પેહેલાં અમારાં સગાંઓ જેઓ અમને ગુમ થઇ ગયેલાં ધારતાં હતાં તેઓ આગળ જઇ ખાતરી કરી આપી કે અમારી ટોળી સલામત હતી. તે લોકોને અમારે માટે ઉલટા સુલટી ખબર મળી હતી. તેઓને સફરનાં પરાક્રમનો સ્વાદ ચખાડયો અને તેના બદલામાં આપણે મુગે મ્હોડે વિસ્કિ ચાખ્યો. મઉથી ઉપડયા ત્યારે ધુળીઆની ધુળ ધ્યાનમાં હતી પણ તેનો સ્વાદ ચાખવા વગર છુટકો હતો નહિ.

જતી વેળાએ ગુજરી અને માનપુરના ઘાટ પતેતીની હોંસમાં મોડેથી અંધારામાં પસાર કર્યા હતા એટલે તેની દેખીતી ખુબસુરતી નજરો નજર જોઇ હતી નહિ. આ વખતે તે દિવસે પસાર કરવાના હતા એટલે તે પણ ચાખવા મળશે તેની આશામાં ઘાટમાં દાખલ થયા અને ધડક ધુજારા વગર શાંતિમાં તે બેઉ પસાર કરી ગયા. બેઉ અનુભવો સરખાવતાં રાતના ભયભીત દેખાવ અને તેવાજ કુદરતી ભયંકર કોપ છતાં ઠંડી લ્હેકી અને ખુશનુમાં હવા, દિવસની મંજલ કરતાં વધુ પસંદ કરવા જોગ હતી. રાતને સમયે ત્યાંની આબોહવા ગમે તેવા ચીરડાઉ અપચ્યાને મધુર બનાવવાની શકિત ધરાવતી હતી.

ચઢાણવાળા તેમજ સપાટ રસ્તા કાપી દમામદાર નર્બદા ઉપર આવી લાગ્યા. આ વખતે તેની વાટ ડોળા ખેંચી જોવી પડી હતી નહિ અને સપાટાબંધ વગર ઇંતેજારીએ તેને કાંઠે

આવી થોભ્યા. પણ અહીં વળી તડકાંમાં કલાક એકની તપસા કરવી પડી. તરાપો આવી લાગતાં તેની ઉપર મોટર ચઢાવી અને મજાહ મારતાં નદી ઓળંગી ગયા. જતી વખતેની મગજની હાલત અને હાલની મતિમાં મોટો ફરક હતો. તે વેળાતો રખે મોટર પેલે પાર જઇ નહિ શકે, રખે ડાક બંગલામાજ થોભવું પડે, એવી એવી અધીરાઇ દેખાતી હતી, કારણ મઉમાં નતેતી ઉપજાવવાની જીજ્ઞાશા થઇ રહી હતી, જ્યારે આ વખતે તો જો કોઇ ખોટે મને પણ કહેતે કે રહી જાઓ તો ધામો તરતજ નાખવાની વાત કરતે.

નદીમાં પાણી કમતી હતાં તોએ તેણે પોતાનો અસલ રૂઆબ છોડયો હતો નહિ. હવે નર્બદા અને તાપી નદીની વચમાંના ઉંચાણ પ્રદેશમાંથી પસાર થવાનું હતું. જેમ તાપીની નજીકમાં આવતા ગયા તેમ તે મુલક પાછળ છોડી આવેલા કાશમીરને જરા મળતો લાગ્યો, તેના ઉંચા ખાખરના ડાળીઓ કાપી લીધેલાં ઝાડ પોપલરને કેટલેક દરજ્જે મળતાં આવતાં હતાં. વળી ફેલાઇ ગયલા મોટા આંબા અને આંબલી ત્યાં વાળા ચેનારના ઝાડ સરખા દુરથી દેખાતાં હતા. વળી દેશ પણ પહાડી અને ટેકરીવાળો હતો. ફરક માત્ર તેની પાણી વિનાની સુકી જમીનથીજ માલમ પડતો હતો. અહીં લીલોતરી તો તદ્દન ગેરહાજર હતી. જો આટલી ખોટ પુરી પાડવામાં આવે તો આને પણ મારી તોડીને એક નાના કાશમીર તરીકે ઠોકી બેસાડી શકાય.

સેન્ડવાનું કિલેબંદીવાળું ગામ આવી લાગ્યું. આ ગામની મોટી ભીંતો મારૂં વિશેષ ધ્યાન ખેંચી રહી હતી. તેનો દેખાવ ઘણો રણશૂર હતો, અને તેની ઉપર આગલા વખતની લડાઇના ઘા આજે પણ જોવામાં આવતા હતા. તેની ઉપર તવારીખમાં નામ મેળવવાનાં ઘણાં ચિન્હો દેખાતાં હતાં.

આ જોઇ મારી જીજ્ઞાસા ઉશકેરાઈ અને તેની તવારીખ જાણવા દિલ ઈંતેજાર બન્યું. દિવાલની છાયામાંથી મોટરનો રસ્તો પસાર થતો હતો; ત્યાં મોટર થોભાવી એક જરા ઠાવકા દેખાતા મીયા પાસે ચાલી ચલાવી જઈ તે ગામનું નામ પુછી વાત કરવી શરૂ કરી; અને અસલની કાંઇ લડાઈની તવારીખ એના બાબમાં પુછી. મીયાએ પોતાની આટલી બધી અગત્યતા વધી ગયલી જોઇ જરા ચઢી જઇ ડોકયું ધુણાવી ચશમો ચુંચી કરી, મોટું ડોળ ઘાલી જવાબ વાળ્યો કે "હું જી બાવા બોલતેથે કે ઇધર બૉત બડે જંગ હો ગયે, સબ દુશમન મરે મરેબી ભાગ ગયે." આટલીજ હકીકત પુરતી હતી. મીયા તો દેખું ઈતિહાસના ખાં હતા. આટલાથીજ ધરાઇ જઇ પાછા ફરી મોટર ચાલુ કરી. મીયાએ પાછળ આવી લાયકી સાથે ડાક બંગલાનો રસ્તો દેખાડયો પણ અમે સલામ કરી ચાલવા માંડયું, કારણ તેની અમને જરૂર હતી નહિ.

પાલસનેર આવી લાગતાં ચીલઝડપ ડોશીની યાદ આવી. પિઅર્સનો સાબુ અને તેના જરમન ડબ્બા ઉપર ઉતાવળો વિલાપ રેડયો અને આગળ વધ્યા. હવે સાતપુડાના રૂડા પર્વતનું ચઢાણ ખલાસ કર્યું અને ઉતાવળમાં હેઠળ ઉતર્યા. ઉંચાણ મુલક છોડયા પછી ગરમ રૂતુ તરત અસર કરવા લાગી. વળી તોલવાલો લાલ વાવટો લઇ સામે આવી ઉભો. મોટર થોભાવી તોલ આપ્યો. આ પ્રમાણે જગેજગ થોભવાનું પાછું ચાલુ થયું. "હાલ તો મિયાં માહિમસે આતે હય." એટલે મીજાજ પણ ગરમ હતો. તોલ આપવા સાથે આ ગરમ જગ્યામાંથી મોટર પુર જોસમાં દોડાવવા માંડી. એક બસો વાર પોંહોંચ્યા નહી કે બીજો લાલ વાવટો અને સાથે તોલની ચીઠી જોઇ. આ ઠગારા તોલવાલાએ આ હિસાબે અમારી પાસે એવડું તોલ જતી વખતે કઢાવ્યું હતું. એટલા થકી આ

ળા તેના લાલની દરકાર કર્યા વિના ચાળીસ માઇલની ઝડપે
iાંથી પસાર થઇ ગયા. જ્યારે આ પ્રમાણે ઉડી રહ્યા હતા
ાને લાલ વટાવી સો વાર નિકળી ગયા કે એક મોટા ધડાકા
મેત ટાયર ફાટયું. મોટર રસ્તાની એક કોરથી બીજી કોર
રફ ઉછળવા લાગી. તે ઘણી ઝડપથી જતી હતી તેથી સુકા-
ને કાંઇ હુન્નરમંદીથી સાચવી લેવું પડયું હતું. આ જાતની
ાનારતનો આ પેહેલો દાખલો હતો. પાછળનો લાલ વાવ-
વાળો જીવ લઇ નાઠો અને ઝુપડીમાં ભરાઇ છુપાઇને જોવા
ાગ્યો. આ કમબખતે અપ્રમાણીકપણું જો બતાવ્યું હતે નહી તો
ારૂં ટાયર આ પ્રમાણે ફાટતે નહી. ટાયરના ફાટવા સાથે
ડકાંમાં ટેકરીઓ વચ્ચમાંની ગરમ જગ્યામાં રંજ આવી પડી.
રંજામની હેઠળ પાછળના ભાગમાં રીમ ઉપર ચઢાવેલું ટાયર
ાુબ તૈયાર હતું તે કાઢવા માટે સર્વ છોડવું પડયું. ટાયર
.ટરને લગાડયું, સામાન એકવાર પાછો બાંધ્યો, તોલવાળાની
પડી તરફ દાંત કચાવી બંધ મુક્કી દેખાડી અને પરસેવાથી તર-
.ર હાલતે મોટર ઉપર ચઢયા. મોટરે ચાલુ મુકયું અને ચાલવા
મેત પવને શરીરને બેહેલાવી થંડક આપવાનું ચાલુ કર્યું.

જુની ઓળખનાં નાનાં ગામડાં છોડતાં તાપી માતાને
ાારે આવી લાગ્યાં. અહીં વેરાવાળાને તોલ આપવા જતાં
ાુ સલામ કરી તે સ્વીકાર્યો નહી. આ કેવા આશીર્વાદ? રૂપીઓ
ક પોતાની મેળે કેમ બચવા પામ્યો? અને આવું કલ્યાણ
ા કેમ પામ્યુ? બીજા કોઇ તોલ ઉપર જો મોટર થોભે
કે તો તોલવાલો ઘેલો ગાંડો થઇ જાય અને આપઘાત કરતો
ય તે પ્રમાણે મોટરની વચમાંજ આવી આડું પડવાનુંજ બાકી
ો, પણ આનો ભરમ પછી ફુટયો.

તાપી નદી ઉપર જ્યારે આવી લાગ્યા ત્યારે તો જાણે
ાારે ઘેરને આંગણે હોઇએ એમ લાગતું હતું. તેનું મક્કમ

## તાપી નદી ઉપર કોણની ભુલ?

## હમથી નવાબ ભરૂચકે!



વળતી વખતે અમારી મોટી અચરતી વચ્ચે તાપી નદી ઉપર કેટલાક માણસો પાંચ જોડી પાડાઓ વડે નદીમાંથી અમારી મોટરને સાંકળે બાંધી ઘણા આદરમાન સાથે વગર બોલવે પેલે પાર પાણીમાંથી ઘસડી લઈ ગયા. સામે પાર જઈ પુગ્યા ને જયારે કલેકટર સાહેબની મોટર આવી લાગી ને પાછળથી બુમ પડી ત્યારેજ તેઓએ તેમજ અમે ભુલ જાણી.

ઇંદોર.

સર હુકમચંદનું કાચનું મંદિર.



આ કાચના મંદિરમાં કારીગીરી તો છે પણ કાચ ગોઠવવામાં હુન્નર કરતાં ધીરજની ખુબી વધુ જોવામાં આવે છે.

કારણુ હતું. ચાલુ સફર કરતાં ઠેઠ હિંદને માથેથી નીચે ઉતરી આવ્યા હતાં એટલે તાપી અને ધુલ્યા મુંબઇની પાસે લાગે તેમાં કાંઇ નવાઇ નહિ.

જતી વખતે તાપીમાં પાણી થળોથળ ભરાયલાં હતાં તોપણુ તે વીસ મીનીટમાં ઓળંગી ગયા હતા. આ વખતે જો અણુ-ધારેલી કુદરતી સહાય નહોત તો અમારી ગમત તો ઠીક થઇ પડતે. પાણી ઓસરી ગયાં હતાં તેથી તરાપો નકામો હતો. વળી તળીએ રેતી એટલી હતી કે મોટર પણુ આપ બળે પસાર થઇ શકે નહિ. " કુતરો નહિ ઘેરનો નહિ ઘાટનો." કહેવા પ્રમાણે ફિરસ્તાનો હાથ ફરી એક વખત ફરી વર્જ્યો.

કલેકટર સાહેબ નાનદરનાના ગામના લોકને તેઓના લાભને ખાતર બે બોલ શિખામણના સંભળાવવા જવાના હતા. નદીમાંથી તેઓની નસીબવંતી મોટર ખેંચી જવા માટે તૈયાર સાંકળ સાથે પાંચ જોડ એટલે દશ પાડા અને માણસોની ટુકડી ત્યાં વાટ જોતી તૈયાર હતી.

નસીબદેવી નદી ઉપર મને પેહેલે ઘસડી ગઈ ત્યાં તો મારા પોંહોંચવા સાથે દોડધામ ચાલી રહી. ઇન્સપેકટર અને બીજા એવા નાના પોલીસના અમલદારોએ ઝટ ઉઠી સલામ કરી.

એક સ્વર પણુ હોઠ હલાવી મારે બોલવો પડયો નહિ. માણસોએ સાંકળ વડે પાડાઓની જોડી મોટરને લગાડી અને ખેંચવા માંડયું. હું જરા આશ્ચર્ય પામ્યો તો ખરો કે મારી ઉપર આટલી ધરપડી શા માટે હશે ? પણુ જ્યાં મારૂં કામ થતું હતું ત્યારે મુંગે મ્હોડે બેસી રહી તે પાર પડવાની વાટ જોઇ.

દશ પાડાની જોડ છતાં અથ્થાગ મુશકેલીએ મોટર પાણીમાંથી ઘસડી શકયા. પાણીમાંનો આ પ્રવાસ ઘણો રમુજી

અને નવાઇ જેવો લાગતો હતો. પાડાઓનાજ અથ્થાગ બળને લીધે પેલે પાર જઈ પુગ્યા.

મોટું ઉદાર દિલ દેખાડી એક પાંચ રૂપીઆનું પોંચ્યું પાડાવાળાના હાથમાં દાબ્યું. આ શખ્સ પણ એને હાથ લગાડે નહિ અને જરા જરામાં સલામ કરી અહીથી ત્યાં દોડતો ફરે. અરે ભાઇ, આ તો શું કહેવાય? કઇ દેવી મારી ઉપર પ્રસન્ન થઈ ગઇ. તોલવાલાએ તોલ નહી લીધો. પાડાવાલાએ પોંચ્યું નહી કબુલ્યું, એક તરફ હું તેઓની આવી સખ્ત અને ખરી મેહેનતનું દામ આપવાની હોજાતોજી કરી રહ્યો હતો, તેટલામાં પાછળથી પાડાવાળાના નામની બુમ પડી. નદીને પેલે પાર કલેકટર સાહેબ આવી લાગ્યા હતા. ઘોંટાળાનો ભરમ અહીં ફુટયો. દેખું અમારી મોટરને કલેકટરની સમજી આ બધી ધાંધલ કરી મને ખેંચી લાવ્યા હતા. તોલવાલાએ પણ એમજ અમને છોડયા હતા.

જેવી સાહેબની મોટરની ખબર પોલીસે પાડાવાલાને આપી કે તેને મારી તરફ ટગર ટગર જોઇ બે ગજ હાથ લંબાવી પોંચ્યું ઉતાવળમાં ઝડફી ઓટીમાં વાળી લીધું અને પાડાઓને પાંચ દશ ફટકા લગાવી કાઢી ઉતાવળે એકવાર ફરીથી નદીમાં નાખ્યા.

ભૂલ તો ગંભીર થઇ હતી, જોકે સારાંને કાજે થઇ હતી. ગંભીર ચેહરા સાથે મ્હોડું મળકાતું હતું.. જો કલેકટરની મોટર પસાર થઇ ગઇ હતે અને પાડાની જોડીઓ ચાલી ગઇ હતે, તો પછી મારો વારો કદાચ બીજી સવારે આવતે અને તેટલો વખત મારૂં શું થતે તે હું કહી શકતો નથી.

તાપી નદી ઓળંગી તે અગાઉના મુંબઇ ઇલાકામાં દાખલ થઇ ચુકયા હતા, જેનો સ્વાદ ખડબચડા અને ધુળવાળા

રસ્તા ચખાડી રહ્યા હતા. મોટર તો આગળથીજ દાબીને હાંકી રહ્યો હતો કે રખેને કલેકટરની મોટર ધુળ ઉરાડતી પસાર થઈ અમારી શાંતિમાં ખલલ કરે. વળી સાહેબને પણ તેઓના જીલ્લાની ધુળનો અનુભવ મળતો જાય તો સારૂં.

આ અણધારેલી ફત્તેહ ઉપર રમુજ મેલવતાં નાન્દરનાના ગામ નજીક આવી લાગ્યા, જ્યાં રસ્તાની બાજુ સામ્યાનામાં સાહેબના મેલાવડાની તૈયારી ચાલી રહી હતી. સર્વ લોક જમાં થઈ મોટી લાલ પાઘડી ને કડકડતી ડગલી અને લાંબા ખેસ ઘાલી બેઠા હતા; કલેકટરનો આવવાનો વખત કટોકટ થઇ રહ્યો હતો, એટલામાં ત્યાં જમા થયલા લોકોએ અમારી મોટરની ધુળ દુરથી ઉડતી જોઇ. તેઓ ઉઠીને મંડપ છોડી સાહેબને પેહેલી સલામ કોણ કરે છે તેની ઉતાવળમાં એક એકને હડસેલા મારતા આગળ પડી હારબંધ ઉભા. પટાવાળા પણ ચપળ બની ઝુકાયલી કમ્મરને કાંઇ પ્રયત્ન પછી ટટાર કરી હોઠ દાબી દમ રૂંધી રસ્તાની બાજુમાં ચોંટી ઉભા. અમે જેવા પસાર થવા લાગ્યા કે તરત લોકો અધીરા બની નમનતાઇથી એક હાથ પેટ ઉપર મુકી, મોટી લાલ પાઘડી સાથનું સર નમાવી દઇ, કમ્મરમાંથી ઝુકી જઇ, બીજો હાથ કપાળે ચોંટાડી, આંખ્યો અને ગરદન ઉપર ખેંચતા નમસ્કાર કરવા લાગ્યા. જ્યારે તેઓએ આ અંજાણી મોટર ધમધમ ધુળ ફેંકતી પસાર થઇ જતી જોઈ ત્યારે અરધી સલામ કરી ઉંટયું ટુટયું થઇ આવ્યું હોય તેમ આંગળાં આંખ્યો ગરદન ખેંચી નાખી અટકી અચકી પડયા. કોઇ માથું ખજવાળવા લાગ્યા, તો કોઇ દહાડી પસવારવા પડી ગયા. વળી જેઓ વાંકાજ વળી ગયા હતા તે ધોતરની કિનારી ગોઠવવા લાગ્યા, પટાવાલાઓએ પણ સલામ પાછી ખેંચી લીધી અને ઘુંટેલો

દમ છોડી મુકયો એટલે તેઓની કમ્મરની કમાને અસલ વાંક ફરીથી અખત્યાર કર્યો.

રકાસ તેમનો અને અમારો એક સરખો થયો હતો. લાયકીને ખાતર બેઉ હાથ જોડી નમસકાર કરી તેઓનાં ચાટ બનેલાં સ્વમાનને શાંત પાડયું, પણ વધારે એકસલરેટર દાબી તેઓને ધુળ ખાતા છોડી સરળ આગળ વધ્યા. નાન્દરનાનું ગામ અમારાં પડખામાંથી પસાર થયું અને સુખી સહાસકર્મ ઉપર રમુજ મેળવતા ધુળીઆની ફરમાસુ ધર્મશાળામાં આવી લાગ્યા.

જયારથી મુંબઇ ઈલાકો લાગુ પડયો ત્યારથી જગેજગ થોભી જઇ રસ્તે રસ્તે તોલ આપવાની પીડા ચાલુ થઈ હતી. વળી નફટાઇ તો એ હતી કે રસ્તા ઘણાજ ખરાબ હાલતમાં હતા. તેમાં વળી તોલવાલા પણ એકને બદલે બે જગ્યા ઉપર છાપરી નાખી પડેલા હતા અને એ રીતે એકને બદલે બેવડું તોલ ઓકાવતા હતા. તેઓ પાસે કાંઇ દસ્તાવેજ પણ હતો નહિ કે તે જોઇ ખાતરી કરીએ. આ હિસાબે ધુળીઆની એક સેકંડ કલાસ રેલવે ટીકીટના દર કરતાં પણ વધુ દામ આ સડક વાપરવા માટે આપવું પડયું હતું.

ધર્મશાળામાં રાત તો જેમ તેમ મચ્છર ઉરાડતાં પસાર કરી અને સવાર પડતાં સો સો સલામ કરી તે જગ્યા છોડી. ડાક બંગલામાં ઉતારો નહિ લેવા માટે પસ્તાવો પણ થયો. હવે અમારો આજનો પ્રવાસ નાસીક તરફનો હતો. માઇલતો માત્ર એકસો ને દશ કાપવાના હતા એટલે વગર જેહેમતે આસાનીથી સફર શરૂ કરી. ધુળ્યાથી માળેગામ સરળ આવી લાગ્યા. રસ્તામાં ઇત-રાજીમા આવી પડેલા તોલ વારંવાર ભર્યા. આ વેળા માલેગામના ડાક બંગલાનો આસરો લીધો નહિ પણ આગળ વધ્યા અને ટટ્ટુ ઉપર ચક્કર અને સ્વારની પટકીવાળી જગ્યા પસાર કરી સુંદર પૂલને નાંકે જઇ નદીનો મનોહર દેખાવ નિહાળતા થોભ્યા.

ટાયર્સ ઠંડાં કરવાની જરૂર હવે વધુ જણાતી હતી. એક તો વરસાદની રૂતુ ખલાસ થવાને લીધે રસ્તા ગરમ રહેતા હતા અને બીજું મુખ્ય કારણ એ હતું કે અમારી ઝડપ ત્રીસ માઇલની હેઠળ હવે રહેતી હતી નહિ, જે જતી સફરના પ્રમાણમાં ઘણી હતી.

પૂલને નાકેથી રસ્તા ઘણી તરફ ફાટતા હતા. અમે મુંબઇના રસ્તા તરફ વાંક લીધો અને ઉતાવળમાં હાંકવા માંડયું. આ રીતે એક વેળા દુકાળના દેવના હાથમાં સપડાયલો પ્રદેશ પાછો જોવામાં આવ્યો. અમારી તેને માટેની પ્રાર્થના ઇશ્વરે સાંભળી હતી અને આબાદી મોકલી આપી હતી. ચાંદોરનો માનીતો ઘાટ લાગુ પડયો. આ ઘાટે અમારાં જીગર એટલાં તો ચકિત બનાવ્યાં હતાં કે એક ઠંડી છાયાંવાળી રળીઆમણી જગ્યાએ કુવાની બાજુમાં મુકામ નાખ્યો, અને તેની તંદરોસ્ત લ્હેજતદાર હવા ચાખતા બેઠા. કુવાવાળા સાથે ઓળખ પાડી. ઓળખ જરા વધી અને મોહોબતમાં ફેરવાઇ અને સુખદુ:ખની વાતોમાં ખુલ્લાં દીલથી રોકાયા. ખેડુત અમારી ઉપર મોહીત બન્યો અને આસપાસનાં ખેતરમાં શેરડીના સાંઠા માટે છોકરાને દોડાવ્યો; વળી વધુ આદરસત્કારી બની એની ઠંડી માટલીમાંથી પીવાનું પાણી વટીક કાઢી આપ્યું; અને રાત્રે જો ત્યાં થોભી જઇએ તો વાઘના પણ શિકારની મજાહ ચખાડવાની ખાતરી આપી. વાઘમામા તો દેખું રોજના તેનાં બકરાં અને કુતરાં ઉપરજ ગુજરાણ ચલાવતા હતા. બિચારાને જેવું તેવું કાંઇ ચાલે નહિ. ખેડુત જેવું બકરૂં કે તેનાં રક્ષણ માટે કુતરો લાવે કે મામો પેહેલે કુતરો અને પછી બકરો ઉપાડે.

રાત્રે ત્યાંજ રેહેવું પસંદ કર્યું નહિ. દિવસ તલકમાંજ શિકાર થઇ શકતો હતે તો ઠીક થઇ પડતે એટલે આ ખુશનુમાં

સ્થળ જેમ તેમ કરતાં મરજી વિરૂધ છોડયું. ચાંદોરના પહાડની ચઢઉતર પસાર કરી તેની લાંબી છેલ્લી ઉતરાણ છોડી નીચેનાં તેજ નામનાં ગામ આગળ આવી લાગ્યાં; અને તે પણ તેનું કારીગીરીથી ભરપુર મંદિર નિહાલતા પસાર કરી ગયાં અને પીપળગામવાળાં સપાટ મેદાનોમાં આવી લાગ્યા.

આ ખુલ્લાં ચોગાનોમાંનો રસ્તો વડનાં ઝાડોની ઘટામાં ઢંકાયલો હતો. જથ્થાબંધ ગાડાંઓનો વેહેવાર વટાવી સપાટ રસ્તા ઉપર ઘણી આસાનીમાં મજાહ કરતા પુર હરખભર અમારા ભલા અને માયાલુ યજમાનને આવી નાસીકમાં મળ્યાં અને ટુંક વખતમાં ઠેકાણે પડયા.

ઘણી આસાનીમાં લેહેરે લટકે મંજલ કાપવા છતાં ચાર વાગામાં તે ખતમ કરી શકયા હતા. આગળના વખતમાં ઇગતપુરીની જાહેલ રાતની સરખામણીમાં નાસીકની ખુશનુમાં શાંત રાતની યાદ આવી. સાંજને છેડે ત્યાંની ધીકતી બજારમાં ખરીદી કરવા નિકળ્યા અને યજમાનની હાજરીમાં કેટલોક સારો જેવો ત્યાંનો કચરો કુચરી ખરીદ કરી અમારે મુકામે સાંજને છેડે પાછા ફર્યા અને એક વેળા ફરીથી આ અસીલ અસરાફના ફરઝન્દની મેહેમાનગીરી ચાખી સ્વાદિષ્ટ મિષ્ટાન્નનું ભોજન જમી આરામ કર્યો અને સુખી રાત શાંતિમાં ઉંઘીને કાઢી.

સાત હજાર માઇલની સફરની છેલ્લી મંજલ ખતમ કરવા બહાર પડયા. પણ આ સુંદર સ્થળથી છુટાં પડતાં થોડોક સીતમ ગુજર્યો. આજનો ટપ્પો એકસો ને ત્રીસ માઇલનો હતો. આગળ તરખાટ મચાવનારો ત્રિમબકનો ઘાટ આજ માર્ગમાં હતો. સવારથી નાસીક છોડયે છોડયે એમ કરતાં ઠેઠ બપોર પડી. એક વાગો પણ મોટર ઉપર એટલો વિશ્વાસ બેઠો હતો કે આટલું મોડું થયું છતાં છેલ્લો ટપ્પો ખતમ કરવા બહાર પડયા. થળ અને કસારાની પરવા અમને

હતી નહિ પણ પહાડ ઉપરના રસ્તા ખરાબ હતા તેની ચિંતા આગળથીજ દિલમાં ધરી હતી.

ઝાડીવાળા આબાદ મુલક અને બેઉ બાજુએ પાણીના તળાવવાળા રસ્તા કાપતાં જતાં મુસાફરીની પેહલી રાતે અગતનો ભાગ ભજી ગયલા ઇગતપુરી ઉપર આવી લાગતાં તેની દરેમેહેર ઉપર ઉડતી નજર નાખતાં પડેલી વિપત્તિની યાદ આવી. ચિંગામિંગા બાદશાહને તેની ફરજ ઉપર જગાડવાની સર્વેની વારા ફરતીની બાંગ અને કોમળ નાઝનીનના દસ્તુરજી દરવાજા ખોલોના આજીજીભર્યા કાકલુદીવાળા ધ્રુજતા સાદ પોતમેળે કાન ઉપર પડયા પણ તે રાત્રેનું ગુચવાયલાં મગજ ઉપરનું તેનું જોસ અને અસર હાલમાં તો જરા પણ જોવામાં આવતાં નહિ. હાલમાં પણ બાદશાહ જાગૃત હતા કે ઉંઘીને ઘોરતા હતા તેની ખાતરી કરી જોવા એક બે બાંગ મારી જોવાની તલબ થઇ. તેઓની સમયસુચકતા કાંઇ વિસરાઇ ગઇ હતી નહિ. રાત્રે તો શુદ્ધ કાળાશમાં કલાક ઉપર રંજીદા રડમેશ જીગરે આજીજી કરતા જડ ઘાલીને ઉભા હતા, જ્યારે હાલમાં તો પુર હિંકડાઇ સાથે ભરોસામાં અમારી આગલી સફર વેળાની હાલત ઉપર અમેજ મશકરી કરતા ઠઠ્ઠામાં ચાળા પાડી હસ્તા હતા. તે વેળાના બાદશાહને જગાડવાના આજીજી ભર્યા વાકયો જીભ ઉપર લાવતા અમે ત્યાંથી પસાર થઇ ગયા.

અરે જરા થોભો. ઇગતપુરીના સ્ટેશન માસ્તરને ચાહના કપની મેજબાનીના પૈસા ભરપાઇ કરવાના છે, નહિ તો પેલી જાંહાનમાં સોનાની ચલ્લી ભરી આપવી પડશે.

ત્રીમબકનો પહાડ આ વેળા પણ તેટલાજ ખુશાલ ચેહેરે જોઇ રહ્યો હતો તેની ગર્જના અને ગડગડાટ, તેનો ત્રાસ અને ક્રોધ, વા અને વિર્ઝડાં, અંધકાર અને ચમકારા એ સર્વે પળ વારમાં પસાર થઇ ગયા. શું આ વેળા પણ તેની દયાનત

લેવડી ઉશડવાની હતી ? જો એવીજ તે દયાનત રાખતો હોય તો મોટી ભુલ કરતો હતો. આ વેળા તેની સામે મારી મંગલી એખલી હતી એટલે તેને તેનાથી કાંઇ ડરવાનું હતું નહિ. પણ હજુબી એવી દયાનત હોય તો ભાઈ બોલી દે કે કાંઇ માનત બાનત માનું, નહિતો બાબા રીશીવાળા પીરનો દોરો વપરાસમાં લેવું.

ના, આ વખત એમ હતું નહિ. તેણે દિલોજાનીથી અમારો સ્વિકાર કર્યો અને અમે પળવારમાં ઘાટનો ઢોળાવ પકડયો. મોભાદાર મોટાં ઝાડોએ પોતાનાં મોટાં કકરાં કિનારીદાર પાતરાં ધીરજથી હળાવી તેના મોતેબર યજમાનોને આદરસ્તકાર કર્યો. તેની વર્તણુકમાં આ વેળા ઘણો મોટો તફાવત માલમ પડયો. રાતના શિતળ પવન અને દિવસની ગરમીમાં પણ એટલોજ અંતર દેખાતો હતો, જે તફાવત ચાખતા આગળ વધ્યા. ઘણેક ઠેકાણે રસ્તો ખોદાઈ ખણાઇ ઢેકાઢૈયાવાળો થઇ ગયો હતો. મોડા નિકળવાનો ખંગ વાળવા આવા ખોદાઇ ખણાઇ ગયેલા રસ્તા ઉપર પણ દાબીનેજ હાંકવું પડયું હતું.

કોઇ કોઇ ઠેકાણે રેલ્વે ધરતી માતાનાં પેટમાંથી બહાર દેખાવ દઇ એક વાર પાછી સામેના બુગદામાં ગુમ થઇ જતી હતી. કસારાનું ગામ અમારા હાથ હેઠળથી પસાર થઇ ગયું પણ જતી વેળાના ધડકધુજારાના વખતમાં ત્યાં આગળથી પસાર થતાં એક પણ દીવો કે ઘરબારની કાંઇ ઇધાણી અંધકારમાં જોઇ શકયા હતા નહિ.

ઉમરગલી નામના સ્ટેશન આગળના ક્રોસીંગે રેલવેના કાયદા અને નિયમનો ઉમદા છાપ અમારી ઉપર સાબુત બેસાડયો. ટ્રેન પસાર થવા પંદરેક બલકે વીસ મીનીટ અગાઉ ક્રોસીંગનો દરવાજો બંધ કરી, દરવાજાની ચાવી પણ કેબીનમાંથીજ કબજ કરી સીગનલ આપી કેબીનવાળો ખુદા માલમ

ઉંઘાઇ ગયો. ટ્રેન પસાર થઇ ગઇ અને તેની સાથે કાંઈ કાળ પણ પસાર થયો. ઓટી થતાં પારસ તેલ નિકળ્યું. દરવાજાવાળો કેબીનને ઘંટી મારી અલ્લો; ઉલ્લુ; અલલુ; એવા અનેક અવાજ કરે પણ ત્યાં હોય કોણ કે જવાબ વાળે અને ચાવીનો કબજો છોડે. પોણા કલાકના વિલંબ પછી દરવાજાવાળાએ કંટાળીને ચાલતો કેબીન ઉપર જઇ ચાવી છોડી પાછો આવ્યો ત્યારે અમારો અને અમારી સાથે બીજાં પચાસ ગાડાંઓનો છુટકો થયો, ત્યારે ઘણી અકળાઇ રહેલી હાલતમાં આ દરવાજામાંથી પસાર થયા. એક તો મોડા નિકળ્યા હતા અને વળી આવી જાતના બિનજરૂરી અટકાવને લીધે મગજ જરા ગરમ પણ થઇ આવ્યું હતું; પણ એકવાર છુટયા અને ઠંડી પહાડના શિખરની હવા મેળવતાં તેનું સમતોલપણું પાછું ફર્યું. ખાડીંનો રેસ્ટ બંગલો અને તેની સામેનું અસોઈ મેદાન આવી લાગ્યું. આ વખતે તેણે પોતાની રોનક બદલી હતી અને આગળના શાંત લીલાછમ રંગના ગાળીચાની જગ્યા રણશૂર ખાકીએ લીધી હતી. અહીં ત્રિંબકનો ઘાટ ખલાસ થતો હતો તેને છેલ્લી સલામ કરી. સામે કસારાનો ઘાટ પુર ખુબસુરતીમાં અખંડ ઉભો હતો. તેનો આગળનો સાંજનો દેખાવ અને હાલના દેખાવમાં કાંઇ વિશેષ તફાવત હતો નહિ તો પણ વરસાદના ખતમ થવા સાથે લીલોતરીનો દેખાવ ઓછો થયો હતો. બળવાન સાગનાં ઝાડ, પહાડી ખડક ને ખરી પડેલાં પાતરાં અને બીજા તરેહવાર જમીન ઉપર પંથરાયલા કચરાની સોબત રાખતાં તેના મહાન માલીકની કીર્તિ જાળવતાં બળતવારીથી તાપ તડકો સહન કરતાં; શાંત અને શોકાતુર જગ્યાને પોતાનાં પાતરાં ખડખડાવી જાગૃત કરતાં હતાં.

નિચાણ પ્રદેશ જાણે લીલીપટનના ઝીણા જંતુથી વસાયલો હોય તે પ્રમાણે દેખાતો હતો. કસારાથી એક સરખી ધીમી ઉતરાણ ઉતરતા શાહપુર અને ત્યાર પછી ભીમડી આવી લાગ્યા.

ઘાટ અને ભીમડીની વચમાં, જતી વખતે જે પાણીનાં ભરપુર નાળાં મળ્યા હતાં; અને વળી જેમાં અખતરો કરી જોસમાં ઝોકાવી પણ જોયું હતું તે હાલમાં ગેરહાજર હતાં અને તેની જગ્યાએ જમીન સાથે લાગી ગયલા પાણીના રેલા ધીમે ધીમે વહી જતા હતા. હાલમાં તો તે પસાર કરતાં વગર ચિંતાએ સડસડાટ ડોકયાં ખેંચ્યા વગર ચાલ્યા જતા હતા. હાલમાં તો મીયા માહિમથી આવતા હતા એટલે અખતરાનો ઝખમ પણ ભારી લાગતે.

તોલનું દુઃખ ઘાટ શું કે ભીમડી ઉપર એક સરખું ચાલુ હતું. તોલ આપતા આપતા ભીમડી આવી લાગતાં ત્યાંના રસ્તાનો તોલ ઝટકી વળી મ્યુનીસીપાલીટીનો તોલ ઝાંસી કલ્યાણી આવી લાગતાં ત્રીજો અને પુલનો ચોથો અને વળી જરા આગળ પાંચમો એ પ્રમાણે તોલ ઉપર તોલ ભરતાં પુના રોડ આવી લાગ્યા. નિર્મળ ચાંદની સાથે સમીસાંજ શરૂ થઇ અને હેરાન કરતી બત્તીના દુખમાંથી છૂટયા પણ પુણાના રસ્તાની ઝાડની છાયાએ તેની જરૂર ફરીથી જણાવી. આ રસ્તાનો તોલ તો વળી મોટી ઝાહોઝલાલી અને ઠાઠ સાથે વસુલ કરાતો હતો. મોટી લાલ બત્તી આડાં લાકડાંવાળો દરવાજો એક કારકુન અને બે બીજા ખીદમતયાએ આ રસ્તાવેરો વસુલ કરી, છાપ મારેલી પાવતી હજુરમાં રજુ કરી, તશરીફ લીધી. એક તો પાછા કામમાં જોડાવવાનું તેનું દુઃખ અને તેમાં વળી આ જાતનો વેરાનો કંટાળો જોઇ જીવ ઉકળી આવતો હતો. ચાંદની બહુ અચ્છી પડી રહી હતી અને તેથી ઝાડનાં પાતરાં અને નાનાં નાનાં ડાળાંનાં ધાબાં રસ્તા ઉપર પડતાં હતાં. રસ્તાની સફાઇદાર સપાટીનો લાભ લેતો એક લંબકર્ણું બેસી ખુલ્લી હવા ઘોરતો હતો; તેને ઝાડના છાયાનું ધાબુ સમજી તેની ઉપરથી મોટર ધડધડ કરતી ચાલી ગઇ અને તે બિચારાનો દાળરોટલો

ત્યાંનો ત્યાંજ કરી નાખ્યો પણ જાતે કઠણ એટલે એક બે વખતે ગબડી લોટીને એક વેળા પાછું માથું ઉચકી શકયો. આ નાના અકસ્માત પછી પોણાનવને અમલે અમારા મુંબઇના ઘરને બારણે આવી ઉભા. સ્પિડો–મીટર જોતાં છ હજાર આઠસો માઇલની સફર ચાર મહિના અને વીસ દિવસમાં કરી છવીસ નાની મોટી રીયાસતો પસાર કરી ત્રણ જતી અને પાછી તેજ ત્રણ વળતી નદીઓ બોટમાં પસાર કરી આઠ પહાડો ઉપર સ્વારી કરી ઘરેબારે ઢંગધડે આવી લાગ્યા.



# પ્રકરણ ત્રીસમું.

## મોટરમાં પ્રવાસના શોખીનને બે જરૂરી બોલ.

શોખીન મોટરીસ્ટો જેઓ ઉત્તર હિંદુસ્તાનના પ્રવાસે મોટરમાં સફરે નીકળવાનો વિચાર રાખતા હોય તેઓને ઉપયોગી થઇ પડે એવી કેટલીક બાબત ઉપર એક પ્રકરણ રોકીશ.

લાંબી સફરની ફત્તેહ અને સુખ, બેસવાની સગવડ અને સાથે રાખેલા થોડા પણ ઉપયોગી અસબાબમાં છે. જોઇએ તે કરતાં વધુ સરંજામ લેવાની ભુલ બિનઅનુભવી મુસાફરોથી થાય તે તદન સંભવિત છે. પ્રવાસમાં કામ લાગે તેટલોજ સામાન સાથે રાખવો, અને બનતાં સુધી હલકાં રહી સફર કરવી.

રેલવેના દાખલ થયા પછી જગેજગના વેહેવારમાં વિશેષ સુધારો થયો છે, જેથી જોઇતી જરૂરી ચીજો બનતાં સુધી મલી શકે છે પણ એવી પણ આશા રાખવી નહિ કે ઉમરગામ થોભી જઇ ૯૧૦×૧૬૦ નું ટાયર માંગીશું તો મલી શકશે.

સફર માટે તો પેહેલેથીજ ચાર નવાં ટાયર ટયુબો લગાડી લેવાની પુરેપુરી અગત છે. જુનું ફાટશે પછીજ નવું ચઢાવીશું એવી અક્કલ વાપરવી નહિ, નહિ તો તે બુટનાં તળીઆંમાં લોખંડની ખીલી સમાન ખુચ્યા કરશે. એક ટાયર જુનું છે તે મનની શાંતિને ચાલુ શ્રાપ સમાન થઇ પડશે. આ ચાર ચાક ઉપર નવાં ટાયર ટયુબ ઉપરાંત બીજાં ત્રણ ટાયર અને ચાર ટયુબ સાથે વધારાનાં રાખવાં જોઇએ, કારણ કે કોઇ કમબખ્ત ચોઘડીઆંમાં તે ધડાધડ ઉડવા માંડે છે. આ બાબતની કરકસર કરવી નહિ પણ પૈસા વધુ ખરચવાને હિસાબે ટાયર્સ ઓવર સાઇઝ લેવાં નહિ. આ ઓવર સાઇઝ ટાયર્સ કિનારીમાંથી વહેલાં

કતરાઇ જાય છે. જે રીમની સાઇઝ હોય તેજ બરાબર સાઇઝ વધુ ટકે છે. મારા પ્રવાસ દરમીઆન એકજ ટાયર ધડાકાબંધ ફાટયું અને તેજ ઓવર સાઇઝ હતું. વજનદાર મોટરને ઓવર-સાઇઝ સારા પડતા નથી. કદાચ હલકી મોટરમાં તે વધુ જવાબ આપી શકતાં હશે. અમે તો ટાયર ટયુબની બાબતમાં ઘણા નસીબવંતા હતા પણ આ હકશાહિ દસ્તાવેજ સર્વને કાંઇ મલતો નથી. જો કે શરૂઆતમાં તો મેં એક અન્નાડીની માફક બોજો બાંધ્યો હતો તે છતાં જે ટાયર ટયુબ મુંબઈથી લગાડીને અમે નિકળ્યા હતાં તે જોડીઓએ તો કાંઇ અજબ શક્તિ દેખાડી આપી અને આ સાત હજાર માઇલની સફર દરમ્યાન વળતી વેળાએ એકજ ટાયર નાસીક પોહોંચવા અગાઉ ધડાકાબંધ ઉડી ગયું હતું. એક બે ઠેકાણે પંકચર પડયાં હતાં પણ તે બનાવ તો તદન સંભવિત હતો.

ટાયરો ઉપર જ્યાં પણ તક મળે ત્યાં તરત પુરતાં પાણીનો વપરાસ કરજો. ટાયર જેમ થંડા રહે તેમ કરવું. રસ્તે મોટરના વાટમાં પાણીનાં ખાબોચ્યાં મળે તો તેમાંથી મોટરનાં પૈડાં પસાર કરવામાં બહુ લાભ થશે. ગરમ થતાં ટાયર્સનો નાશ વેહેલો થશે. એક્કી વેળા પચીસ માઇલનો ટપ્પો કાપ્યા પછી જો મોટર એક દશ મીનીટ થોભશે તો તેનો ફાયદો બધાને મળશે, તેથી આ કાયદો હમેશાં ઘણી ચિવટાઇથી પાળજો. ટાર્યસમાં હવાનું પ્રમાણ હમેશાં જાળવજો. જો વધુ હશે તો પેટ્રોલ બચશે પણ મોટર થડથડશે અને ગરમ થતાં ટાયર ફાટશે. જો ઓછી હવા હશે તો પેટ્રોલ વધુ ખપશે, બેસવામાં સુવાળું લાગશે, પણ ટાયરનો નાશ થશે અને ડ્રાઇ-વરને થાક લાગશે, માટે પ્રમાણ તમે જરૂર જાળવજો.

જે વધારાની ટયુબ સાથે રાખી હોય તે બેસવાની બેઠક હેઠળ સાયલનસર ઉપર રાખતા ના, પણ બનતાં સુધી તેની

ગરમીથી દુરને દુરજ રાખજો. અમે સાયલંસર આગળ રાખી હતી તે રોજના ચાલુ સેંકડો માઇલની મંજલ કર્યા પછી જ્યારે ખપ પડયો ત્યારે જોતાં ટયુબો શેકાઇ જલેબી જેવી થઇ ગઇ હતી.

યાદ રાખજો કે સફર અગાઉ મોટર શેહેરના વપરાસમાં જરા પણ ગરમ થતી હોય અથવા તો જરા જુજ જેવી નૉક કરતી હોય તો તે લાંબા પ્રવાસને માટે લાયક નથી એમ ચોકસ માનજો. શેહરમાં ટુકા ટુકા રસ્તામાં ખામી માલમ પડતી નથી પણ જ્યારે એકસરખી લાંબી દોડ મારે છે ત્યારે જરામાં તેની ખામીઓ વધી પડે છે.

સફર માટેની તૈયારી દરમ્યાન "ચાલી જશે" એ શબ્દો માત્ર મૂર્ખ માનવીના હોવા જોઇએ. કાંઇ પણ નજીવી ગફલતી ચાલવાની નથી. તમારો મૂદ્રાલેખ "પરીપૂર્ણતા" હોવો જોઇએ. દરેકે દરેક બાબતમાં સંપૂર્ણતા સાથે તૈયારી કરવી. વળી શોફર કે કિલનર ઉપર ભરોશો રાખવો નહી. ભલે તેઓ પાસે કામ લેવું; પણ તે તમારી હાજરીમાંજ લેવું, ત્રણ ટાયર ટયુબ મારી હાજરીમાંજ ચઢાવ્યા પણ એક છેલ્લું મારી પીઠ પાછળ ચઢાવ્યું તેનું પરીણામ શું આવ્યું તે સાંભળો. એક નવી ટયુબ ટાયર ચઢાવતાં, ટયુબમાં ટાયર–લીવરનો ખુપડો લાગ્યો. શેઠનો જીવ કમળાય નહી કરીને ત્યાંનુ ત્યાંજ ડનલોપનું તૈયાર પૅચ પેટ્રોલમાં ભીનવી લગાડી માર્યું, અને ટયુબ ટાયર ચઢાવી કામ સમાપ્ત કર્યું.

જ્યારે અહીંથી બસોને હેંસી માઇલ ઉપર હવા નિકળી ગઇ, ત્યારે ટાયર ખોલી જોયું તો અંદર પૅચ! અરે ભાઇ, આવું ઠીંગડું આ નવી ટયુબ ઉપર અહીં કયાંથી આવ્યુ? ત્યારેજ તેનો ભરમ પુટયો! અસલ કેહેતી કે "હાથ કરે તે સગો આપ નહી કરે" તે ખરી ઠરી, ત્રણ ત્રણ ટાયર જાતી હાજરીમાં

ચઢાવ્યા પણ જીંદગીમાં નસીહત મેળવવાના તે ચોથું બીજાને સોંપ્યું.

મોટર માટેનાં હથીઆર એકે એક સાથે રાખવાં. વાઇસને લોખંડ કાપવાની કરવત વટીક ચુકવી નહી. એની જરૂર પડશે નહી એમ ધારવુંજ નહી. હથીઆરનો ઘસડેલો વજન જયારે કાંઇ અણધારેલું આવી પડશે ત્યારેજ તેનું વાજબીપણું પુરવાર થશે. કાંઇ નહી તો આખરે ગધેડ ખોદવા પણ કામ લાગશે અને જો તેમ પણ કામ નહી લાગ્યું તો કોઇ બીજાની મદદે હિમ્મતથી જઇ શકાશે.

મોટર માટેનું જ્ઞાન તમને પણ સારૂં જેવું હોવું જોઇએ. આ જાતનું અજ્ઞાનપણું શેઠયાઓને હેરાન કરતા થઇ પડે છે. માણસો ઉપર વિશ્વાસ રાખવો સારી આદત છે, પણ તમારાં પોતાનાં જ્ઞાનને લીધે તેઓ વિશ્વાસનો ગેરઉપયોગ કરી શકતા નથી. પ્રવાસ દરમીઆન નોકરો ઝાઝા ટકી શકતા નથી. વળી રસ્તે રસ્તે શાહાજાનપુરી પણ સસ્તો આના છ ની બાટલી એક એટલે ઉડાવ મારા બાપ! કોણના બાપની દિવાળી! રડશે ત્યારે શેઠ! પછી થયું લીવર ને હવે લેતો જા ઇમેટીનના ઇન્જેકશન ઉપર ઇન્જેકશન! હું આ પ્રમાણે સફર દરમીઆન મારૂં વૈદીક જ્ઞાન તાજું રાખવાને નસીબવંતો નીવડયો હતો.

હવે મુખ્ય વિષય ઉપર પાછા ફરીએ. ટયુબ ટાયર મોટરનાં હથીઆર અને તેલ પેટ્રોલ શિવાય સામગ્રીમાં એક દોરી સાથની કન્તાનની નાની બાલડી. એક પેટ્રોલ માટે નાની ગળણી અને શેમોઇનું ચામડું, કેટલોક તાર અને પાતળી સુતરી, અને રબર ટયુબ્સ એ બધી અગતની જરૂરી જણસો છે તે સાથે લેવા ચુકવું નહી. જુની ફેલ્ટહેટ શેમોઇ કરતાં સારી નીવડે છે. જયારે પેટ્રોલ પાઇપનો સાંધો ચાલુ આંચકાથી તુટી જાય છે, ત્યારે રબરની ટયુબ કોઇ વેળા ઘણી ઉપયોગી

થઇ પડે છે. આ બીનજરૂરી દેખાતી જણુસ અજબ ઉપયોગી કામ કરી બતાવે છે. એક વેળા મુંબઇથી માહાબ્લેશ્વર મોટરમાં ચાલી રહ્યા હતા. મોટર એકાએક થંભ થઇ ઉભી. તપાસતાં પેટ્રોલ પાઇપ તુટી હતી અને સુખે પેટ્રોલ રસ્તા ઉપર ઢોળાતું હતું. મોટરમાંના સર્વેનાં મ્હોડાં ઉતરી ગયાં, સવાલ પર સવાલ થઇ રહ્યા કે હવે કરશો કેમ? એક જણ તો પાંચ માઇલ દોડી જઇ પાઇપ સંધાવી આવવા તૈયાર થયું. ભાઇ તો મનમાંને મનમાં મલકાઇ રહ્યા હતા કે આ લોકોને અચંબો આપવાની આ તક સારી હતી. પાઇપ કાઢી કાપી નાખી એટલે તેઓનો બળાપો વધી પડયો પણ જ્યારે તેની ઉપર તેનાં કરતાં જરા મોટી સાઇઝની બીજી ટયુબ ચઢાવી ત્યારે જરા સધ્યારો આવ્યો ને બોલ્યા કે એ શું કરે છે તે જરા થોભો અને જુઓ! વળી જ્યારે તેની ઉપર રબરની ટયુબ ચઢાવી ત્યારે તેઓ સમજ્યા ને હસવા લાગ્યા. અડધા કલાકમાં મોટર જાણે કાંઇ થયુંજ નહી હોય તેમ ચાલુ થઇ તે ઠેઠ પાછા ફર્યા ત્યાં સુધી એમને એમજ રહ્યું.

લાંબી સફરમાં મોટરને તેલ પાણીની વાંણ કરવી નહી. તેલ જેટલું જોઇએ એટલું છુટથી વાપરવું અને જરા પણ વેહેમ પડતાં આળસ બાજુ મુકી વારંવાર તપાસી જોવું. આટલી સાવચેતી તમારી અનહદ મુશકેલી દુર રાખશે. તેમાં જ્યારે પરવત ચઢવાના હોય ત્યારે જરા વધારે છુટથી તેનો વપરાસ કરજો. સારાં તેલમાંજ મોટરની સલામતીની ખાતરી છે. હલકાંમાં ચીકાશ ઓછો રહે છે. તે ઉપરાંત તે બરાબર ગાળેલું હોતું નથી તેથી તેમાં રૂવાટી રહી જાય છે, જે નાનાં કાણાંમાંથી તેલને ફરતું અટકાવી નાખે છે. જો એક પણ બેરીંગને તેલ બરાબર નહી પુગ્યું તો દસ વીસ માઇલ પછી તે બેરીંગ જરૂર બળી પીગળી જવાની. તેલ જો તારની બારીક જાળીમાંથી ગાળીને

નાખ્યું હોય તો પછી કોઇ જાતની ફિકર નહી. પછી તો અહીંથી સીધા મોસ્કો બર્લીન ને માર્ગે પેરીસની સફર કરો.

હવે રસ્તા બાબતના વાદવિવાદ ઉપર આવીશું. કોઇ પણ ઠેકાણે માર્ગ ચુકાય એવી ખાસ ધાસ્તી નથી. રસ્તાની બાજુમાં માઇલ સ્ટોન બહુ સારી સમજ આપે છે. રસ્તો કયાં જાય છે અને તે જગ્યા કેટલા માઇલ ઉપર છે તેમજ પાછળ મુકી આવેલું મુખ્ય ગામ કેટલા માઇલ ઉપર છે તેની સમજ તેની ઉપર આપેલી છે. શરૂઆતમાં શેહેરમાંથી નિકળતાં જરા પુછ-પરછ કરવી પડે છે. પણ એક વખત રસ્તો પકડયો પછી તો બસ હાંકયા જાઓ, કોઇ પુછનાર નથી. વળી ગવર્નમેન્ટ ઓફ ઈન્ડયાના સરવે ડીપાર્ટમેન્ટના નકશા ખાતરી પૂર્વક બાતમી આપનારા છે. કલકતે લખવાથી એક એક ડીસ્ટ્રીકટનો છુટો છુટો કટકો એક એક રૂપીએ મળશે.

મુંબઇથી પેહેલું સગવડ પડતું મુકામ નાસીક છે. ત્યાં પારસી માલેકીનું હોટેલ છે તેમજ બીજા કેટલાક જરથુસ્તિઓને ચાહનારા લાયકીવાળા ગૃહસ્થ પણ વસે છે, જેઓ જરૂર પડવે પોતાનો બંગલો ખાલી હોય તો થોડા કલાક માટે અથવા માગો તેટલો વખત ભાડે પણ આપે છે તેમજ ખાવા પીવાની સગવડ પણ સારી કરી આપે છે. નાસીકમાં મોટર સમારવાના કારખાના છે તેમજ સામાન પણ છુટથી મળે છે.

નાસીક છોડયા પછી સાતમાળા અથવા ચાંદોરનો પહાડ પસાર કરવો પડે છે. ત્યાર પછી ધુલ્યા તલક મુલક સપાટ છે. વચમાં કાંઇ અગતની જગ્યા આવતી નથી.

ધુળ્યામાં ધર્મશાળા તેમજ ડાક બંગલો બેઉ છે. આ ગામમાં પણ મોટરની સામગ્રી મળી શકે છે કારણ ત્યાંથી આસપાસ ગામો સાથે મોટરનો વેહેવાર મોટો છે. રાતના ઉતારા ઉપરાંત અહીં વધુ થોબવાની કાંઇ જરૂર નથી.

ધુળ્યા મુકી વીસ માઇલ ઉપર તાપી નદી તરાપાથી અથવા તરતા પૂલ વડે અથવા પાડાની જોડીથી ઓળંગી જવાય છે, જે પ્રમાણે પાણી વધુ ઓછાં હોય છે તે પ્રમાણે વપરાસ કરવામાં આવે છે. તાપી નદી બનતાં સુધી સાંજ પેહેલાં ઓળંગી જવી, નહી તો હરકત થવાનો સંભવ છે.

ધુળ્યા છોડયા પછી રાત માટે કયાં ઉતારો નાખવો તે એક સવાલ થઇ પડે છે. ખળઘાટ જે નર્બદા નદીને કિનારે આવ્યું છે તે એક સો ને ત્રીસ માઇલ ધુળ્યાથી દુર છે જ્યારે મઉ એકસો ને અડસઠ માઇલ છે. જો અગત હોય ને મોટર યારી આપતી હોય તો સીધા મઉ ચાલ્યા જાઓ. પણ એમ કરવા જતાં હાલમાં તો એક નદીને ત્રણ ઘાટ કુદાવવા પડશે. તેથી પગ જોઇ પાથરણું કરજો. હું પોતે મઉ નહી જતાં ખળઘાટ ઉપર રાતને સમયે ઉતારો લેવાની સલાહ આપું છું. હાલમાં નર્બદા નદી ઉપર પૂલ તૈયાર થયો છે એટલે તરાપાની કડાકુટનો અંત આવી ગયલો છે. ધુળ્યાના પી. ડબલ્યુ. ડી. ઓફીસને આગળથી લખી પુછાવવે સર્વે બાતમી મળી શકે છે.

નમનતાઇ અને શાંત હોશિયારી વડે સર્વ કામ સેહેલાઇથી થઇ શકે છે. બુમબરાડા, ધાંધળ ધરપચ લોકની આંખમાં માત્ર હલકા પાડે છે, જેની જરૂર કોઇપણ વેળા પડતીજ નથી. જો ખળઘાટ રાત માટે મુકામ કરવાનો વિચાર રાખ્યો હોય તો સાથે સુકુંપાકું રાખજો, નહિતો તાસા શેકાશે, ત્યાં જમવાનું મળે કે નહિ પણ મળે. ખળઘાટ અને ધુળ્યા વચમાં પાલસ-નેરનો ડાક બંગલો છે જેમાં ટીફીન ખાઇ લેવું. સર્વે ડાક બંગલામાં હુશિયાર રહેવું. ચીલ ઝડપની આદત બહુ રહે છે. અમારી ટોળીએ બંગલે બંગલે કાંઇ ને કાંઇ નાનું મોટું ગુમાવ્યું છે.

ખળઘાટ અને મઉની વચમાં ગુજરી અને માનપુરના ઘાટ પસાર કરવા પડે છે તે ખાસ મોટા નથી. કસારા ને થળના પ્રમાણમાં તે ઘણા નાહના છે.

મઉમાં પારસી વસ્તી સારી છે. હોટેલ નથી અને ડાક બંગલાની હાલહવાલીની વાતો નિરાશી ઉપજાવનારી છે. તેથી આગળથી ઉતારા માટે નકકી કરવું વધુ ઠીક પડશે.

મઉ પછી મક્ષી ડાક બંગલો સારો છે, જો કે ઘુવર્યામાં ઢંકાયલો છે પણ જો મઉથી ઉપડયા હોવ તો તેની જરૂર જણાતી નથી. જો એમ હોય તો સીધા બ્યોરા અથવા ગુના જઈ લાગવું. બ્યોરાના ડાક બંગલામાં તાર કરવે ત્યાં ખાવું પીવું મળશે.

મઉથી ગુના એક સો છયાસી માઇલમાં કોઇ પણ જગ્યાએ પેટ્રોલ મળતું નથી, તેથી આગળથી ચાર ગેલન વધુ લઇનેજ નિકળવું. ગુનાનો ડાકબંગલો બહુજ સારો છે. પેટ્રોલ ગુના અને શિવપુરીમાં પુષ્કળ મળી શકશે.

આ સપાટ મુલકમાં મોટરની એક સરખી ચાલમાં પેટ્રોલનો ઘણો બચાવ થઇ શકે છે. મારા હાથમાં તેની કળા આવ્યા પછી એક ઠેકાણે એકસો ને સાઠ માઇલનો ટપ્પો ચાર ગેલનમાં ખલાસ કર્યો. આ યુકિત એ હતી કે જ્યારે મોટર એક સરખી ચાલુ થઇ જાય એટલે પેટ્રોલ નામનુંજ આપવું અને તેના ભાગનો થ્રોટલ ઉદાર દિલે ખુલ્લો રાખવો. આ પ્રમાણે મોટર ઉપર ચાળીસ મણના બોજા સાથે ગેલને ચાળીસ માઇલની સરેરાસ આટલા રસ્તા ઉપર લાવી શકયો હતો. આ કળા મારે હાથે મોડેથી આવી, નહિતો ખરચમાં મોટો ઉગાળો થઇ શકતે. આ કરકસર ચઢાણ ઉપર ચાલી શકતી હતી

નહિ. તો પણ સંભાળથી પેટ્રોલ વધારતાં ત્રીસ માઇલની સરેરાસ ત્યાં પણ છેલેછેલે આવતી હતી.

ગ્વાલ્યર છોડયા પછી સર્વ ઠેકાણે પેટ્રોલની રેલછેલ પુરતી છે. જો કોઇ પણ ઠેકાણે તંગી પડી હોય તો તે મરી હિલ ઉપરજ હતી, જયાં તેની શોધમાં આખો દિવસ નિકળી ગયો હતો. વળી એક બે ઠેકાણા એવા પણ મળ્યા કે જયાં વેપારીઓએ ઘેર બેઠાં તે મોકલી આપ્યું અને પાછળથી ટાંગામાં બેસીને આવી પૈસા ચુકતે લઇ સીધાર્યા. કેમ શું ધાર્યું? મુંબઇના વેપારીઓ એમ કરે તો કેમ વારૂ?

મક્ષીથી ગુના અને ગ્વાલ્યર સપાટ રસ્તા કાપી કાંઇ પણ તકલીફ વિના પુગી વળાશે. પણ વચમાં ઘણી પોહોળી ને શોભિતી નદીઓ પથ્થરની પાળ વડે ઓળંગવાની છે તે હમેશાં તો પસાર થઇ શકે છે પણ જ્યારે બહુ ભારે વરસાદ પડયો હોય છે ત્યારે એક બે દિવસ થોભી જવું પડે છે. શિવપુરીમા હોટેલની સગવડ સારી છે. ત્યાં પેટ્રોલ પણ પુષ્કળ મળે છે પણ મુંબઇ કરતાં ચાર આઠ આના વધુ લે છે.

પેટ્રોલ ગાળવા માટે ખાસ ધ્યાન આપવું, નહિતો કાર-બ્યુરેટર વારંવાર ખોલવું પડશે. એક વાર તે બરાબર બેઠું હોય તો ખોલ્યા પછી પાછું તે એટલું સારૂં ગોઠવાતાં વાર લાગે છે અને તેટલો વખત પેટ્રોલ વધુ ખપે છે, તેથી પેટ્રોલ ગાળીનેજ નાખવું કે હેરાન થવું પડે નહિ. ગાળવા માટે શેમોઇ લેધરની જગ્યા જુની ફેલ્ટહેટ સહેલથી સાચવશે. શેમોઇને તો પર પણ આવવાની ધાસ્તી રખાય પણ આતો પગે પગે અથડીને ત્યાંની ત્યાંજ રહેશે.

શિવપુરીથી ગ્વાલ્યર ઘણો સીધો અને સરળ પેહેલા નંબરનો રસ્તો છે. વળી લોકો પણ ઘણા ગરીબ અને નમનતાઇવાળા છે. જમણા હાથને સારાં જેવાં તેલની માલીશ

કરતાં ચુકવું નહિ, નહિતો વટેમાર્ગુની સલામ પાછી વાળતાં વાળતાં હાથ ભરાઈ આવશે. ગ્વાલ્યરમાં પણ પેહેલે નંબરનું હોટેલ છે.

આ શહેરથી આગ્રાના માર્ગમાં ચંબલ નદી મળે છે. જ્યારે પાણી વધારે હોય છે ત્યારે મોટી તરાપા જેવી બોટ વડે નદી ઓળંગવી પડે છે. તે જગ્યા ઉપર આગળથી લખવાની જરૂર નથી. નદીના પાટમાં રેતી ઝીણી ને નરમ છે જેથી ભારી મોટર તેમાં બેસી જાય છે. મોટર હલકી રાખવી અને બનતાં સુધી હાથે ધકેલાવવી, તેને આપબળે ચલાવવી નહિ. નહિ તો ફરતાં પૈડાં રેતીમાં ગાળો પાડી વધુ ને વધુ ઉંડાં બેસતાં જશે.

નદીમાં સહાસિક બની ઉત્સાહ દેખાડી નાહવા ઉતરશો નહીં. મગરો પુષ્કળ છે તે ત્યાંજ તમારો શિકાર કરશે. આ ભયંકર પ્રાણીને આબરૂ ઈજ્જત આપી દુરજ રહેજો. થોડાંક પાણી ઓસર્યા પછી બોટો નો પૂલ બનાવી તેની ઉપરથી મોટર સરળ લઈ જઈ શકાય છે. તે પૂલ સાત મહિના રાખવામાં આવે છે. પાણી વધુ હોય છે ત્યારે તરાપા તૈયાર રહે છે.

મોટર ભારી હોય છે તો પૂલ એટલો ડોળે છે કે જીવ અદ્ધર થઈ જાય છે. છોકરાં બચ્ચાંને ઉતારીનેજ ઉપરથી પસાર થવું વધુ સલામત છે.

આગ્રામાં મોટરના કારખાના પુષ્કળ છે તેમજ જોઈતી ચીજો પણ મળી શકે છે. ત્યાં ઉતારા માટે હોટેલ છે. વળી પારસીની ધર્મશાળા ઘણી સારી હાલતમાં રાખવામાં આવી છે. આગ્રામાં બે ત્રણ દિવસ તોડી પાડયા હોય તો સારૂં. તે જગ્યા હરી ફરીને જોવા લાયક છે. ત્યાંથી જે નિકળ્યા તે પાયતખ્ત દિલ્લી વગર મુશકેલીએ પુગી શકાય છે.

આગ્રાને દિલ્હીની વચમાં કોઈ જાણવા જોગ શહેર નથી કે જ્યાં મદદ મળી શકે. દિલ્લી હોટેલોથી ઉભરાઈ જાય છે. વળી

ફી પણ ભારી પડે તેવી નથી. આ શેહેરમાં મોટરનો સર્વ સામાન મળી શકે છે. આ તકનો લાભ લેવો; નહિ તો પછી લાહોર આવતાં સુધી વાટ જોવી પડશે. મોટરના સાંધે સાંધા ગ્રીઝ કરી લેવા ચુકવું નહિ. જો કે આ બાબદ નાહની લાગે છે પણ એનો ફાયદો ઘણો મોટો છે. મોટરનું સ્પ્રીંગીંગ સારૂં હોય તો ટાયરનો ઘણો બચાવ થાય છે તેમજ અંદરના બેસનારને ખુશનુમાં લાગે છે. સ્ટીયરીંગ જેમ હલકું હોય તેમ ડ્રાઈવરને થાક ઓછી લાગશે.

દિલ્લીમાં ઓછામાં ઓછા ચાર દિવસ ગાળવા જોઇએ. જુની ઇતિહાસિક જગ્યા ઘણી છે તે જોઇ ચુકવા ભૂલવું નહિ પણ હાલમાં કેટલીક જગ્યાએ બુટ મોજાં કઢાવવાનું ઘેલું લાગ્યું છે. આગળ તે હતું નહિ, તેથી સ્વમાન જાળવવું હોય તો તેમ કરવું નહિ. જોયા વગર ચાલશે.

દિલ્લી છોડયા પછીના રસ્તા વધુ ખુશનુમાં છે. વચ્ચે પાનીપત અને કરનાલ એ જાણીતી જગ્યા છે. અંબાલાની જેમ નજીક આવતા જઇએ છીએ તેમ તે રસ્તો વધુ ને વધુ રળીઆમણો થતો જાય છે. મોટરની સામગ્રી આ શેહેરમાં પણ છૂટથી મળે છે. જે હોટેલમાં ઉતરવું હોય ત્યાં પેહેલેથી જરા પણ અચકાયા વિના તેની ફીનું નક્કી કરવું; નહિ તો પાછળથી આ ઇમાનદાર માલેકો તમને મુંબઇના જોઇ મોટો બુક જરૂર ધરશે. વેટીંગ રૂમમાં પણ ઉતારો મળે છે, અને તે સસ્તું પડે છે.

અંબાલા ખુશનુમાં જગ્યા છે. વળી સિમલા જવાનો માર્ગ પણ ત્યાંથીજ ફાટે છે. કાશમીર માટે તો લુધ્યાના અમરીતસર લાહોરવાળો માર્ગ ધરવો.

આ જગ્યાએ રસ્તા છૂટા પડતાં દેખાડનારાં પાટયાં કાંઇક ગુંચવાડો ઉભો કરનારાં છે. જે માર્ગ ડાબા હાથ ઉપર પૂલ

ઉપર થઇને જાય છે તે લાહોરનો છે તેજ બસ પકડવો. ઉત્તર તરફ સીધો જતો રસ્તો સિમલાનો છે.

રસ્તામાં ચાહ પાણીની ફિકર કરવી નહિ. જ્યાં પણ સ્ટેશન જોયું ત્યાં ચાહ તૈયાર મળશે. આ બાબદનું સુખ રેલવેને લીધે વિશેષ છે. આ પ્રમાણે જગેજગ ચાહ મળી શકે છે તેટલા માટે સાથે ચુલો તપેલી લેવાની તકલીફ ઉપાડતા ના. સફર દરમીઆન સૌથી સારામાં સારો ખોરાક મારા વપરાસમાં તો સપરચન માલમ પડયા. ચાલતાં ચાલતાં ચાવ્યાં જાઓ તો પેટ પણ પુરેપુરૂં ભરાઇ રહે, અને જ્યારે ઉતારાની જગ્યાએ ઉતરો ત્યારે બીજો ખોરાક લેજો.

પંજાબનું નામ પાંચ નદીઓ ઉપરથી પડયું છે પણ તે જાતે સુકો મુલક છે. ટાયર્સનો મોટામાં મોટો દુશમન ગરમી છે. જેમ ગરમી હોય તેમ મોટરની ઝડપ ઓછી કરવી અને દરેક પચીસ માઇલ થોબી જઈ તેને પુરતી રીતે થંડા કરવાની બરાબર તક લેવી. પાણીનો વપરાસ પણ તે ઉપર ઉદારપણે કરવો. કંતાનની ડોળ એટલે મુંબઇગરાની બાલડી સાથેજ રાખવી, તે ડગલે ને પગલે કામ લાગશે. જો તે ચુકયા તો એમજ સમજજો કે મોટરનાં એન્જીનનું તેલ ચુકયા.

જો રસ્તામાં પાણીવાળી ભીની જગ્યા મળે તો મોટરનાં પૈડાં તેમાથી ચલાવી લેતાં ચુકતા ના. વળી ટાયર્સ ચઢાવવામાં એવી હુશિયારી રાખવી કે નદીમાંથી મોટર પસાર થાય તો પણ ટાયર્સની અંદર પાણી જવા પામે નહિ. આ પ્રમાણે તજવિજ રાખ્યે ટાયરની જીંદગી લંબાશે.

અંબાલાથી લુધ્યાના સુધીના માર્ગ માટે બોલવાની કાંઇ જરૂર નથી. ડાક બંગલો ગામ પસાર કર્યા પછી ડાબા હાથ ઉપર સડક ઉતરી રેલવે લાઇનની પેલી ગમ છે તે મોટો અને સારો છે. લુધ્યાનાથી અમરીતસર અને ત્યાંથી લાહોર એક

સરખો રસ્તો છે. નદીઓ ઉપર જબરદસ્ત મોટા મોટા પૂલો છે. આ રસ્તાઓ ઉપર જો તમારી મોટરમાં ચાલવાની તાકાત હોય અને તમારામાં ચલાવવાનો દમ હોય તો કોઇ તમને અટકાવનાર નથી.

સફર દરમીઆન હોર્ન તો એવું રાખવું કે ચારસો વારના છેટામાં કોઇ પણ પ્રાણી ઉંઘાતું હોય તો તે વગાડવાથી ઉઠી જાય. કોઇક વેળા આખા સરળ રસ્તા ઉપર એકજ ગાડું દેખાતું હોય અને તે બેપરવાઇથી દરકાર કર્યા વિના માર્ગના મધ્ય ભાગમાંજ ચાલ્યા કરે તે વખતે સરળ ચાલી જતી તમારી મોટરની ઝડપ ઓછી કરતાં ભારે દુઃખ લાગે છે. વળી આ અકલમંદ ગાડાંવાળાને ખબર આપ્યા વિના પસાર પણ થવાતું નથી, કારણ છેલ્લી ઘડીએ આ અન્નાડી જ્યારે જાગી ઉઠે છે ત્યારે મોટરને રસ્તો આપવા જરૂરજ ખોટી બાજુએ ગાડું વાળે છે જેમ કરતાં મોટર ને ગાડું એક તરફ થઇ જાય છે. જ્યાં તલક ખાતરી મળે નહિ કે તેણે કઇ તરફ ગાડું લેવાનું નક્કી કર્યું છે ત્યાં સુધી તે પસાર કરવું નહિ. મોટર પણ એકદમ અટકાવવા કરતાં આસ્તે આસ્તે આગળથીજ અટકાવતા આવવું. એકાએક મોટરને અટકાવવી તે, તેના અને આપણા પગ ઉપર કુવાડી મારવા જેવું છે અને તેનાં કરતાં પણ વધુ ખરાબ તેનાં ટાયર્સ ઉપર છરી ફેરવવા જેવું છે. વળી લાંબા પ્રવાસમાં ચાલુ વપરાસને લીધે બ્રેકના સળ્યાના સાંધાની પીન ઘસાઇને તુટી જાય છે, તેથી તેને પણ તક મળતાં તપાસી લેવી.

અમરીતસરથી લુધ્યાના આવતાં મને પણ એજ પ્રમાણે થયું હતું, ગાડું વચ્ચે આવી લાગ્યું. ફુટ બ્રેકે જવાબ નહિ વાળ્યો. આખર થોભ્યા ને જોયું તો પીન તુટી ગઇ હતી ને સળ્યો જમીન સાથે ઘસડાતો હતો. ખીલો ઘસી બેસાડ્યો અને આજ દિન સુધી મુંબઇમાં પણ તેજ જવાબ આપે છે.

લાહોરમાં પારસી વસ્તી સારી છે. ધર્મશાળાની બરાબર સગવડ નથી માટે આગળથી કોઇ ઓળખાણુવાળાને કેહેવડાવી હોટેલ માટેની સગવડ કરી લેવી.

મુંબઇ પછી આજ જગ્યા છે કે જ્યાં મોટર માટેની જે કોઇ ચીજ માંગો તે મળી શકશે.

લાહોરથી જીલમ અને જીલમથી પીંડી બસો માઇલમાં પેટ્રોલ મળશે નહિ તેથી જોઇતો માલ લઇ લેવો. જો જીલમ ઉતારો લેવો તો ડાક બંગલો સારો છે. લાહોર છોડયા પછી એક રસ્તાનો નાનો ટુકડો ઘણો વિચીત્ર આવે છે. દરેક મીલીટરી કેન્ટોનમેન્ટ માટે યાદ રાખવું કે મોટરની ઝડપ તેટલી જગ્યામાં પંદર માઇલ કરતાં વધુ રાખવી નહિ. નહિ તો બીજેજ દિવસે મોટરની સેહેલ છોડી કોર્ટની તપસા કરવી પડશે.

પીંડીમાં મોટર માટેનો સામાન સારો મળે છે, પણ ત્યાં પેટ્રોલમાં કેરોસીનની ભેળસેળ ઘણી થાય છે એટલા માટે સીલબંધ ટીન લેવાં.

પીંડીથી મરી હિલ માત્ર ચાળીસ માઇલ છે તેમાંના પાછળા વીસ માઇલ ચઢાણ છે. આ તરફના ઉંચાણની હવા ઘણી પાતળી છે તેથી ચઢાણ ઉપર મિક્ષચરમાં વધુ પેટ્રોલ આપવું નહિ અથવા તો આપી જોવું. જે વધારે અનુકુળ થાય તે કરવું. આવા ચઢાણ ઉપર સમતોલ પેટ્રોલવાળું મિક્ષચર મોટરને ગરમ થવા દેશે નહિ. એકદમ કમતી પેટ્રોલથી તે જરૂર ગરમ થશે. વળી પાતળી હવા ને લીધે વધુ પેટ્રોલવાળું મિક્ષચર કોઈ પણ રીતે નુકશાનકારક થઇ પડશે, તમારી મોટરને જે મિક્ષચર વધારે અનુકૂળ થઇ પડતું હોય તેજ રાખવું. મોટરની ચાલમાં જો કાંઇ ફેરફાર થાય તો એમ સમજતા ના કે મોટર બગડી ને મેગનેટો ખોલવો જોઇએ. એ તો પાતળી હવાના પ્રતાપે છે, તેથી હવાનું પ્રમાણ ઓછું વધતું કરી જોવું

મરી હિલ પછીની ઉતરાણુ એકસરખી અખંડ સલંગ છે તેથી બ્રેકો આગળથી જોઇ લેવી. બ્રેક બરાબર નહિ હોય તો તેને બરાબર હાલતમાં મુકી લેવી. બેને બદલે ત્રીજી પણુ બ્રેક પેટ્રોલ બંધ કરી એનજીનને વચલા ગીયર ઉપર રાખી બ્રેક તરીકે વાપરવા ચુકવું નહિ. આ રીતે બ્રેકનો ઉગારો થશે અને ઘસાઇ જતી બચશે.

લાંબા પ્રવાસમાં ભયભીત જીવલેણુ અકસ્માતનું કારણુ એકજ છે. "છેલ્લી ઘડીએ બ્રેક મારવાની આદત." છેલ્લી ઘડીએ ધરરર કરતી મોટર ઉભી રાખી તમે મલકાઓ કે એકદમ કેવી ઉભી રાખી ! નહી; તે હુશિયારી નહી પણુ ખાંમી; ટાયરનો નાશ, બ્રેકનો નાશ, શેશીનો નાશ અને આ ખરાબ આદત સાથે કોઇ વેળા ધારવા પ્રમાણે જો મોટર થોભી નહી તો જાનનો નાશ ! ઉતરાણુ ઉપર કોઇપણુ વેળા મોટરને એકઠી થતી ઝડપ પકડવા દેવી નહી. શરૂમાંજ તેને રોકયા કરવી. જેવી ઝડપ ધરી કે પાછી રોકવી, એ પ્રમાણે આખી ઉતરાણુમાં મોટરને ચાલુ તાબામાંજ રાખવી, બહુ થશે તો મીનીટ દશનો ફરક પડશે, પણુ જીવની સલામતીની ખાતરી જરૂર મલશે.

હવે બ્રેકનો ઉપયોગ કેમ કરવો ? બેઉ બ્રેક; હેન્ડ-બ્રેક અને ફુટ-બ્રેક સામટી વાપરવી નહી. મોટરને ઝડપ ધરવા દીધી હશે નહી તો એક બ્રેક પુરતી થઇ પડશે. વારા ફરતી થોડો વખત હેન્ડ-બ્રેક, તો પાછી થોડો વખત ફુટ-બ્રેકનો વપરાસ કરવો. જો બ્રેકના શુ ગરમ નહી થાય તો તે ડ્રમને વધુ પકડશે. ગરમ થયા પછી બ્રેક સરકી જયા કરે છે. થંડી બ્રેકને સલગી જતાં પણુ વાર લાગે છે.

ઉતરાણુમાં સેકંડ ગીઅરમાં બંધ ઇગનીશને મોટર ઉપર જબરો કાબુ ધરાવી શકાય છે. પેહેલું ગીઅર મોટરને દુઃખ

સમાન થઇ પડે છે, પણ કાબુ તેના કરતાં પણ વધુ ધરી રાખે છે.

મોટાં ચઢાણ ઉપર જો એન્જીન ગરમ થયું હોય તો પછીનાં ઉતરાણ ઉપર ઇગનીશન બંધ કરી ગીઅરમાં નાંખી ઉતરતાં, એન્જીન પેટ્રોલની વેપરથી ઝટ લઇ થંડું થઇ જાય છે પેટ્રોલનો બચાવ કરવો હોય તો ઇગનીશન અને પેટ્રોલ બેઉ બંધ કરી થ્રાટલ ખોલી મુકી ઉતરવું. કોઇ મોટર આ પ્રમાણે ગીઅરમાં નાંખી ઉતરવાથી આંચકા ખાઇ બગડે છે ત્યારે તો કહ્યા પ્રમાણે વારા ફરતી બ્રેકનો ઉપયોગ કરી ઉતરવું. પણ યાદ રાખવાનું તો એજ છે કે ઉતરાણની શરૂઆતથીજ મોટરની ઝડપમાં ઉમેરો થતો જવા દેવો નહી.

દોમેલ ઉપર જગાતની ચોકી બાબતના વિષય ઉપર આવ્યે તે પહેલાં પ્રકરણ તેરમાં ગરી પછી દોમેલ લખ્યું છે તે ખરી રીતે કોહાલા પછીજ દોમેલ છે. એટલે જગાત કોહાલા છોડયા પછીના રસ્તામાંજ ભરવી પડે છે. ગરી અને ઉરી ત્યાર પછી આવે છે.

દોમેલ ઉપર જગાતની ચોકી છે જયાં કેટલાક કરો ભરવા પડે છે. તે ચોકી આવી લાગે તે અગાઉ પેટ્રોલના ડ્રમ ટાંકીમાં ઠોમાવી લેવાં, નહિ તો બહારના પેટ્રોલ ઉપર ગેલન દીઠ બે રૂપીઆ કર લાગુ પડશે. ચોકી ઉપર સર્વ જગાત જોગ ચીજ વગર આંચકીએ દેખાડી વેરો ભરી આપવો. દસ્તુરીના અધીકારીની વર્તણુક ઘણી ગ્રહસ્થને છાજતી છે અને આપણી તરફથી પણ એવીજ ઉમદા વર્તણુકની તેઓ આશા રાખે છે.

ગરી તરફના પહાડી દેખાવો જોવામાં કોઇ જગ્યાએ રસ્તાની બાજુએ ઉતરી પડતા ના અને કાન ફાડી નાખનારા હોર્નનો વપરાસ છૂટથી કરજો. જેમ બચ્ચાં ઉભેલી ગાડીએ

પણ હોર્ન વગાડી મજાહ મેળવે છે તે પ્રમાણે તમો પણ તે જગ્યાએ તેમ કરી મજાહ મેળવજો.

ઉરી પછીનો પાંચ દશ માઇલનો રસ્તો ખરેખરો જોખમથી ભરપુર છે. જેણે તે જોયો છે તે તેના જોખમની ચેતવણી જરૂર આપશે. આટલી જગ્યા ઉપર પુરતું ધ્યાન આપજો, નહિ તો હાડકાં પાસળાં પણ પાછા મેળવવાં મુશકેળ થઇ પડશે. આ જગ્યા છોડયા પછી સામટી નચિંતાઇ મળે છે.

કાશમીરના સપાટ મુલકમાં એક વેળા તમો ઉતર્યા પછી કોઇ જાતની કોઇ ઠેકાણે ફિકર નથી; ત્યાર પછીતો જાણે આંખ મિચીને પણ તમને મોટર હાંકવાની રજા છે.

શ્રિનગરમાં સાડા ચાર રૂપીએ ગેલન પેટ્રોલ મળે છે એટલે એક ડ્રમના રૂપીઆ અઢાર જોખી આપવાના. વળી નસીબ દેવી તમારી ઉપર પ્રસન્ન થઇ હોય તો તેમાંથી તમને તમારી અધેલી પાછી.

પેશાવર માટે પીંડીથી પેહેલા નંબરનો રસ્તો છે. પીંડીથી સતર માઇલ નીકલસન મોન્યુમેન્ટ ઉપર થઇ તે રસ્તો જાય છે જ્યારે આ હૈડાં ધબકાવતાં ગામ પાસે આવી લાગો ત્યારે મુગા મુગા કામ ઉપરજ મંડયા રહેવું. વાંદરવેડા કરી આસપાસ ડોકયા ફેરવી આપ આપસમાં પણ વાદવિવાદમાં ઉતરતા ના, નહિંતો વગર ખાધાની મોરચી થઇ પડશે.

પેશાવરમાં પેટ્રોલ પૂરતું મળે છે પણ મોટરના સામાન માટે સંતોષ મળશે નહિ. ત્યાં હોટેલ પણ છે પણ તે યુરોપીઅન માટે છે એટલે નેટીવ્ઝ ચાલ્યા જાઓ.

ખેબરની મુલાકાત કોઇ પણ બ્હાને ચુકવી નહિ. ઉતર હિંદુસ્તાનમાં સર્વ કરતાં વધુ ખેંચાણકારક આજ જગ્યા છે.

વળતી સફર દરમીઆન ટેક્ષીલાની ઉડતી મુલાકાત લેવી. જો એમ નહિ બને તો બીજે દિવસે આ કામ માથે ઉપાડવું. રસ્તો ચુકાય તેમ નથી. નિકલસનના સ્તંભ આગળથી તે જગ્યા ઉપર જવાનું વલાણ છે. પાછા વળતી વખતે ત્યાંથી લાહોર અમરીતસર અને અંબાલાનો એજ રસ્તો છે.

અંબાલાથી સિમલા જવાનો રસ્તો શરૂ થાય છે ત્યાંથી પાછા વળતી વખતે મોટર હલકી હોય તો ઉથળાઇ જતાં સંભાળજો અને ભારી હોય તો હાંકતાં ખભાંનો ખ્યાલ રાખજો. સિમલામાં હોટેલો સારાં છે તેમજ ત્યાં જરથુસ્તિ ઘણા પરગજુ છે.

પાછા ફરતાં અંબાલાથી દિલ્લી અને દિલ્લીથી આગ્રા એજ સીધ્ધો રસ્તો છે. જોઇએ તો અલીગઢવાળો રસ્તો પસંદ કરજો.

મોટર મીકેનીકની ફરજ છે કે આટલી સફર પછી મેન બેરીંગના અર્ધા અર્ધા આંટા ચઢાવી તંગ કરવા જોઇએ. પણ ચેંમબર કેસીંગ તેલ નહિ ગળે તેમ બરાબર પેકીંગ નાખી આગળ પાછળની ફ્લેટને પણ સીલબંધ કરી તંગ કરી લેવું, નહિતો તેલ ગળી પડશે અને બેરીંગ પીગળી જશે.

વળી બીજું ખાસ ધ્યાન આપવાનું કે જ્યારે કેસીંગ ખોલ્યું હોય ત્યારે કાણાંઓમાંથી પિસ્ટન-રૉડ બેરીંગ ઉપર તેલની ધાર એન્જીન ચલાવી જોઇ લેવી અને કાણાં પુરાઇ નથી ગયાં તેની ખાતરી કેરોસીન નાખી પંપ મારી કરી લેવી જોઇએ.

લાંબી સફરમાં તેલ નાખ્યા છતાં પીસ્ટન રૉડ બેરીંગ બળી જવાનું આજ મુખ્ય કારણ છે. તેલમાંની રૂવાંટી આ છીદ્રમાં ભરાઇ ગયાથી તેની ચાલુ ધાર બેરીંગ ઉપર પડી શકતી નથી, જેને લીધે તે ગરમ થઇ પીગળી જાય છે.

એન્જીનમાં ચાલુ ઉતાવળ્યો ખડખડાટ માલમ પડે તો એન્જીનનોજ છે એમ એકદમ ધારી લેવું નહિ; કોઈ વ જ્યારે યુનીવરસલ જોઈન્ટ ગ્રીઝ વગર એકદમ સુકો થઇ ગ હોય છે તે ચાલુ ગાડીમાં એન્જીનના બેરીંગને પણ રે પ્રમાણે ખડખડાવે છે.

યુનીવરસલ જોઈન્ટ ઘણી અગવડભરી જગ્યાએ છે. છતાં દરેક હજાર માઇલે તેને મન માનતો ગ્રીઝ કરવો.

આગ્રાથી મધ્ય હિંદુસ્તાન તરફ ફરતાં કાનપુર લક અને વળી આગળ વધો તો કલકત્તાનો રસ્તો આવશે. જ તેની સામેના હાથ ઉપર રાજપુતાનાનો રસ્તો મળશે. રાજપુતે પરાક્રમ જાણવાની ખાહિશ ધરાવતા હોય તો જયપુરનો ર ધરજો, પણ તે મોટરને લાયકનો નથી. જો તમારી મોટરમાં તેજ પ્રમાણે તમારાં હાડકાં પાંસળાં અને સાંધાઓમાં સરખી શક્તિ હોય તોજ તે કામ માથે ઉપાડજો. આગ્ર ચાળીસ માઇલ જયપુર તરફનો રસ્તો તમામ ખરાબ છે. જગ્યાના પ્રવાસ માટે ટ્રેન વધુ સગવડ પડતી થઇ પ અજમેરથી જોધપુર સારો માર્ગ છે. પણ ઉદેપુર માટે જેટલો આસમાન ને જમીનમાં તફાવત છે તેટલો બધો ગામ અને મોટરમાં રાખજો, નહિ તો એ બેનું જો ગ્રહણ તો તમારો દહાડો સવળો ઉતરશે નહિ.

